


*IN MEMORIAM*

# KAIKHOSRO NOWROJI KABRAJI

*For Forty Years Editor of the "RAST GOFTAR"*

*and of the "STREE-BODHE"*



The TRIBUTE of FRIENDS and FELLOW-WORKERS
To Literary, Journalistic, Social,
Educational and Civic Services
Rendered during a Period approaching
Half-a-Century



Every noble life leaves the fibre of it woven
forever in the work of the world —RUSKIN

Bombay
OFFICE OF THE "STREE BODHE"
MATHEW ROAD, GIRGAON
1904

# પ્રસ્તાવના.

## દોહરા.[1]

ગયો ગયો જ્ઞાની ગયો, કલમબાજ સરતાજ,
રણ વિદ્યામાં વીર જે, શૂર સુધારા કાજ.
નાટક નવલકથા વિષે, બડો બુદ્ધ બ્હાદૂર,
રાગી વિધ વિધ રાગનો, પરખે પલમાં સૂર.
કરમ હોય લુકમાન બુદ્ધ, કદી ફ્લાતુન હોય,
ગડગડ ઘટ ઘંટી ફરે, તેમાં બચે ન કોય.

ઉપલી સુંદર લીટીઓ જેમ મર્હુમ કેખુશરો કાબરાજીએ અર્ધીસદીભર બજાવેલાં યાદગાર કાર્યોને થોડા શબ્દોમાં આટોપી લીયે છે, તેમ સૃષ્ટિના અશામ્ય—પ્રાર્થનાએ પણ નહિ પીગળનારા—નિયમનું ભાણ કરાવી આપણા વિરહ શોકને શાંતિપર લાવેછે. અમારા શોકનું તે પૂછવુંજ શું? આ "સ્ત્રીબોધ" નો તો પાલણહાર પિતાજ ગયોછે. જેણે બાલ્યાવસ્થામાંથીજ હાથ ઝાલી અનેક વિઘ્નોમાંથી બચાવી લઈ "સ્ત્રીબોધ" ને લગભગ ૫૦) વર્ષની પુખ્તીમાં પોચ્યું,—જ્યારે તે આગલા જમાનાનું કોઈ પણ બીજું માહાવારી આજે હૈયાત રહ્યું નથી,—જેણે પોતાની કલમનું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ફળ "સ્ત્રીબોધ" નેજ અર્પણ કીધું, જે પોતાનીજ કલ્પેલી બચુનાં દુઃખે રડ્યા, અને દારાશાહનાં આખેરનાં સુખમાં પોતાની આંખો લુછી હસ્યા, જેણે છેલ્લે છેલ્લે—હર્કયુલિસે આલકસ્તીસને તેમ—"સ્ત્રીબોધ" ને ખુદ મોતની બાથમાંથી ઝુંટાવી લઈ પુનર્જીવત દાન દીધું, તેવાને સદાના ખોહવાનું અમારેથી કેમ સહન થઈ શકે?

પણ "સ્ત્રીબોધ" ને આમ જીગરના હેતથી ચાહી મર્હુમે શું દેખાડ્યું છે? એમની તમામ જિંદગી લડવામાં અને સ્વભોગ આપવામાં ગઈ છે તે કોણને માટે? એમની સર્વે બહાદુર લડતોનું તાત્પર્ય શું? એમની અનેક–દિશ્ય જિંદગીનો કોઈપણ સફો તપાસો તો તેના હેઠાણમાં એક વિચાર મકકમ ઘર કરી બેઠેલો જણાશે, અને તે એ કે દેશોન્નતિને કાજે દેશની અબળાની હાલત સુધારો, સ્ત્રીને ઘરની વહિત્રી ચાકરડીની હાલતમાંથી ઉગારો, સ્ત્રીને કેળવો, સ્ત્રીનું માન વધારો, અને એ પ્રમાણે સ્ત્રીપુરૂષને સમસ્થિતિનાં બનાવો. એટલાજ માટે પારસી, હિંદુ અને મુસલમાન સ્ત્રી–વર્ગને અજ્ઞાનતા અને વેહેમની બેડીમાંથી છોડવવા મી. કાબરાજીએ લડતો ચલાવી, એટલાજ માટે સંગીત,—જે સ્ત્રીનો કુદરતી શૃંગાર,—તેને ફરી આબરૂદાર પદ્વીએ પોહોચાડવાપર એમનું ધ્યાન ગયું, અને એટલાજ માટે રાજદ્વારી સુધારાને પણ પાછળ

૧. આ દોહરા મી. કરમઅલી રહીમઅલી નાનજીઆણીએ રચ્યા છે. એજ લેખકની બનાવેલી ગઝલ તથા બીજું લખાણ પાછળ જોવામાં આવશે.

૨. મર્હુમ કેખુશરો પોતાની વાર્તાઓ "સ્ત્રીબોધ"મા પેહેલે આવ્યા પછીજ પુસ્તકરૂપે પ્રગટ કરતા. પેહલેથી પુસ્તક બ્હાર પાડવા કબૂલ થતા નહિ.

રહેવા દઈ પ્રથમ સંસાર સુધારવાની છુકર ચલાવી. અંતે એમના પ્રયત્નો ફળીભૂત થયા: એક કેળવાયલો સ્ત્રી-વર્ગ હસ્તીમાં આવવા લાગ્યો છે; સ્ત્રીનો પરદો પાછળ હટવા માંડ્યોછે; અને ઘરમાં તેમજ ઘર બાહેર સ્ત્રી પોતાના લાયક હક ભોગવતી થઈ છે. આવાં શુભ પરિણામો જોઈને મર્હુમ પોતાની લડતનો અને ખમવા પડેલા ભોગોનો બદલો વળી રહેલો સમજ્યા, એટલુંજ નહિ પણ વધારેને વધારે લડતો માટે ઉલટમંદ થયા. તે અહિં સુધી કે શરીર શક્તિ કમી થવાથી "રાસ્ત ગોફતાર" મુક્યું, પણ "સ્ત્રીબોધ" ને મરણપર્યંત છોડ્યું નહિ.

ત્યારે અનાથ બનેલું "સ્ત્રીબોધ" પોતાના સફામાં એ અતિપ્રિય મર્હુમની યાદગારી ખાસ રીતે જાળવવા ઈચ્છે એ સ્વાભાવિક ગણાશે. અને અમારો એ વિચાર મર્હુમના મિત્રોની મદદથી પાર ઉતરેલો જોઈ અમે આજે પરમ સંતોષ પામિયે છિયે. આ સ્મારક ગ્રંથમાં અમારા તરફનું કશુંએ ન લખતાં, મર્હુમના ગુણોની સ્તુતિ કરવાનું અને એમનાં વિવિધ કાર્યોનું શ્રવણ કરાવવાનું એમનાં જાણકાર મિત્રોનેજ સોંપ્યું છે. આ પ્રકારે એમના સમાગમમાં આવી એમને ચાહતાં શીખેલાં મિત્રોને એમનાં મરણથી ઉપજતા શોકના ઉભરા પ્રદર્શીત કરવાને બન્યું છે, એટલુંજ નહિ પણ એમની પત્રકાર તરીકેની જિંદગી, એમનાં અસંખ્ય લખાણો, ગીતો નાટકો, અને વાર્તાઓ એમની સંસાર અને ધર્મ સુધારાની લડતો, વિગેરે એકેક બાબતનું વિવેચન તે તે બાબત વિષે બોલવાની સત્તા ધરાવનાર લેખકને હાથે થવા પામ્યું છે. વળી આ વિશેષ સંતોષની વાત છે કે મર્હુમ કેખુશરોએ દેશી સ્ત્રી-વર્ગની બજાવેલી સેવાઓની તુલના અને પીછાન ખુદ કેળવાયલી દેશી બાનુઓને હાથ થાય છે.

એ સર્વ મિત્રોનો અમે ખરાં દિલથી ઉપકાર માનિયે છિયે. વળી આ ગ્રંથ પ્રથમ ધારવા કરતાં મોટો થઈ ગયોછે, છતાં કેટલાક મિત્રોનાં લખાણ વેળાસર ન મળવાથી અગર બીજાં કારણે રહી ગયાં છે, એ અમારી દલગીરી છે. આ પુસ્તકમાં મી૦ કેખુશરોએ રચેલાં કેટલાંક ગીતો દાખલ કીધાં છે, તે એટલા માટે કે એ ગીતો એમના બહાર પડેલા કોઈ પણ પુસ્તકમાં છપાઈ ગયાં નથી, અને તેથી તેઓ થોડાંજ વાંચનારાઓને જાણીતા હશે. વળી એ ગીતોમાં થોડાક મધુર શબ્દો માહે સમાવેલા સંસારી નિયમો અને શીલસુઘડી ઘણાખરાં મર્હુમની પોતાની જિંદગીના નિયમોનો ભાસ આપે છે.



# અનુક્રમણિકા

# શેઠ કેખુશરો નવરોજજી કાબરાજીનો સ્વર્ગવાસ.

લખનાર—મી૰ અરદેશર ફ. ખબરદાર.

---

( મનહર. )

પારસી સાહિત્યતણા બાગમાં હું બેસી કૈંક
મીઠાં મીઠાં સ્વપ્ન મુજ મગજમાં પૂરતો;
જૂના નવા ક્યારા જોતો તેઓની શોભાએ મ્હોતો,
વિવિધ નિહાળ્યાં પુષ્પ પાસે અને દૂર તો;
સ્વપ્નનું આકાશ મ્હારૂં ઓચિંતું ઘેરાઈ ગયું,
ઝબકીને જોયું બાગે ઝાંખું થયું નૂર તો !—
લેખકોના બાગદ્દેરો માળી શ્રેષ્ટ ચાલી ગયો,
ખાલી રહ્યો બાગ અરે ઝૂરતો ને ઝૂરતો ! ૧

ઉદાસીનું રૂપ ધારી સૂર્ય આજ ઉગ્યો લાગે,
લેખકોના સૂર્ય વિના ધરા પડી ઝાંખમાં;
સાગરની છાતી ભરી ભરી વરસાવે આંસુ:
સાહિત્યનો સાગર ન મળે હવે લાખમાં;
પવનની લ્હેરો કંઈ શોકમય ગાન કરે.
સુધારાની લ્હેરો બંધ પડી યમ-પાંખમાં:—
અદલ હું જોઉં જે જે તે તે શોકાતુર દીસે,
હૃદયનો શોક આવી ઊભો રહે આંખમાં ! ૨

( ઇંદ્રવિજય. )

લેખકનો સરદાર ગયો નિજ લેખણની તલવાર ચલાવી;
કોણ હવે સરદારી ધરી રણમાંહિ રહે અતિ શૌર્ય મચાવી ?
બંધ થયો મધુ વાણીપ્રવાહ, ગયો કહિ અમૃતપાન કરાવી ?
કેખુશરો ! તુજ મિષ્ટ સ્વરો ન પડે અમ કાન શું દૂરથી આવી ? ૩

( રૂચિરા )

સાગરનો શણગાર ગણાયો, રહ્યો ગગનમાં તો ગાજ,
કૈંક કીધા નવાર સુધાર, ગયા કુધાર તો વાજ,
અબળાનો બન્યો નત્ય શુભેચ્છક, બધી સુધારી તેં આજ,
ધન્ય! અમર તુજ નામ કીધું જગ, ઓ કૈખુશરૂ મહારાજ! ૪

( ઇંદ્રવિજય )

સૂર્ય દિપે નભમાં[1] પણ અંતર[2] રાત્રિતિમિર[3] રહ્યું નહીં જાગી,
અંદર તારક[4] છે બહુ તો પણ, ક્યાં રવિતેજની બલિહારી*!
તેજ હરી ગયું સ્વર્ગ વિષે જવ[5] ત્યાં પરગામનું તો થઈ લ્હારી,
કૈખુશરો! લઈ તેજ ગયો, અમ માટ રહી અહિં રાત અંધારી! ૫

( મનહર. )

વાડનો વધારનાર, આપથી ચલાવનાર,
દુનિયા દીપાવનાર, પોતાની કલમનો,
ધરણી ધ્રુજાવનાર, વેરનો તજાવનાર,
સૂર તું ગજાવનાર કલમ-ઈલમનો!
ગાય અને કૈયતની સેવા સ્નેહે કીધી ઘણી,
ભૂમિમાં ન રાખ્યો ભાર કોઈના કરમનો,
દિલમાંહિ દાઝી વાગી કલમ તું ગાજી રહ્યો,
અરે કાળગાજ! પાસુ પાર ક્યાં મરમનો। ૬
અરે ઓ કલમ! ત્હારી સેવામાં જીવન ગાળ્યું,
સેવી તને ગયો જાણે નપુત્ર સાક્ષાત તો,
લેખક હજાર થશે, પંડિત અપાર થશે,
ખલકમાં તોય તેના ભૂલાશે ન ખ્યાલ તો,
અમર અખંડ તેજે ચમકતો સ્વર્ગે ચઢ્યો,
નાખીને પાછળ જગાજાગની વાત તો
પ્રભાતે આ જગતને ડોળી નીર ચાલી ગયો,
સ્વર્ગે જઈ જોયું સ્નેહે પોતાનું પ્રભાત તો !! ૭

---

૧ આકાશમાં ૨ હૈયામાં ૩ રાતનો અંધકાર ૪ તારા * એ રાતના અંધારમાં તારાઓ ઘણાએ છે પરંતુ સૂર્યના તેજની બલિહારી ક્યાં અને ક્યાં તારાનું તેજ? ૫ જ્યારે

# કેખુશરો કાબરાજી.

## એક મધુર લેખક,—એક મહાન અધિપતિ,—એક મક્કમ સુધારક,— અને એક માનવંત શેહેરીની યાદગાર જિંદગી.

લખનાર—મી. પેસ્તનજી ખ. તારાપોરવાળા.

Great! for he spoke and the people heard,
And his eloquence caught like a flame
From year to year of the world, till his word
Had won him a noble name

TENNYSON.

મોત જિંદગીનો અંત નથી; પણ આપણી ચાલુ મુસાફરીનું તે બિંદુ છે, કે જ્યાં આપણા આત્માની કારકીર્દી એક તબક્કામાંથી બીજા તબક્કામાં પસાર થાયછે. આપણુ આદમની આંખો મનુષ્ય તો તે બહાદુર લડવૈયાએ વર્ષોનાં જંગ પછી પોતાનુ બખ્તર બાજુએ મેલ્યુંછે, મગર ખુદા શાહેદ છે કે આપણને છોડીને તે કોઈ બીજા રણસંગ્રામમાં અત્યાર અગાઉનો દાખલ થઈ ચુક્યો હશે ના, ના—મોત તો ફક્ત આપણી દુન્યવી દૃષ્ટિ ઉપર ફરી વળેલો તે પરદો છે, કે જે આપણી માયાવી ચશ્મોને પેલાપારની બીજી બાજુએ વસતી જિંદગીનો દેખાવ જોવાથી બાત્ર રાખેછે. મોત આપણા માણસાઈ અંધાપાને છુપાવવાનુ બારી એક બહાનું છે

ત્યારે પયગમ્બરના બોલોમાં તે મરણ પામ્યો નથી પણ સુતોછે. મગર જો કે તેની હયાતી ખતમ થઈ નથી, જો કે તે હયાતી માત્ર બીજી જહાનમાં પસાર થઈ ગઈછે, તોપણ આપણને લાગેછે કે આપણી વચ્ચેથી એક મહાન હાજરી હવે જતી રહીછે. આપણી દિલગીરી તેને માટે નથી, કે જે એક વધુ ખુશદ અને એક વધુ કદરવંત દુન્યામાં આ ઘડીએ જીવતો હશે. આપણે દિલગીર આપણને પોતાને માટે છિયે, કે જેઓ એક જનહિતકારી, ઉપયોગી, અને આપભોગી બાદ્દબંધને ખોઈ બેઠા છિયે. કેખુશરો કાબરાજી એક એવી જિંદગી ગુજારી ગયાછે કે જેને લીધે તેઓ પોતાનું નામ પોતાની કોમના અને પોતાની ભૂમિના ઇતિહાસમાં જાવેદાન તુલીક જાગતી રાખશે. અસલમાં તેઓ એક બાપ્રી આદમ હતા, અને એક બાપ્રી બંદા તરીકે તેઓએ માણસાઈ ખામીઓનો પોતાનો હિસ્સો ખુદા તરફથી મેળવ્યો હતો. પણ તેમની એ સઘળી ખુબીઓ અને ખામીઓનું સામટું તોલ કરતા આપણને જણાયછે કે કેખુશરો કાબરાજીમાં આપણા દેશનો એક અસાધારણ પુરૂષ જતો રહ્યોછે, જેની ખાલી પડેલી જગ્યા મહેનતાઈથી પૂરાવાની નથી.

ત્યારે આપણે તે કિરતારની અકળ મરજી આગળ આપણું બેખબર સર નમનતાઈપૂર્વક નમાવીશું, અને આપણી વચ્ચે વહી ગયલી તે ઉમદા કારકીર્દીમાં મળી આવતા અનુપમ પાઠો આપણી પોતાની જિંદગીઓમાં દાખલ કરવાની અદના કોશેશો કરીશું.

### મી૦ કાબરાજીનો જન્મ.

ઓગસ્ટ ૧૮૪૨ ની ૨૧ મી તારીખે મુંબઈ ખાતે કોટની ગોલવાડ ગલીમાં એક પારસી બાળકનો જન્મ થયો હતો. કોણે ધાર્યું હતું કે સાહેરની એક ખુણેખોચલેની શેરીમાં જન્મેલો એ જરથોસ્તી જીવડો આગળ આવતાં પોતાની કોમ વચ્ચે એક બળવાન શક્તિ પેઠે અમલ કરશે? પણ થોભો; આપણે એ અસાધારણ નરની કારકીર્દીમાં ઉતરવા અગાઉ—

### તેમની વંશાવળી

ઉપર એક ઝડપી નજર ફેંકીશું. મી૦ કાબરાજી ગરીબ માબાપને પેટે અવતર્યા હતા, મગર તેમની રગોમા ઊંચુ ખાનદાની લોહી વહેતું હતું. પોતાના બાપા તરફથી તેઓ પારખ, દાવર, અને એદીનાં કુટુંબો જોડે તથા બાપાઈ તરફથી તેઓ દાદીશેઠ, દાદીસરજોર, ખુરશેદજી માણેકજી અને જીજીભાઈ દાદાભાઈનાં ખાનદાનો સાથે સંબંધ ધરાવતા હતા.

### કાબરાજી અટક કેમ પડી?

મી૦ કાબરાજીના કુટુંબના બાબમાં જે સવાલ આપણાં મનમા પહેલો ઉભો થાયછે, તે એ છે કે તેઓની આવી અટક કેવી રીતે નિકળી હશે? પારસી અટકોનો ઇતિહાસ રસીલો અને ઘણેક હિસ્સે રમુજી છે, અને કેટલાંક અસાધારણ પારસી ગોત્રનામોમાં "કાબરાજી"ની અટક પણ આપણું ધ્યાન ખેંચેછે. અનેક પારસી ખાનદાનોની અટકો તેઓનાં કુટુંબના કોઈ આગલા નર અથવા નારીના પોતાનાં નામ ઉપરથી પડીછે



મર્હુમ બાઈ મેહરબાઈ નવરોજજી કાબરાજી

વર્તમાનપત્ર ચલાવવાના એવા કડવા અનુભવ પછી નવરોજજીએ જાહેર છાપાને છેલ્લી સલામ કીધી એ પછી ઘણા વર્ષ અજ્ઞાતપણે ગુજારી નવરોજજી ૧૮૮૦ મા ૬૮ વર્ષની ઉમરે કેખુશરોનાજ ઘરમા ગુજર્યા હતા

## કેખુશરોના માતાજી.

મી૰ કાબરાજીના માતાજી બાઈ મેહેરબાઈ ગદેવીના મશહૂર ગઝદર ખાનદાનના હતા, કે જે ખાનદાન ઘણા વર્ષો સુધી હિંદુસ્તાન અને ચીન ખાતે મોહોટો વ્યાપાર ચલાવવાને માટે જાણીતુ છે બાઈ મેહેરબાઈ પાકટ વયે ૧૮૯૯ મા ગુજર્યાં હતા અને છેવટ સુધી પોતાના એ ભાગ્યશાળી સપુત સાથે ઘાડા પ્રેમથી જોડાઈ રહ્યા હતા કેખુશરો તેમના વડા બેટા હતા અને પોતાના નાની ઉમરના બાઈ બેહેનોની સભાળ લેવામા માબાપના મુખ્ય મદદગાર હતા બાઈ મેહેરબાઈ લખી વાચી જાણતા હતા અને કેખુશરોના નાટકો હોશથી વાચતા વા વચાવતા અને તેમના નાટકો જોવા જઈ ખુશ થતા વળી તેઓ વિલાયતના વર્તમાનપત્રોમા આવતા ચિત્રો જોવા હમેશ ઉલટ ધરાવતા ખાસ કરીને મહારાણી વિક્ટોરિયા ઉપર એમને કાંઈ અજબ હેત હોતુ અને તે માહાબાનુને લગતી બાબતો માલમ કરવાને હમેશ વિશેષ તત્પર રહેતા, બલકે તેમને લગતા સ્વપના વારવાર જોતા, અને એવુ એક સ્વપનુ કેખુશરોના જન્મ વખતે પોતાને આવ્યું હતું તે વારે ઘડીએ યાદ કરતા આ પ્રમાણે માતાથી વારસામા મળેલી ગાદી પ્રત્યેની દૃઢ વફાદારી શીલાગીરી કેખુશરોએ પાછળથી ખીલવી તથા રાજગીતનો તરજુમો કરી અને બીજા અનેક પ્રકારે પ્રગટ કરી બતાવી તેથી આપણને આશ્ચર્ય લાગે નહિ

## ‘ સરની ઈસ્કોલ ” ની એક નામીચી પેદાશ.

કેખુશરો કાબરાજીએ પોતાની શરૂઆતની કેળવણી કોટમા બેહેરામ મસાજીદ સ્ટ્રીટના એક ઘરના ઓટલા ઉપર બેસતી મેહેતાજીની નિશાળમા મેળવી હતી આ ઠેકાણે પ્રાથમિક બારાખડી શીખી કેખુશરો મોરલીધર મેહેતાજીના હાથ હેઠળ શીખવા ગયા એ મેહેતાજીની શાળા ઘોઘાના માહોલ્લામા આવેલી હતી અને ત્યા છોકરાઓને ફાટી-તૂટી સાદડીને બદલે બાજઠ ઉપર બેસવાનું મળતું હતુ મોરલીધર મેહેતાજીના પાસ આગળથી ઉઠીને મી૰ કાબરાજીએ ૧૮૫૦ મા સર જમશેદજીની સ્કૂલમા ઇંગ્રેજી શીખવાનુ શરૂ કીધુ આ નિશાળમા તેઓએ ચાર વર્ષ કાઢ્યા જે દરમ્યાન મી૰ કાબરાજી તે વખતપર ચાલતી 'મકનક સિરીઝ' ની ચારપાચ ચોપડીઓ શિખ્યા એટલી ટુક કેળવણી સંપાદન કરીને મી૰ કાબરાજીએ સોલ વર્ષની ઉમરે નિશાળને છેલ્લી સલામ કીધી તેઓ હવે પછી તે મોટી કેળવણીની નિશાળમા બેસનાર હતા કે જે દુનિયા છે, અને તે મોટી નિશાળમા તેઓ એક શિષ્ય તરીકે પેહેલા પડીને પછી એક મહાન શિક્ષક તરીકે પોતાનુ નામ જમાનાઓ સુધી મેલી જવાના હતા

## છાપાના ધંધા સાથ જિંદગી સુધીના જોડાણની શરૂઆત

નિશાળમાથી ઉઠીને મી૰ કાબરાજી દેશી છાપા સાથે જોડાયા, અને આ બીના ધ્યાન ખેંચનારી છે કે તેઓ પોતાની જિંદગીના છેડા સુધી એજ ધંધાને વળગી રહ્યા હતા મર્હુમ મી૰ ખમાતાએ આપણા નાયકના જન્મ ચરિત્રમ જણાવ્યું છે તેમ ' મી૰ કાબરાજીને છેક ન્હાનપણથી ન્યુસપેપરોમા લખવાનો ચસકો હતો અને છેક બાર વર્ષની કુમળી વયથી તેઓ તે વખતના જુજ ન્યુસપેપરોમા કવિતાઓ લખતા હતા !! ચૌદ વર્ષની વયે તો મી૰ કાબરાજીની કલમ "મુંબઈ ચાબુક" પત્રમા બાળલગ્ન અને બાળક બાયડીઓના સંકટો જેવા નાજુક સમાજી બાબતો ઉપર ચર્ચાપત્રો બહાર પાડ્યા હતા જાહેર છાપામા લખાણ કરવાના આ માહવેરાથી ' મી૰ કાબરાજીનો હાથ હલકો થયો તે વેળાએ સરની નિશાળના વડા ડૉક્ટર એ જી ફ્રેઝરની દેખરેખ હેઠળ "પારસી મિત્ર" નામનુ એક ચોપાનિયુ દર અઠવાડિયે નિકળતું હતું, જેમા પોતે પેહેલે શાળાના શિક્ષકો તરફથી લખાયલી ઇંગ્રેજી અને ગુજરાતી બાબતો પ્રગટ થતી હતી મી૰ કાબરાજી જે વખતે ' સ્કૂલ ' મા શિખતા હતા, તે વખતથીજ આ ચોપાનિયામા તેઓ લખાણો કરવા લાગ્યા આ અઠવાડિકનું અધિપતિપણુ મર્હુમ મી૰ નવરોજજી બેહેરામજીને હસ્તક હતું, પણ એ ગૃહસ્થને પાછળથી પારસી પંચાયતના સેક્રેટરીનો એહેદો મળવાથી ડાક્ટર ફ્રેઝરે પારસી મિત્ર ના અધિપતિની જગ્યા મી૰ કાબરાજીને તેમના માગ્યા વગર આપી !

## અધિપતિ તરીકેનો પગાર-રૂપિયા ચાર !

એ અધિપતિપણુ ચલાવવાના બદલામા મી૰ કાબરાજીને નિશાળના વડાએ ચાર રૂપિયાની માસિક "સ્કૉલરશિપ" આપવી કીધી એવી રીતે ' રસ્ત ગોફતાર ' ના ભવિષ્યમા જગઆગરાક થનાર અધિપતિએ પદર વર્ષની ઉમરે એક પત્રકાર તરીકેની પોતાની કારકીર્દી ચાર રૂપિયાના પગારે શરૂ કીધી ! તે જમાનો જોતા આટલી જવાન વયે પણ તેમણે કરેલા લખાણ કેટલા વાચવાજોગ હતા અને ભવિષ્યને માટે કેવી આશા આપનારા હતા તે પાછલા પાનાઓપર આવેલા શેઠ મહમનજી બેહરામજી પટેલના લખાણ ઉપરથી દેખાઈ આવશે

## "ગુપ્ત ગરીબ" ના ઘરનો દેખાવ

આપણા હેવાલના નાયક અધિપતિના ખુરશીપર બેઠા પછી ટુંક મુદતમા સંસારી બનાવોએ તેમની જિંદગીને એક અણગમતી વળાણ આપી મી૰ કાબરાજીના પિતા નસીબના ચક્રના ફરવા સાથે મુશ્કેલીમા આવી પડ્યા, અને મી૰ કાબરાજીના માતા તેજ વખતે તબિયતથી નાચાર થઈ ગયા આ દિવસોમા મી૰ કાબરાજીને ગુપ્ત ગરીબ ના પુત્રના અનુભવમાથી પસાર થવું પડ્યુ આ તે દહાડાઓ હતા, કે જ્યારે પોતાના માબાપના સંસારનો બોજો મી૰ કાબરાજીને સોલમાંથી ઉપાડવો પડ્યો આ તે દહાડાઓ હતા, કે જ્યાર હિંદના વાઇસરૉય તરફથી મુબારકબાદીનો પયગામ મેળવનાર ભવિષ્યના અધિપતિને પોતાના ઘરમા

ખરી, ત્યારે અધિપતિની જોખમદારી એક બીજાજ શખ્સ મી૦ હોરમસજી મોતીવાળાએ કબૂલ કરવી ! ઉપલી ગોઠવણમાં થોડાં થોડાં અઠવાડિયાંને અંતરે અનેક ફેરફારો થવા બાદ આખરે મી૦ કાબરાજી રૂ૦ ૪૦) ના પગારે "જામે જમશેદ" ના જોખમદાર અધિપતિ તરીકે નેમાયા. સાધારણ લોકવિચાર એવો છે કે એક વર્તમાનપત્રનો અધિપતિ ફુલોનાં બિછાણાં ઉપર સૂવે છે. મગર તેના જીવની વાત તો અધિપતિ બાપડોજ જાણે !

## "જામે"ના અધિપતિ તરીકે મી૦ કાબરાજીને થયલી કિંમતી ( ! ) પેહેરામણી.

મી૦ કેખુશરો ઉપર "જામે" નું અધિપતિપણું આગળ જણાવ્યું તેમ સત્તર વર્ષની કોમળ વયે આવી પડ્યું. આ સંજોગને લીધે "ગુજરાતી રીવ્યુ" નામનાં તે વખતે નિકળતાં પત્રના અધિપતિએ મી૦ કાબરાજીને "Boy Editor," "છોકરવન અધિપતિ" નો ઇલ્કાબ ( ! ) કરવા લાયક એલકાબ એનાયત કીધો. એક વાર "જામે" માં મી૦ કુવરજી મોદીની કલમથી સુધારા વાળાઓની સખત ઝાટકણી કાઢનારૂં એક લખાણ પ્રગટ થયું મી૦ સોહરાબજી બંગાલી, જેઓ તે વેળાએ "રાસ્ત ગોફ્તાર" નું સુકાન ચલાવતા હતા, તેઓએ એમ ધાર્યું કે સુધારાવાળાઓની સાખી ખાખી કાઢી નાખનારૂં મજકુર લખાણ "જામે" ના પેલા જવાન અધિપતિ કેખુશરોએ લખ્યુ હતુ. એવા વિચારથી દોરવાઈ જઇને મી૦ બંગાલી નીચલા મજબુત શબ્દોમાં મી૦ કાબરાજી ઉપર નાહકના ઉતરી પડ્યા —

**"એક લુચ્ચો છોકરો, જેને કશું લખતાં આવડતું નથી, તેને મી૦ સોહરાબજી જાસની પછી એ પત્રના અધિપતિ દાખલ ગોલામગીરીની તોક ગલે ઓલથી છ."**

અલબત્ત આજના જમાનામાં જો કોઈ લખનારની ઉપર એવી રીતનો હુમલો થયો હોત તો તે ઉપલા બોલોને પીનલ કોડની ૫૦૦મી કલમ ઉપર જગા નઆપવી જોતે પણ એ તો "વર્ષ પચાસની વાત ઉપર" બન્યું, અને મી૦ કાબરાજીએ આપણને ૨૪ મી મે ૧૮૫૮ ની રાત્રે ભેગા થયલા પારસી લેખકોના મેળાવડા સન્મુખ આપેલાં ભાષણમાં જણાવ્યું તેમ મી૦ બંગાલીના આ યાદગાર શબ્દો ઉપર તેઓએ માત્ર થોડીક ઉંઘ વગરની રાતો પસાર કીધી

## "ખરો માણસ ખોટી જગે."

મી૦ કાબરાજીનું જોડાણ 'જામે' સાથે ૧૮૬૨ સુધી ચાલુ રહ્યું. પણ મર્હુમ મી૦ ખબાતાએ લખ્યું તેમ 'પરથમથી મી૦ કાબરાજીના વીચાર સુધારા તરફ હોવાથી એવો એક અધીપતી 'જામે જમશેદ' જેવા ન્યુસ પેપરમાં પેસી અંગરેજી કહેવત મુજબ 'ખરો માણસ ખોટી જગે હતો' બાલ લગ્ન, હિંદુ વિધવાઓની હાલત, હીંદુ માહારાજોની અનીતિ, ડામચા, ઇત્યાદી ઉપરના મી૦ કાબરાજીના સુધરેલા વિચારપર મી૦ મોતીવાળા જબરી છેકછાક કરતા હતા. આથી ભારી નાકેદી તથા તકરારો સાથની અત્યંત ગેરસમજુતી અને હેરાનગતીથી મી૦ કાબરાજી "જામે" માં દહાડા કાઢવા લાગ્યા." મગર આખરે છુટકારાનો દિવસ આવી પહોંચ્યો. મી૦ સોહરાબજી બંગાલી મી૦ કેખુશરોને વગર પીછાનથે એ જવાન લેખક તરફનો પોતાનો અભાવ આપણે ઉપર જોયો તેવા અસાધારણ આકારમાં દેખાડી ચુક્યા હતા, પણ મી૦ કાબરાજીની કલમનાં અનેક લખાણો, જે બંને પક્ષના એક મિત્ર મી૦ રૂસ્તમજી બેહરામજી ચીનાઈ તરફથી મી૦ બંગાલીને પુગાડવામાં આવતાં હતાં, તેઓના જગ્યા મી૦ બંગાલીએ "રાસ્ત" માં ખુશી સાથે કીધી હતી આખિરત એ લખાણોના પરદા પાછળ રહેલા કર્તાને મી૦ બંગાલી સનમુખ રજુ કરવામાં આવ્યા, અને આ પેહેલી ઓળખાણે લાંબા વર્ષો સુધી જારી રહેલી ગાઢી મિત્રાચારીનો પાયો નાખ્યો એક મોટા પુરૂષ સાથે સમાગમમાં આવ્યા પછી તુરતજ એક બીજા મહાન પુરૂષ સાથે સમાગમમાં આવવાનું મી૦ કાબરાજીની કિસ્મતમાં હતુ આપણા જવાન લેખકની એક અજાયબ જેવા સંજોગે પેલા મહાન હિંદુ સુધારક

## કરસનદાસ મૂળજી સાથે પીછાન

કરવી. ખેતવાડી ખાતે ભરેલી "જ્ઞાન વર્ધક સભા તરફથી મી૦ કાબરાજીએ એક વેળા "સ્ત્રી જાતી" ઉપર એક જાહેર ભાષણ આપ્યું, જે સાંભળવાને બીજાઓ ભેગા સંસાર સુધારાના ઉપલા આગેવાન હિંદુ રહબર હાજર થયા હતા, અને તેઓએ પ્રમુખની રૂએ આમથી ભાષણની બાબત ઉપર સભામાં પોતાના વિચારો જણાવતાં મી૦ કાબરાજીની ઘણી તારીફ કીધી આ દિવસ પછી આ બન્ને વચ્ચેનો પરિચય વધુ અને વધુ મજબુત બનતો ગયો, જે દરમ્યાન મી૦ કાબરાજીએ "જામે જમશેદ" પત્રના અધિપતિ દાખલ તેમને ખમવી પડતી હરકતો અને હેરાનગતીથી મી૦ કરસનદાસને વાકેફ કીધા. આ વેળા "રાસ્ત ગોફ્તાર"નુ સુકાન મી૦ કરસનદાસના હાથમાં હતુ, અને સમાજ સુધારાના એ ઉઘરતા પારસી હિમાયતીના આગળ વધેલા વિચારોનુ "જામે" ની કચેરીમાં ખુન થતુ સાંભળીને તેઓએ મી૦ કાબરાજીને "રાસ્ત" માં લેવાની મરજી બતાવી "સ્ત્રી બોધ"માં પણ કેખુશરો આ બારીમાં લખાણો કરતા હતા, અને એ કલમબાજીના પ્રતાપે તેઓ ગેહો બેહરામજી કરદુનજીની કંપનીવાળા મી૦ બેહેરામજી તથા મી૦ મેહેરવાનજી કરદુનજી મર્ઝબાનની સાથે સંબંધમાં આવ્યા, કે જે સંબંધે મી કાબરાજીને મજકુર ચોપાનિયા સાથે જિંદગીના છેલ્લી ઘડી સુધી જોડેલા રાખ્યા. મી૦ કરસનદાસે "રાસ્ત"ના માલિકો આગળ જવાન કેખુશરોની એક લેખક દાખલની લાયકાત રજુ કીધી, જેનાં પરિણામમાં મી૦ કાબરાજીને "રાસ્ત ગોફ્તાર"ના મદદનીશ અધિપતિ તરીકે રૂપીઆ પચાસને પગારે નેમવામાં આવ્યા, અને "સ્ત્રી બોધ" નું અધિપતિપણું પણ રૂપીઆ વીશના દરમાયાપર એમની કલમને સોંપવામાં આવ્યું એવી રીતે કેખુશરો કાબરાજી તા૦ ૧લી ડિસેંબર ૧૮૬૨ને દિને.

મેલાવડાઓમા જાયછે, અને પોતાના મરદ કુટુંબીઓ સાથે જાહેરમા દેખાવ દેછે. પારસીઓના ગોલભાત, પેહરવેશ, અને રેહણીકરણીમા છેલ્લી અર્ધી સદીએ જે ફેરફાર જોણછે, તે બોહોળો ફેરફાર ઉપજાવવામા મર્હુમ મી કાબરાજીએ એક નહિ વિસરાય એવો ભાગ લીધોછે

પણ થોભો! આ તો માત્ર પારસી કોમની સપાટીપરની જિંદગીમા થયલો ફેરફાર છે મગર ખુદ તે જિંદગીના ભિતરમા થયલો ફેરફાર કાંઈ થોડો સંતોષકારક નથી એ ફેરફારનો ખ્યાન પામવાને

## પારસી ઘર—"વર્ષ પચાસની વાત ઉપર"

કેવી હસ્તી ભોગવતું હતુ તેની આપણે તપાસ કરવી જોઈએ અર્ધ સદી અગાઉની આપણા પારસી ઘરોના સસારની કંગાલિયતનું જે ચિત્ર મી૦ કાબરાજીએ નિચના વાક્યોમા દાર્યુછે, તેમા સહગગતનો એક પણ રંગ પૂરેલો આપણુને મળી આવતો નથી —

"સસાર તે સ્ત્રી અને પુરૂષથી ભેગો હોય ત્યારેજ ભોગવી શકાય છે પણ પચાસ વર્ષ ઉપરના આપણા પુરૂષોજ સસાર સુખમા એટલા પછાત હતા કે સ્ત્રીઓનું પછાતપણુ તો પુછવુંજ શુ હોય? અને જ્યા સ્ત્રી પુરૂષ બને મસાર્રી કંગાલિયતપણુ ભોગવે ત્યા ઘરબારના સુખી સસારનું નામજ કેવુ લેવાય? ખરેખર "ઘરનું સુખ," જેવું આજે આપણ સમજતા શીખ્યા છીએ, તેવું ઘરનું સુખ પારસીઓમા પચાસ વર્ષની વાત ઉપર નહીં હતુ. જે સુખ ઘરમા નહીં મળે તે આપણા પુરૂષો ઘરની બાહાર શોધતા ફરતા હતા એટલે કે થાકેલા પાકેલા માટિડાને પોતાની દરરોજના કામધંધાની થાક અને વેઠ ખમ્યા પછી સાંજને છેડે ઘર જવા ગમતું નહીં હતુ ઘર તેને કરડવા આવે એવું હતું ઘર જાયતો એક બાજુથી તેના માબાપ તેને હવારી ખાય, બીજી બાજુથી તેની બાયડી તેને ફુંપી નાખે ત્રીજી તરફથી તેના બચ્ચાકચ્ચા તેને જાણે કે જીવનો કાપી ખાવા માગે, અને ચોથી તરફથી તેના મગાંહાના કે ભાઈઓ જો કોઈ બીજા હોય તો તેને કાચો ને કાચો ગળી જવા માગે! એવી હાલતમા "ઘરનો માટિડો" પોતાને ઘર જઈ શકતો નહી હતો એના કંગાળ ઘરમા જવાના કરતા તો ઘરની બાહાર રહેવામાજ તેનું સુખ હતુ તે આગળા વખતના જુના પારસી કલબોની હસ્તીજ તે વખતના પારસી સસારની કંગાલિયતમાથી જન્મ પામી હતી પુરૂષો ઘરથી સુખી નહી હોવાથી ઘરની બાહાર સુખ ભોગવવા જતા હતા માબાપ યા બાયડી છોકરાના સુખની ખુટ વાડીવંતરે દોસ્ત આશનાવોની સંગતના સુખથી તેઓ પુરી પાડતા હતા હસવા બોલવાની ખાવા પીવાની, ગાવા વગાડવાની ઈત્યાદી, જે મોજ શોખ ઘરમા નહી ભોગવી શકાય તે ભોગવવાને તેઓ વાડીવંતરે (એટલે કે કનગોમા) જતા હતા એ તે વખતનાં ખેતવાડી ગીરગામ અને દરિયા કિનારેના ઉભાઈ જતા પારસી કલબોની ફતેહનુ કારણ હતું પતનચકીના મેદાનમાના પેલા જે 'સાદરી ફાનુસ કલબો' વિષે મેં આગળ કહ્યું, તે કલબોનું પણ ઘણુ ખરૂ ફાવી જવું તે પારસી ઘર સસારની તે વખતની માઠી સ્થિતિને લીધેજ હતુ લોકોની સસારી કંગાલિયતની ખાતર તે કલબો સગવડ ભરેલા અને તે વખતની સસાર સ્થિતિને અનુકુળ થઈ પડયા હતા પચાસ વર્ષ ઉપરનો આપણો તે પારસી સસાર મુખ્ય કરીને સમારી કુમપનાં રૂપમા સસારની સપાટી ઉપર તરી નિકળતો હતો ઘરનુ સુખ નહીં મળતું હતું, તે મુખ્ય કરીને ઘરના કજીયા ટંટા અને કુટુંબી કલેશોને લીધેજ નહીં મળતું હતું એક સાંજે યા એક રાતના વડા પ્રહરે તમે એક પારસી મોહલ્લામા અથવા એક પારસી ઘરમા જાવો તો તમારે કાને શું પડતું હતું? આજના વખતની જોડે કાંઈ મધુર રંગરાગના મીઠા શરેદો નહી, કાંઈ માબાપની દુવા, કાંઈ બાયડી છોકરાના આશિરવાદ યા કાંઈ ભાઈ બેહનના મોસાળાના ગીત નહીં પણ કાંઈ ખૂનખરાબા ભરેલા ફિરાદ, કાંઈ એ નફેલ ગાળાગાળી અને કોઈ વખત તો હાથોહાથની મારામારીના ધ્વનિ તમારા કાને પડતી હતી ઘરોની અંદર, કુટુંબોની અંદર, માબાપો, બાયડી છોકરા, તથા ભાઈ બેહનો વચેના તે કુટુંબી કલેશો આપણા પચાસ વર્ષ ઉપરના પારસી સસારને લાગેલા મોટામા મોટા સગો હતા તે વખતના "સાસુ વહુના કજીયા" તથા "નણદ ભોજાઈના કજીયા" તથા "દેરાણી જેઠાણીના કજીયા" વગેરે, વગેરે વિષે આજના વખતના વાચનારે પોતાના વડાવડેરાઓથી ઘણુ સાંભળ્યું હશે અથવા સાંભળ્યુ નહીં હશે તો વાંચ્યું યા બીજી કોઈ રીતે જાણ્યુ હશે પણ એ તો મશહુર તે વખતના અભણ બૈરાના કજીયા હતા એ ઉપરાંત પુરૂષ પુરૂષો વચેના કજીયા કકાશ તે વખત ઉપરના પારસીઓમા ઓછા નહીં હતા"

## આજનો બદલાયલો પારસી સસાર

પ્રિય વાચકો, જો આપણે ઉપના દુખદાયક ચિત્ર ઉપરથી આપણી નજર બે ઘડી આજના બદલાયલા પારસી સસાર તરફ ફેરવીશુ, તો આપણુને તેમા અનેક મોટા ફેરફારો આમેજ થયના જાણશે. વખતનો બળવાન રોહ માણસજાતની હાલતને કદિ પણ એક ઠેકાણે ઠરીને રહેવા દેતો નથી તેના ચાલુ વેહની સાથે આદમનો સસાર અને સ્થિતિ સદા બદલાતા રહેછે મગર એ બોહોળા ફેરફારો ઉપજાવવામા ચોક્કસ મહાભારત માણસો વખતના વીરણ હથિયાર તરીકે કામ કરેછે કેખુશરો કાબરાજીમા એ વુજ એક તેજી હથિયાર આપણી કોમ ઉપર અમલ ચલાવી ગયુછે તેઓએ આપણા ફિરકાને લાગતાવળગતા લગભગ દરેક અગત્યના ફેરફારમા પોતાનો હાથ રાખ્યોછે પારસીઓની રસમો, પોશાકે, અને રહેવાની રાહરીતિઓને લગતા સખ્ખાબધ જરૂરજોગા સુધારાઓ દાખલ કરવાને મી૦ કાબરાજીએ 'રાસ્ત ગોફતાર' મા પોતાની ચમકદાર કલમ ચલાવીછે વળી આપણે જોઈ ગયા છિયે તેમ મર્હુમ મી૦ માણેકજી ખુરશેદજી જેવા સ્ત્રી કેળવણીના સરદારોને કોમના નાજુક પથની માનસિક, શારીરિક, અને સાસારિક બેહતરી કરવાના કામમા તેઓએ અમુલ્ય મદદ આપીછે પારસીઓ હિંદમા આવ્યા કેડે પોતાની નારીઓને જે પરદેનશીન હાલતમા રાખતા હતા તેમાથી તેમને છોડવવામા,— પુરૂષ અને સ્ત્રી વચ્ચેનો દરેક અઘટિત અંતર તોડી પાડવામા,—ટુંકમા સ્ત્રીજાતીના લાયક દરજ્જાની કોમ તરફથી પિછાન કરાવવામા, મી૦ કાબરાજીએ બલતવાર અને જુસ્સાદ ભાગ લીધોછે, સ્ત્રીજાતીની હાલતના એ સુધારા સાથે આજે આપણુ પારસી ઘર આગળના કરતા ખચિતજ વધારે મોહોબત, મમતાવતુ, અને મધુર બન્યુંછે

## પારસી સંસારનું આજનું "બેહુદેલું વાહણું"— વાંક કોનો છે?

અનખના કેળવણી, સુધારા અને વધારાના કોમહિત વાંછુ હિમાયતીઓએ પારસી કોમને માટે જે જે જહેમતો ઉઠાવી છે, તેના પરિણામમાં પારસી સમાજ આજે એક "યુટોપિયા"માં બદલાઈ ગયો છે એમ તો કોઈ પણ માલુમ કરતો નથી. આપણી માણસાઈ સ્થિતિ સાથે સંપૂર્ણતાનો ખ્યાલ કરવો કેવળ અશક્ય છે. આદમજાત જે કંઈ કરી શકે તે એટલુંજ કે પોતાના હમદીનો તથા પોતાના સ્વદેશીઓની હાલતમાં જે પણ સુધારો દાખલ કરવાનું તે વાજબી ધારે, તે સુધારો સિદ્ધીમાં લાવવાને તેણે દરેક કાળજી લેવી અને દરેક આપભોગ આપવો. એવીજ એક લાગણી સાથે મરહુમ કેખુશરોએ પોતાની જિંદગી પારસી કોમના ભલાને ખાતર વહી નાખીછે. એ તમામ જાત્યાભિમાની સેવાઓના બદલામાં મી૦ કાબરાજીનો ઉપકાર માનવાને બદલે આજે કેટલાક પારસીઓ તેમને અપજશ આપવાને તૈયાર થાયછે, તે ખાસ પોતાને નીમકહરામ પુરવાર કરવાને ઉગર અને જાન પટકનાર જરથોસ્તી ફિરકાની કીર્તિને ઝાંખ લગાડેછે.

હાલ પારસી સમાજમાં આજે અનેક કડવા તત્વો દ્રષ્ટિએ પડેછે. પણ એ તત્વો આપણા સમાજમાં કઈ દિશા તરફથી દાખલ થયાછે? મી૦ કાબરાજી અને તેમના જેવા બીજાઓએ જે સુધારાઓ પારસી સમાજમાં આમેજ કીધાછે, તે સુધારાઓથી જરથોસ્તીઓની જિંદગીપર જે અસરો ઉપજવાની તેઓએ વકી રાખી હતી, તેથી જુદીજ અસરો જો આજે કોઈ કોઈ બાબતમાં આપણને દેખાતી હોય, તો તેને માટે આપણા સુધારકોનેજ કસુર કાઢવો નિમારી નથી. આદમજાત પોતે ચોક્કસ પરિણામોની વકી રાખીને એક પગલું ભરેછે, મગર મરજાતના આગળથી નહિ કળી શકાય એવા સંજોગો વખત જતે એવાજ દેખાવ આપી માણસમાતની ગણત્રીને ઊંધી વાળી દેછે.

એક કોમની મુસાફરી જિંદગીમાં એક બીજો અગત્યનો ચમત્કાર નજરે પડેછે, જેનો પણ ખ્યાલ આપણને કરવો જોઈએ. કોઈ પણ રોગી સમાજી હાલતના એક તબક્કામાંથી નિકળી બીજા તબક્કામાં બરાબર દાખલ થાય, તેની અગાઉ તે કોમ એક વચલી કામચલાઉ સ્થિતિ (transient stage)માં રહેછે. એ સ્થિતિમાં મજકુર કોમનો સમાજ અનેક ચિન્હો દેખાડે છે, કે જે ચિન્હો તે સમાજની કાયમની હાલતનો ભાસ આપતા નથી. આ ચિન્હો તો કોમની બદલાયની સ્થિતિની પહેલી નિશાનીઓ છે, અને તેઓ માત્ર વહી જતી નિશાનીઓ (passing signs) છે. જેમ એક દરદીને પારો આપ્યાથી તેના શરીરપર પહેલા માઠી અસરો નિપજેછે, પણ પાછળથી તેજ દવાથી દરદી પોતાને ફાયદો થયેલો જોયછે, તેમ એક નવો સુધારો કોમમાં દાખલ થતા તેની પહેલી અસરો કદાપિ, કડવી નીવડે મગર આખર તે સુધારો કોમની જિંદગીપર પોતાની ખરી અમર અસરથી તેની હાલતને આખરે મુબારકી બનાવેછે.

એ ખરો સુધારો સમજવો. પણ સુધારાને નામે બગાડ થાય તેની ખોટી અસરમાં સુધારાને કેમ મુકે? તેની "રોશનબાગ"માં મી૦ કેખુશરોએ પોતે નીચે મુજબ મજાક આણીછે—

"એ સઘળા આપણા સુધારાના પ્રતાપ છે!" બાનુ મેહેર બડબડયા. "છોકરીઓને કેળવો! છુટ આપો! એમ આજના લોકો બોલેછે, પણ તેનો મીનીંગ શું થાય છે, તે કોઈ સમજે છે?"

"વખત પ્રમાણે સઉ સમજે છે, સાંઈ!" હોરમસશાહ બોલ્યા. "આપણી કેળવણી અને આપણા સુધારાને તમે ગાળ દેવો ના. અનખના કેળવણી અધુરી છે. સુધારો પણ અધુરો છે, અને જવાબદારી આપણને લખી આપેલી છે; પણ તેના વાસ્તે કેળવણી આપવીજ નહીં અને સુધારો કરીએજ નહીં એમ કેમ ચાલે? કરવાનું એટલુંજ છે કે જે નવા રસ્તા ઉપર આપણે ચાલીએ છીએ તેની જોખમદારીઓ આપણે સમજીએ અને સુધારાની સાથે સાથે જે જે સભાળો લેવાની છે તે સભાળો આપણે લેતા જઈએ. અગર જો તમે આજની "સુવડી"ના દાખલામાં શીરીન કે રીના સાથને દેખાડશો તો, હું મારી જાતનો દાખલો આપીશ, કે જે સુધારાનુંજ પરિણામ છે કની? સુધારાની આપણી અજમાયશમાં આપણે ગમે એટલું ખાબખાબ ખાયું છે, પણ મેહેર તો મારુંજ આ શું? કમનસીબ સુધારાથી બિગડેલો એજ સુધારાથી સુધરીને પાછો આવ્યો. રીના સાથને સુધારાએ બિગાડી પણ પાછી સુધારી—'

'અને મને, મને? મને પણ કોણે સુધારી? હું પણ કેવી સુધરી? એ બી સુધારાનાજ પ્રતાપ છે,' બાનુ શીરીન મેહેરનો શબ્દ ઉમેરયા.

આ પ્રમાણે સુધારાનો બચાવ કરતા છતા મી૦ કાબરાજી એક પ્રમાણિક સુધારાવાળા હતા. કોમને જરૂરના સુધારાઓ દાખલ કરવાને માટે તેઓ રાતદિવસ મેહનત કરતા હતા. મગર એ સુધારાઓમાના એકનો પણ ઉપયોગ કોમના ચોક્કસ ભાગ તરફથી ખોટી રીતે કરવામાં આવતો, તો તે સામે પુકાર ઉઠાવવાને ખુદ તેઓજ પોતે પહેલા બહાર પડતા હતા. એવીજ એક પ્રમાણિક વલણને આધીન થઈને મી૦ કેખુશરોએ ઓકટોબર ૧૯૧૧થી ડિસેમ્બર ૧૯૧૨ સુધી નામના સવા વર્ષની લાંબી મુદત સુધી "પારસી નીતિનો મસાન" એવા મથાળા હેઠળ પારસી સમાજની ખામીઓ વિષે પચાસ ઉપર લખાણો "રાસ્ત ગોફતાર"ની કટારોમાં પ્રગટ કરીને પારસી સમાજની હાલની સ્થિતિનો એક અપક્ષપાત તપાસ લઈ કોમના સુધારકોએ ભવિષ્યને માટે લેવા ધારના રસ્તાઓ દેખાડી આપ્યા હતા. એજ વલણને વળગી રહીને ગયે વર્ષ મરેલી એક જાહેર સભામાં હાલના પારસી સમાજને એક "બેહુદેલા વાહણ" ની ઉપમા આપવાને એ સ્વતંત્ર પારસી જરા પણ ડરમણ્યો ન હોતો. મગર અહીં આપણને મી૦ કાબરાજી અને બીજા પારસી જાહેર પુરૂષો વચ્ચે મોટો તફાવત દોરવો પડશે. કેખુશરો કાબરાજી માત્ર વાકચાતુરી અને લેખણચાતુરીથીજ પોતાના હમદીનોનું દરદ ફિટાડવાનો ખ્યાલ રાખતા નહિ હતા. તેમનામાં

### ફક્ત વચનોથીજ નહિ પણ કામોથી કોમની સેવા બજાવનારો ફરૈયો

જીવતો હતો. એક સુધારાની જરૂર છે એમ ખૂમ પાડીનેજ તેઓ બેસી રહેતા નહિ હતા. મગર તે સુધારો પહેલા તો પોતાને ઘરથીજ શરૂ કરી તેઓ બતાવી આપતા હતા કે તે સુધારાની અગત્ય તેઓ અંતઃકરણથી પીછાનતા હતા, અને તેટલાજ માટે ખુદ પોતાના વહાલા

ખુલ્લો "પ્રોટેસ્ટ" બહાર પાડ્યો* એ લડત ચલાવતા જતા મી૦ કાબરાજીને બહુ ખમવું પડ્યું તે દિવસથી અમણે એક મોટો અને બળવાન મિત્ર સદાનો ખોયો મગર પારસી ટોળાનો મોટો ભાગ તો પોતાના આ હમદીન લડવૈયાએ ઉપલે પ્રસંગે દેખાડેલી મહાન કોમનહિતકારી લાગણીની વધારે વ્હાલથીજ યાદ કરશે. એજ પ્રમાણે રાજબાઈ ટાવરવાળી બેદરકારી હાનાગત વખતે મી૦ કાબરાજીએ પારસી પ્રજા લાગણીને સતાવનારાઓ પાસ બરાબર રજુ કીધી ખરી, પણ તેમ કરતાં એક માનીતા અને વ્હાલા સુધરેલા સમાન દોસ્ત સાથે મનફેર પડ્યો અને તેમની દોસ્તીનો ભોગ આપવો પડ્યો.

## હિંદુ સંસાર સુધારાની ચુસ્ત હિમાયત

મગર મી૦ કાબરાજી એક એકતરફો જાહેર પુરુષ નહિ હતા. તેઓના દિલમાં પોતાની કોમની જોડે તેમની ભાઈબંધ કોમોનું ભલું પણ વાસો કરતું હતું. પુનર્વિવાહના સવાલને આગળ પાડવામાં મરહુમ શેઠ માધવદાસ રઘુનાથદાસને મી૦ કાબરાજીએ કેવો કિમતી ટેકો આપ્યો કે તેની એક અસરકારક નોંધ ઉપલા સવાલની હિંદુ નરે એ વિષય ઉપર લખેલા પુસ્તકમાં આપણને મળી આવેછે. બાળહત્યા, દેરાઠણું, બાળ લગ્ન વિગેરે અનેક હિંદુ સમાજી દોષોનું નિવારણ કરવામાં મી૦ કાબરાજીએ રાસ્ત ગોફતાર મારફતે અને તેની બહાર કલમથી અને કુનેહથી ભાગ લીધોછે. પણ એ અગત્યની સેવાઓનું વાજબી ખુદ હિંદુ ગૃહસ્થો કરે તે વધારે બંધબેસતું થાય અને તેમના કેટલાક લખાણો પછવાડે જોવામાં આવશે.

## સાહિત્ય હુનર અને કળાનો ભક્તિમાન પૂજારી

મી૦ કેખુશરો કાબરાજી માત્ર સંસાર સુધારાના અને મરહુમજ પોતાની જિંદગી ગુજારી ગયા નથી. એલમ અને હુનરના એક ઉત્તમ આશક તરીકે—ટુંકમાં બોલતાં અંગ્રેજીમાં જેને "The Muses" કહે છે તે સુંદર દેવીઓના એક ભાવિક પૂજારી તરીકે—મી૦ કાબરાજી વિદ્યા અને કળાના અમર ઇતિહાસમાં એક વ્હાલું નામ મુકી ગયા છે. ગુજરાતી સાહિત્યમાં જેવી કીર્તિ કેખુશરો કાબરાજીએ મેળવીછે તેવી અનુપમ અને અસાધારણ કીર્તિ બીજો કોઈ પણ પારસી લેખક જીતી ગયો નથી અને વર્ષો સુધી કદાચ જીતશે નહિ. દેશી નાટક-તખ્તાને તેની બચપણની હાલતમાંથી ઉંચકીને 'નીતિની નિશાળ' ની તેની કહેવતી ઉપમાને અનુસરતો બનાવવાને માટે મી૦ કાબરાજીએ કેવા સંગીન પગલાં લીધાછે અને તેઓની પોતાની કલમે કેવા બોધક અને રમુજી નાટકોનો પ્રસાદ આપણી રંગભૂમિને કીધોછે તે એક જુદોજ વિષય એટલી મોટી બાબત છે. જેમ દેશી નાટક કળાની તેમજ દેશી સંગીત કળાની મી૦ કાબરાજીએ નાદર સેવા બજાવી છે. દેશી ગાયનની ખીલવણી કરવાને માટે, તેની નિર્દોષ મોજ દેશી ઘરોમાં દાખલ કરવાને માટે એ ખુદાઈ હુનરને બેઆબરૂદાર હાથોમાંથી ખુંચવી લઈ નીતિવાન હાથોમાં મેલવાને માટે મી૦ કાબરાજીએ તેમજ તેમની કાબેલીયત અને હુનરમંદીનો બેમુલ વારસો પામેલા તેમના પુત્ર પુત્રીઓએ જે અથાક કોશીશો કીધીછે, તે એટલી અગત્યની છે કે તેનો પણ જુદોજ અહેવાલ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે.

આપણા દેશીઓમાં ઉંચી ચિત્રકળાનો શોખ હજી એટલો થોડો છે કે મી૦ કેખુશરો એ હુનરની પીછાણ ધરાવતા હતા અને દેશી ચિતારાઓને બને તેટલું ઉત્તેજન આપતા હતા તે નોંધી લેવા જોગ બાબત છે. મી૦ પેસ્તનજી બમનજી, રાજા રવીવર્મા, વિગેરે ગણત્રીના ચિતારાઓને રાસ્ત ગોફતારની મારફતે મુંબઈની દેશી પ્રજાની જાણમાં લાવનાર મી૦ કેખુશરોજ હતા. વળી પારસી બાનુઓ એ હુનર સંપાદન કરે તે માટે મી૦ કાબરાજી એટલા ઉલટમંદ હતા કે બાઈ જરબાઈ ફકીરજી પટેલ, બાઈ પુતલીબાઈ વાડિયા, બાઈ ધનબાઈ ફરદુનજી બનાજી વિગેરે બાનુઓના હુનરમંદ ચિત્રકામોને જાહેરમાં લાવવામાં તેઓએ ઘણી પ્રકારે મદદ કરી હતી. મી૦ શાહપુર બેહરામ સાથની ગાઢી મિત્રાચારીનો પાયો પણ એકની હુનરમંદી અને બીજાની કદરદાનીથી રચાયો હતો. એમ દેશીજ નહિ પણ સારા સારા યુરોપિયન ચિતારાઓ સાથે પણ મી૦ કેખુશરોને ઓળખાણ થઈ હતી, અને પ્રખ્યાત ચિતારા વાન રુઇથને એઓએ કીધેલી મદદના બદલા તરીકે તેણે એમનું એક અસલ હુનરમંદ ચિત્ર ચિતાર્યું છે કે જે આજે પણ વખણાય છે. મી૦ કેખુશરોની આ પ્રમાણે ચિત્રકળા માટેની ઉલટને લીધે બોમ્બે આર્ટ સોસાએટીએ એમને પોતાની કારોબારી મંડળીના સભાસદ તરીકે સાલુ નેમવાનું અસાધારણ માન આપ્યું હતું.

## જ્ઞાન અને કેળવણીનો ઉલટમંદ ખેરખાહ

સાહિત્યને માટે જે પુરુષના અંતરમાં એટલી ઉંડી પ્રીતિ વસતી હોય તેને કેળવણીના ભરપૂર ફાયદાઓ પકી રીતે રોશન હોય એમાં નવાઈ નથી. જો કે આપણી પાઠશાળાઓમાં મળેછે તેવા પ્રકારની ચડતી કેળવણી મેળવવાથી મી૦ કાબરાજી બેનસીબ રહ્યા હતા તોપણ તેઓએ જાતી મહેનતથી જેમ ભાષાનો તેમજ બીજી બાબતોનો અભ્યાસ ખંતથી ચાલુ રાખીને પોતાના મનને એક બુલંદ શિક્ષણ હેઠળથી પસાર કીધું હતું. એવી એક માનસિક ખીલવણીએ મી૦ કાબરાજીને કેળવણીની જરૂરિયાત અને ઉપયોગીતાની પીછાન કરતાં શીખવ્યા હતા. તેથીજ તેઓએ ફક્ત પોતાના પુત્રોનેજ નહિ પણ વળી પોતાની પુત્રીઓને ઉંચી કેળવણીના ફળ ચખાડ્યા હતા. જ્યારે પણ કેળવણીને લગતા સવાલો જાહેરમાં ઉભા થતા ત્યારે મી૦ કાબરાજી રાસ્ત ગોફતારમાં તે સવાલો ઉલટભેર ઉપાડી લેતા હતા. આપણી યુનિવર્સિટીને લગતી સઘળાબંધ બાબતો પર અનેક વિચારવંત લખાણો એવી રીતે તેમની કલમથી બહાર પડ્યા છે. મુસલમાનોમાં કેળવણીનો પ્રસાર કરવાને સ્થાપવામાં આવેલી અંજુમને ઇસ્લામની તથા તેના વહિવટની તપાસ કરવાને જે ખાસ જાણીતા હિંદુ અને ત્રણ પારસી ગૃહસ્થોની કમિટી બેઠી હતી, તેમાં મી૦ કાબરાજીને પણ નેમવામાં આવ્યા હતા. કેળવણીની બાબતોમાં મી૦ કેખુશરો તરફથી લેવાતી ઉંડી ઉલટની વધુ પીછાન ૧૮૮૮ માં મુંબઈ મ્યુનીસિપલ મંડળ તરફથી થઈ હતી, કે જે વર્ષમાં નવા મ્યુનીસિપલ કાયદા પ્રમાણે મુંબઈની શરૂઆતની કેળવણી આપવાની સરકારી નિશાળોનો વહિવટ તપાસનાર 'જોઇંટ સ્કૂલ કમિટી'માં તેઓ મ્યુનીસિપાલીટી તરફના એક

* તેમજ પારસીઓની તા૦ ૨૨ મી સપટેંબર ૧૮૭૩ ને દિને મળેલી એક બીજી જાહેર સભાના હેવાલને માટે વાંચો "અહવાલે રાસ્ત ગોફતાર" સફો ૫૮ —લખનાર



મર્હુમ બાઈ કુંવરબાઈ—
શેઠ કેખુશરો કાબરાજીના ધણીઆણી

સદી દરમ્યાન જે સ્તુત્ય ભાગ ભજવ્યો છે, તેની પીછાનમાં એ પત્રના માલેકને તથા અધિપતિને આ ટાંકણે અનેક માનપત્રો તથા મુબારકબાદીના સંદેશાઓ મોકલવામાં આવ્યા. હિંદના એક આગેવાન પત્રના આનંદોત્સવમાં પ્રજાના સમસ્ત વર્ગે ફક્ત દિલસોજી સાથેજ નહિ પણ ઉપર સાથે ભાગ લીધો. મી૦ કાબરાજીને એ પ્રસંગે આ દેશથીજ નહિ પણ વિલાયતથી મહાન સ્ત્રીપુરૂષો તરફથી મુબારકબાદીના તારો મોકલવામાં આવ્યા, જ્યારે જ્ઞાન પ્રસારક મંડળી, પારસી લેખક મંડળ, રહનુમાએ માજદયસ્નાન સભા વિગેરે મંડળોએ તેમજ મુંબઇ, તારાપોર, નવસારી, ભાવનગર, સુરત વિગેરે સેહેરોએ "ડેપ્યુટેશન" મોકલી તેમને ખાસ માનપત્રો એનાયત કીધાં. "રાસ્ત ગોફતાર"ની આ અર્ધ-સદીની લંબાણ કારકીર્દ દરમ્યાન તેણે બજાવેલી નાદર સાંસારિક, રાજદ્વારી, અને સામાન્ય સેવાઓની એક પ્રમાણિક નોંધ દેશી પ્રજા સમક્ષ રજુ કરવા અર્થે મી૦ કાબરાજીએ "અહેવાલે રાસ્ત ગોફતાર" નામનું રસીલું પુસ્તક પોતે લખી આ ટાંકણે બાહાર પાડ્યું હતું. આ ગ્રંથ તેના સફાઓમાં સમાયલી જાણવાજોગ તવારીખને લીધે આપણા સાહિત્યમાં જગવાઈ રોકે છે. આ કેતાબમાં "રાસ્તે" પચાસ વર્ષમાં અદા કીધેલી જાહેર ફરજોનો જે હિસાબ આપવામાં આવ્યો છે, તે હિસાબનું મુખ્ય ખાતું મી૦ કાબરાજીને પોતાને ખાતે જમે થાય છે, કે જેમણે એ અર્ધી સદીના પોણાથી વધુ ભાગ "રાસ્ત ગોફતાર"નું અધિપતિપદ એટલી બાહોશીથી ચલાવી જેમ દેશી છાપાની તેમજ પારસી કોમની પ્રતિષ્ઠાને એક ઉંચા દરજ્જાપર ચઢાવી આપી છે.

### વાઇસરૉયની મુબારકબાદીનો પેગામ.

મગર "રાસ્ત ગોફતાર" ની "જ્યુબિલી" દરમ્યાન એ પત્રના અધિપતિને એક સર્વોપરી ઠેકાણેથી જે માન મળ્યું, તે માન જેમ મી૦ કાબરાજીના સબંધમાં તેમજ આબરૂદાર દેશી છાપા વર્ગમાં હમેશ યાદ રહી જશે. "રાસ્ત"ના આનંદોત્સવનાં માનમાં તેના અધિપતિ તથા માલેકને એક જાહેર જ્યાફત આપવામાં આવી હતી, જે ટાંકણે નામદાર વાઇસરૉય લૉર્ડ કર્ઝન તરફથી તેમના ખાનગી સેક્રેટરીએ નીચલો તાર જ્યાફતના પ્રમુખ સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટ ઉપર મોકલ્યો હતો—

"Hearing that a banquet is being given to day in honour of the fiftieth anniversary of the *Rast Goftar*, His Excellency desires me to convey, through you, his congratulations to Mr Kabraji, who has so honourably conducted the paper for the greater part of the time and has set a standard of sound sense, sobriety, and loyalty in journalism, which are a credit to the Indian Press."

આ શબ્દો એક એવા નર તરફથી ઓચરવામાં આવ્યા છે, કે જેની બાહોશી, વિખ્યાતી, અને સ્વતંત્રતાને માટે બે મત હમી ધરાવતા નથી,—અને જે પોતાના બોલોની કિંમત સારી પેઠે સમજે છે.

### મી૦ કાબરાજીને મળેલાં જાહેર તથા ખાનગી માનપાન.

ખરેજ, મી૦ ખંભાતા અને મી૦ દેસાઈ જણાવે છે તેમ મી૦ કાબરાજી માનની શોધમાં જતા નહિ હતા. પણ માન તેમની શોધમાં ફરતું હતું. રાજગીનનું ગુજરાતી ભાષાંતર કરનાર તરીકે મી૦ કાબરાજીની રાજ્યકુટુંબના જે જે શાહજાદાઓ હિંદુસ્થાનમાં આવી ગયા છે, તેઓ સાથે ઓળખાણ કરાવવામાં આવી હતી. હિંદના પ્રજાપ્રિય વાઇસરૉય લૉર્ડ રિપને મી૦ કાબરાજીને પરેલના સરકારી મહેલમાં ખાનગી મુલાકાતે બોલાવીને તેમના એક અધિપતિ લેખેનાં કામ તરફની પોતાની પ્રસન્નતા દેખાડી આપી હતી. તેજ મુજબ લૉર્ડ ડફરિન સાથે મી૦ કાબરાજીની તે વેળાના ગવર્નર સર જેમ્સ ફરગસને ઓળખાણ કરાવી હતી. દેશી અધિપતિઓમાં એક મુનેહના અમલદાર નેમાવાનું માન પેહેલવેહેલા મી૦ કાબરાજીને આપવામાં આવેલું જણાય છે. યુનીવર્સિટીના ફેલો તરીકે તો દેશી પત્રકારોની સંખ્યામાંથી તેમની એકલાનીજ નેમણુક હજી સુધી કરવામાં આવી છે.

### ઈરાનના શાહ તરફથી એનાયત થયલો સોનાનો ચાંદ.

પણ આ નામાંકિત નરની સેવાઓ ફક્ત હિંદી સલ્તનતની સરકાર તરફનીજ પીછાન પામીને અટકી નથી. પારસીઓના પ્રખ્યાત પૂર્વજોની અસલ જન્મભુમિ ઈરાનના નામવર શહેનશાહ શાહ નસરૂદ્દીન તરફથી સને ૧૮૮૬માં મી૦ કેખુશરો કાબરાજીને એક ચુનંદા પારસી ગ્રહસ્થ તરીકે તથા ઈરાનમાં વસતા જરથોસ્તીઓના લાભો સાચવવાને તેમની તરફથી દેખાડવામાં આવતી લાગણીની કદરમનાશીમાં એક સોનાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો. આ ચાંદ ઉપર નીચલો લેખ નજરે પડે છે.

هر سر دل که دشمن شه را عنان گرفت
از آفتاب همت ما این نشان گرفت

"હર મીર દેલ કેહ દુશમને શાહરા એનાન ગિરફ્ત,
અઝ આફતાબે હિમ્મતે મા ઈન નિશાન ગિરફ્ત"

અર્થ

હરેક બહાદુર નર કે જેણે શાહના દુશમનને મારી હઠાવ્યો છે, તેણે અમારી તરફથી અમારી ઉંચામાં ઉંચી પીછાનમાં આ નિશાની (ચાંદ) મેળવી છે.

### મી૦ કાબરાજીએ યોજેલા શસારી અને સંગીત મેળાવડાઓ.

પારસી તેમજ બીજી દેશી કોમોના સમાજ સુધારામાં મર્હુમ કેખુશરો આગેવાનીભર્યો ભાગ લેતા હતા તે આપણે બીજે ઠેકાણે જોયું છે. પણ સ્ત્રીકેળવણીના વધારા સાથે જ્યારે દેશી સ્ત્રી પુરૂષોના ભેગા મેળાવડા કરવાનો વખત આવેલો જણાયો ત્યારે તેવા મેળાવડા કરવાની પહેલ મી૦ કેખુશરોએજ કાઢી એમ કહીએ તો ચાલે. આ મેળાવડાઓમાં આગેવાન યુરોપિયન ગૃહસ્થો અને

નેમ ઉપર "રાસ્ત ગોફતાર' પેહેલેથીજ ચાલતું આવ્યું છે અને મી. દાદાભાઈ નવરોજજી તથા બીજા મદદગારો પોતેજ એ પત્રને ચલાવવાનું શિખવતા આવ્યા છે તેજ નેમ ઉપર કામ લઈ કલમ ચલાવતા આ પત્રે પોતાના ભલા ભલા દોસ્તોના દરકાર કરી નથી. પણ દોસ્તોને દુશમન થવા દીધા છે, અને આગળી લડતોમા આ પત્ર જે ખમતું આવ્યું છે તેજ તેનું ખમવાનું આ લડત દરમ્યાન પણ ચાલુ રહ્યું છે.

## બદનક્ષીના મુકદમાઓની હારમાળા.

સુધારા અને સ્વતંત્રતાની જે આગલી લડતોને ઉપર મી. કાબરાજીએ દુઃખી પણ દૃઢ દિલે યાદ કીધી છે તેના પરિણામમા ફક્ત એઓએ અગત મિત્રો ખોયા એટલુંજ નહિ પણ એઓને એક પછી એક બદનક્ષીના મુકદમામા ઘસડાવું પડ્યું હતું. એમાના કેટલાક મુકદમાઓ પોતાની તથા પોતાના ન્હાના ફરજંદોની આબરૂના બચાવ થકી જુદા જુદા વર્તમાન પત્રો ઉપર લાવ્યા હતા, અને તે દરેકમા ફતેહમંદ થવા ઉપરાંત ઘણીવાર એમના વખાણુ-નારાઓએ પ્રજામા જાહેર ઉઘરાણું કરી એમનો બધો ખરચ ભરી આપી એમની જાહેર હિમતની પીછાન દેખાડી હતી. વળી કેટલાક મુકદમામા એમને જવાબદાર તરીકે ઘસડાવું પડ્યું હતું અને તેમા કોઈ એમની તરફેણ તો કોઈ એમની વિરૂધ ચુકવ્યા હતા, પરંતુ કોઈએક પણ મુકદમામા એમની પ્રામાણિકતા કે એમની સચ્ચાઈ કે જાહેર હિમત વિષે શક લઈ જવાનું કદિ કારણ મળ્યું હતું નહિ.

## બીજા જાહેર કામોની એક ઉડતી તપાસ.

મી. કેખુશરો કાબરાજીની જિંદગીનો દરેક દહાડો જાહેર સેવામા જતો હતો, એટલે આ ૬૨ વર્ષના આ-યુષ્યમા તેઓએ પોતાના હમદીનો અને પોતાના સ્વદેશીઓને લાભના સંખ્યાબંધ કામો હાથ પાડેલા હોવા જોઈએ. એ તમામ જાહેર સેવાઓની ઘટતી નોંધ ન્યાયથી ગણવાને માટે એક જુદોજ ગ્રંથ લખાવો જોઈએ, અને હું અંતઃકરણથી આશા રાખું છું કે પારસી કોમના આ નામીચા નરની ઉમદા, ઉદ્યોગી અને ઉપયોગી જિંદગીને લાયકનું એક વાંચવાજોગ ચરિત્ર ટુંક વખતમા દિવસની રોશની પામે. મી. કાબરાજીની કારકીર્દીએ શું શું બજાવ્યું છે અને શું શું બાકી રાખ્યું છે તે હવે પછીના મહિનાઓમા મારા કરતા વધારે લાયકાતવાળા અને વધારે અનુભવી લખનારાઓએ વિગતે દર્શાવવું કે એક પત્રકાર, એક ગ્રંથકર્ત્તા, એક નખનાર, એક ભાષણકર્તા, એક સંગીતકાર, એક નાટકકર્તા, અને એક શહેરી લેખેની એમની અનેક બાજુએ ફરી વળેલી ઉત્કટમય કોશીશોની સપૂર્ણ નોંધ મને આપવામા આવેલા વિસ્તારમા સમાવવાનું કામ મર્હુમ મી. કાબરાજીએ અશક્ય બનાવ્યું છે. તેટલા માટે એ મોહોટી કારકીર્દિની થોડીક બાકી રહેલી વિગતોની નીચે ફક્ત યાદ આપવા સિવાય બીજો કશો વધુ ઇનસાફ હું તેને કરી શકતો નથી.

મી. કાબરાજીએ સન ૧૮૭૦ મા "ઈસ્ટ ઈન્ડિયન એસોસિએશન"ની મુંબઈની શાખા તરફથી હિંદુસ્થાનમાં ચાલતા ઇંગ્રેજ અમલની બાબત ઉપર બે ભાષણો આપ્યા હતા. એજ વર્ષમા તેઓએ હિંદુસ્થાનની મેહેસુલ અને 'ઇનકમ—ટૅક્સ' ઉપર ગુજરાતીમા ચાર ભાષણો કર્યા હતા. એ સઘળા ભાષણો ૧૮૭૧ મા ચોપાનિયાના આકારમા બહાર પડ્યા હતા.

સને ૧૮૮૬ ના નાતાલને ટાકણે મી. કેખુશરોએ બાળકોને ભેટ આપવા યોગ્ય ન્હાના ન્હાના દોહરાઓ તથા છંદો સાથની એક રંગીન ચિત્રપોથી રચી હતી. તથા ૧૮૮૭ મા મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરિયાની પહેલી જ્યુબિલીને પ્રસંગે "રાસ્ત ગોફતાર"ના વધારા તરીકે "મહારાણીનું ચરાવર્ણન" પોતે લખી પ્રગટ કીધું હતું. એ સિવાય એમણે બીજા અનેક અહેવાલો "રાસ્ત"ના સબંધમા રચ્યા હતા.

ઘણાક ભુલી પડેલા પણ ઉપયોગી અને બહાદુર નરોને શે. કેખુશરો પોતાના પત્રની મારફતે પ્રજાની જાણમા લાવવા ચૂકતા નહોતા, અને એ પ્રમાણે એમની સહાયતાને આભારી અને તેનેથી બચી ગયલા એકથી વધારે શખ્સો આજે હયાત છે. પણ અત્રે એકજ દાખલો મર્હુમ 'વાઘમાર'ના આશીશુ શેઠ હોરમસજી એદલજી કોટવાલે વામદાના જંગલોમા બતાવેલા પરાક્રમો ઘણા થોડાને જાણીતા હતા. તેમને "રાસ્ત ગોફતાર" મારફતે મી. કાબરાજી પ્રખ્યાતીમા લાવ્યા એટલુંજ નહિ પણ એક રૂપ્યા રૂપ્યાનું ઉઘરાણું ભરાવી તેમ એકઠી થયલી રૂ. ૪૮૮ ની રકમની એક મદદ એ મર્હુમ દલેર શિકારીને ધી ઓનરેબલ મી. જસ્ટિસ બર્ડવુડના પ્રમુખપણા હેઠળ ભરાયલા એક વગવાળા જાહેર મેળાવડામા ભેટ અપાવી હતી.

સને ૧૯૦૦ ના જાનેવારી માસમા ઓનરેબલ મી. ઈબ્રાહીમ રહીમતુલ્લાના પ્રમુખપદ હેઠળ મી. કાબરાજીએ પારસી અને બીજા સુધારો એ વિષય ઉપર એક ભાષણ આપ્યું હતું. એજ પ્રમાણે મુસલમાન તથા હિંદુ કોમોને લગતા સવાલો ઉપર એઓએ અનેક ભાષણો જુદે જુદે પ્રસંગે આપ્યા હતા.

જનાવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળી ઉભી કરવામા મી. કેખુશરોએ આગેવાન ભાગ લીધો હતો અને પ્રથમ મી. (તે હાલના સર) વિલ્યમ વીડરબર્ન સાથે તથા પાછળથી મી. ટરનર વિગેરે બીજા ઇંગ્રેજ ગૃહસ્થો સાથે એ સભાના જોડીયા સેક્રેટરી દાખલ ઘણા વર્ષો સુધી કામ કીધું હતું. એ ખાતામા પોતાની મદદગારી છેવટ સુધી ચાલુ રાખવા ઉપરાંત ગયેજ વર્ષે "ધી હ્યુમેનિટેરિયન લીગ" નામનું દયાળુ મંડળ સ્થાપવામા પણ તેઓ ઉલટભેર સામેલ થયા હતા અને તેના ઉપપ્રમુખ નેમાયા હતા.

મુદત દરમ્યાન જે સ્તુત્ય ભાગ ભજવ્યો છે, તેની પીછાનમાં એ પત્રના માલેકને તથા અધિપતિને આ ટાંકણે અનેક માનપત્રો તથા મુબારકબાદીના સંદેશાઓ મોકલવામાં આવ્યા. હિંદના એક આગેવાન પત્રના આનંદોત્સવમાં પ્રજાના સમગ્ર વર્ગે ફક્ત હિંદોસ્તાનજ સાથેજ નહિ પણ ઉત્સાહ સાથે ભાગ લીધો. મી૦ કાબરાજીને એ પ્રસંગે આ દેશમાંથીજ નહિ પણ વિલાયતથી મહાન સ્ત્રી પુરૂષો તરફથી મુબારકબાદીના તારો મોકલવામાં આવ્યા. જ્યારે જ્ઞાન પ્રસારક મંડળી, પારસી લેખક મંડળ, રહનુમાએ માજદયસ્નાન સભા વિગેરે મંડળોએ તેમજ ભરૂચ, તારાપોર, નવસારી, ભાવનગર, સુરત વિગેરે શહેરોએ "ડેપ્યુટેશન" મોકલી તેમને ખાસ માનપત્રો એનાયત કીધા. "રાસ્ત ગોફ્તાર"ની આ અર્ધ સદીની નમુનેદાર કારકીર્દી દરમ્યાન તેણે બજાવેલી નાદર સામાજિક ગરજદારી અને સામાન્ય સેવાઓની એક પ્રમાણિક નોંધ દેશી પ્રજા સમક્ષ રજુ કરવા અર્થે મી૦ કાબરાજીએ 'અહેવાલે રાસ્ત ગોફ્તાર' નામનું રસીલું પુસ્તક પોતે લખી આ ટાંકણે બાહાર પાડ્યું હતું. આ ગ્રંથ તેના સફાઓમાં સમાયલી જાણવા જોગ તવારીખને લીધે આપણા સાહિત્યમાં જગાભાર્યે રીતે આ કેનાસમાં ગરતે પચાસ વર્ષમાં અદા કીધેલી જાતે ફર્જોનો જે હિસાબ આ નામા આપ્યો છે, તે હિસાબનું મુખ્ય માન મી૦ કાબરાજીને પોતાને ખાતે જમે થાય છે, કે જેમણે એ અર્ધી સદીના પોણાથી વધુ ભાગ રાસ્ત ગોફ્તાર નું અધિપતિપદ એવી બાહોશીથી ચલાવી જેમ દેશી છાપાની તેમજ પારસી કોમની પ્રતિષ્ઠાને એક ઊંચા દરજ્જાપર ચઢાવી આપી છે.

## વાઇસરૉયની મુબારકબાદીનો પેગામ

મગર 'રાસ્ત ગોફ્તાર'ની "જ્યુબિલી" દરમ્યાન એ પત્રના અધિપતિને એક સર્વોપરી ઠેકાણેથી જે માન મળ્યું તે માન જેમ મી૦ કાબરાજીના સંબંધમાં તેમજ આબરૂદાર દેશી છાપા વર્ગમાં હમેશા યાદ રહી જશે. 'રાસ્ત'ના આનંદોત્સવના માનમાં તેના અધિપતિ તથા માલેકને એક જાહેર જ્યાફત આપવામાં આવી હતી જે ટાંકણે નામદાર વાઇસરૉય લૉર્ડ કર્ઝન તરફથી તેમના ખાનગી સેક્રેટરીએ નીચલો તાર જ્યાફતના પ્રમુખ સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ ઉપર મોકલ્યો હતો —

'Hearing that a banquet is being given to day in honour of the fiftieth anniversary of the *Rast Goftar* His Excellency desires me to convey through you, his congratulations to Mr Kabraji who has so honourably conducted the paper for the greater part of the time and has set a standard of sound sense sobriety and loyalty in journalism, which are a credit to the Indian Press

આ શબ્દો એક એવા નર તરફથી ઓચરવામાં આવ્યા છે કે જેની બાહોશી, વિખ્યાતી અને સ્વતંત્રતાને માટે બે મત હસ્તી ધરાવતા નથી—અને જે પોતાના બોલોની કિંમત સારી પેઠે સમજે છે.

## મી૦ કાબરાજીને મળેલાં જાહેર તથા ખાનગી માનપાન

સરેજ, મી૦ ભમાતા અને મી૦ દેસાઈ જણાવે છે તેમ મી૦ કાબરાજી માનની શોધમાં જતા નહિ હતા પણ માન તેમની શોધમાં ફરતું હતું. રાજગાદીનું રાજગાદીની બાપાતર કરનાર તરીકે મી૦ કાબરાજીની રાજ્યભક્તિના જે જે શાહજાદાઓ હિંદુસ્થાનમાં આવી ગયા છે તેઓ સાથે ઓળખાણ કરાવવામાં આવી હતી. હિંદના પ્રજાપ્રિય વાઈસરૉય લૉર્ડ રિપને મી૦ કાબરાજીને પોતાના સરકારી મહેલમાં ખાનગી મુલાકાતે બોલાવીને તેમના એક અધિપતિ લેખેના કામ તરફની પોતાની પ્રસન્નતા દેખાડી આપી હતી. તેજ મુજબ લૉર્ડ ડફરિન સાથે મી૦ કાબરાજીની તે વેળાના ગવર્નર સર જેમ્સ ફરગ્યુસને ઓળખાણ કરાવી હતી. દેશી અધિપતિઓમાં એક મુંબઈના અમલદાર નેમાવાનું માન પેહેલવેહેલા મી૦ કાબરાજીને આપવામાં આવેલું જણાય છે. યુનીવર્સિટીના ફેલો તરીકે તો દેશી પત્રકારોની સફમાંથી તેમની એકલાનીજ નેમણુક હજી સુધી કરવામાં આવી છે.

## ઈરાનના શાહ તરફથી એનાયત થયલો સોનાનો ચાંદ

પણ આ નામાંકિત નરની સેવાઓ ફક્ત હિંદી સલ્તનતની સરકાર તરફથીજ પીછાન પામીને અટકી નથી. પારસીઓના પ્રખ્યાત પૂર્વજોની અસલ જન્મભૂમિ ઈરાનના નામવર શાહેનશાહ શાહ નસરૂદ્દીન તરફથી સને ૧૮૮૯ માં મી૦ કેખુશરૂ કાબરાજીને એક ગુનદા પારસી ગ્રહસ્થ તરીકે તથા ઈરાનમાં વસતા જરથોસ્તીઓના લાભો સાચવવાને તેમની તરફથી દેખાડવામાં આવતી લાગણીની કદરદાનીમાં એક સોનાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો. આ ચાંદ ઉપર નીચલો લેખ નજરે પડે છે.

ہر سر دل کہ دشمن شہ را عناں گرفت
از آفتاب ہمت ما ایں نشاں گرفت

'હર શીર દીલ કેહ દુશ્મને શાહરા એનાન ગિરફત
અઝ આફતાબે હિમ્મતે મા ઈન નિશાન ગિરફત'

અર્થ

હરેક બહાદુર નર કે જેણે શાહના દુશ્મનને મારી હઠાવ્યો છે, તેણે અમારી તરફથી અમારી ઊંચામાં ઊંચી પીછાનમાં આ નિશાની (ચાંદ) મેળવી છે.

## મી૦ કાબરાજીએ યોજેલા સંસારી અને સંગીત મેળાવડાઓ

પારસી તેમજ બીજી દેશી કોમોના સંસાર સુધારામાં મરહુમ કેખુશરૂ આગેવાનીભર્યો ભાગ લેતા હતા તે આપણે બીજે ઠેકાણે જોયું છે. પણ સ્ત્રીકેળવણીના વધારા સાથે જ્યારે દેશી સ્ત્રી પુરૂષોના ભેગા મેળાવડા કરવાનો વખત આવેલો જણાયો ત્યારે તેવા મેળાવડા કરવાની પહેલ મી૦ કેખુશરૂએજ કરી એમ કહીએ તો ચાલે. આ મેળાવડાઓમાં આગેવાન યુરોપિયન ગ્રહસ્થો અને

ફી શી તજવીજ કીધી હતી તે પણ વર્ણવીને દીકરા દીકરીઓને તેઓ ખુશી કરે છે. આમાંનો એક અતિ અસરકારક ફકરો ખુદ એમના હાથ દસ્કતનો નમુનો વાચનાર આગળ આબેહુબ રજુ કરે છે, અને મારી ખાતરી છે કે એ મર્હુમના ઘણા ચાહનારાંઓ એવી સુંદર ચીઠીઓ એમનાજ હાથ દસ્કતની પોતાની પાસે જાળવી રાખવા ખુશી થશે. આ પત્રમાં આપણે વાંચિયે છિયે તેમ વિલાયતથી હસતા રમતા પાછા ફરવા બાદ શેઠ કેખુશરોને થોડાજ વખતમાં વડી દીકરી જરબાનુને ઓહવાનો જખમ લાગ્યો તે પછી ગયે વર્ષે વળી એક બીજી દીકરી તેહમીનાના અચિંતા અકાળ મરણથી એઓના મનપર બહુ માઠી અસર થઈ અને તેઓ પોતે તે પછી ફક્ત એક વર્ષ જીવતા પામ્યા એ બને બાઈઓ "સ્ત્રીબોધ" માં વારંવાર લખતા હતા તે વાચનારને યાદ હશે

## સેવટ.

અને અહીં હું અટકીશ. આપ-શિક્ષણથી ભણેલો, આપ—બળથી વધેલો, આપ-કામથી ચડેલો, એક સ્વચ્છ નીતિનો, એક સદ્ગુણી આચારનો, એક સ્વતંત્ર ખવાસનો પારસી આપણી વચ્ચેથી વહી ગયો છે મગર તેની જીંદગીએ આપણને મનોહર રીતે દેખાડી આપ્યું છે કે આપ-બોધ, આપ-ઉદ્યોગ, અને આપ કષ્ટ ઉઠાવીને એક માણસ પોતાના ભાઈબહેનોનું કેટલું બધું ભલું કરી શકે છે. કેખુશરો કાબરાજી જેવા નરો જવલેજ જન્મે છે, મગર જ્યારે જ્યારે રાત દિવસ ચાલુ ખંત, ચાલુ મહેનત, અને ચાલુ સેવામાં પોતાના સ્વદેશીઓના કલ્યાણને કાજે પોતાનું તન અને મન અર્પણ કરનાર એવો એક પુરૂષ પેદા થાય છે, ત્યારે તેની હાજરી અને તેની જિંદગીથી તેની ભૂમિ અને તેના ભાઈબહેનો સુધારાના રાહમાં એક પગથિયું આગળ વધે છે. કાબરાજીના કામથી હિંદ આજે અગાઉના કરતાં વધુ તવંગર બન્યું છે. અ-લબતા ફુલ ખીલ્યું તે ખરવાને માટેજ સરજેલું છે મગર જો કે તે ફુલ હવે જતું રહ્યું છે, પણ તેનો સુવાસ આપણી વચ્ચે રહી ગયો છે, અને તેનો મધુર પમરાટ જો આપણી વસ્તીની બીજી જીંદગીઓને વધુ સુગંધી અને વધુ સદ્ગુણી બનાવવા પામશે તો પછી કેખુશરો કાબરાજીનું નામ આ દુન્યામાં હજી પણ ચાલુ રહેશે જેઓ અદેખાઈના આતશમાં પોતાના અંતઃકરણને રાખ કરે છે, તેઓના દિલમાં પ્રમાણિક આભારની લાગણીને માટે કશી પણ જગ્યા રહેતી નથી મગર એક કોમના બધાજ લોકો કાંઈ "મી. હાઈડ" હોતા નથી શુક્ર ખુદાના! આપણી વચ્ચે એવા ઘણાક જીગરો વસે છે કે જેઓ પોતાના માણસાઈ ભાઈબહેનમાં સમાયલી ભલાઈ અને નેકીની લાયક પિછાન કરવાની સાચી કાળજી ધરાવે છે એવા તમામ રાસ્ત અને વફાદાર જીગરો જમશેદજી પિટિટના બોલોમાં વખત બે વખત કેખુશરો કાબરાજીને માટે પુકારો કરશે કે

નથી તાહરી જગ ફક્ત દખમાની માંહે,
જ્યાં સાબુત નહિ રહેતું માણસનું બદન
જગા તાહરી છે માણસ હૈયાની માંહે,
જ્યાં ક્ષય વિના રહેશે તું જીવતો હૈયાત!



હવે આજનો દહાડો હું અહીં ઓસ્ટેંડમાં કાં રહ્યો, તેની વિગત જણાવું. ઈરાનનો શાહ અહીં રહેલો છે. અને લંડનમાં આવનાર નથી, માટે લંડનના પારસીઓનું જે "ડેપ્યુટેશન" તેને માનપત્ર આપવા જનાર હતું તે "ડેપ્યુટેશન" ને તેણે અહીં બોલાવ્યું અને તે ઉપરથી "ડેપ્યુટેશન" ના બીજા મેમબરોની સાથે હું પણ અહીં આવનાર હતો તે તો તમે જાણો છો. અહીં ડોવરથી આગબોટે "જરમન ઓશન" પસાર કરીને આવવાનો ચાર કલાકનો રસ્તો છે. માટે શુક્રવારે ત્યાંથી ઉપડેલા તેજ દહાડે અહીં આવીને શનિવારે શાહને માનપત્ર આપી રવિવારે પાછા ઉપડીને લંડન જવાની મારી ધારણા હતી. અહીં આવ્યા પછી શનિવાર સુધીનું અમારૂં "પ્રોગ્રામ" તો આશાન પાર પડ્યું, પણ રવિવારે "પ્રોગ્રામ" મને અહીં થોભાવ્યો. અહીંથી બ્રસલસ માત્ર બેજ કલાકના રસ્તા ઉપર છે, અને મુ—રવિવારે બ્રસલસ જનાર હતા, માટે અહીં પેર આવ્યો તો બ્રસલસ જોયા વગર જવું નહી એવી મું—એ અને બધાઓએ આગ્રહ કીધા ઉપરથી હું બ્રસલસ જવા માટે રવિવાર પણ અહીંજ કહાડી નાખીને સોમવાર સુધી રહ્યો. રવિવારે એદલજી દીનશાહ સી. આઈ. ઈ. "ડેપ્યુટેશન" ના બધા પારસીઓને ખાનું આપનાર હતા, માટે દાદાભાઈ* રવિવારે જે લંડન જનાર હતા અને મુ—જે બ્રસલસ જનાર હતા તેઓ પણ અહીંજ રહ્યા અને હું પણ રહ્યો. પણ સોમવારે વળી અહીંથી નિકળવાનું બન્યું નહી. કેમકે ઈરાનના શાહનાં માનમાં સોમવારની રાત્રે એક "ગ્રાંડ ફેટ" માં જવાનું "ડેપ્યુટેશન" ના સઘળા મેમબરો ને નોતરૂં આવ્યું, જે ઉપરથી મું—એ આગ્રહ કરી બધાઓને અટકાવી રાખ્યા. દાદાભાઈએ પણ જવાનું મોકુફ રાખ્યું, અને મુ—ને "કોનટિનેંટ" ઉપર કામ ઘણું હોવાથી તેવણ એકલાજ બ્રસલસ ગયા. એ રીતે સોમવારની રાત અહીં ગુજારવાથી આજે મંગળવારનો મારી વર્ષગાંઠનો દહાડો દરિયામાં ગુજારવાને બદલે અહીં ઓસ્ટેંડમાંજ ગુજારવાની બધા દોસ્તોએ આગ્રહ કીધાથી મેં અહીંજ થોભવાનું પસંદ કીધું. આવતી કાલે બુધવારે વળી શાહના માનમાં અહીંના "કુરસાલ" અથવા "કેસીનો" માં મોટો "ફેટ" થનાર છે, માટે બુધવાર સુધી મારે અહીં રેહવાનું નકી થયુંછે, જેથી બેરસ્પતવારે પાછા લંડન જઈને શુક્રવારે તમોને કાગળ લખવાને વખત મળે યા નહી મળે, તેટલા માટે આજથી કાગળ લખી રાખુંછું. દાદાભાઈ સોમવારથી એકબી દહાડો વધુ થોભી શક્યા નથી, માટે તેવણ આજે સહવારના નાસ્તા ઉપર મારી સલામતી પુછીને આજ સહવારની આગબોટમાં લંડન ઉપડી ગયા છે, અને મેં બીજા દોસ્તોની સાથે મારી વર્ષગાંઠ અહીં ગુજારી છે.

શાહનાં માનમાં ગઈ કાલનો "ગ્રાંડ ફેટ" ધામધુમથી પસાર થયો છે. અહીંથી ચાર માઈલ ઉપર "રાયલ પૅલેસ હોટેલ" નવુંજ બંધાયલું છે. તેમાં શાહ ઉતરેલો છે, અને તે હોટેલના ડિરેકટરોએ ગઈ રાતનો "ફેટ" આપ્યો હતો. "ફેટ" નો "કાર્ડ" તમારી ઉપર હું બીડવાનો હતો, પણ કાલ રાત્રે દરવાજા ઉપર દેખાડતાં તે "ડોરકીપરે" લઈ લીધો છે. "કાર્ડ" ફ્રેન્ચમાં છાપેલો હતો અને તેમાં "ગ્રાંડ ઈલ્યુમિનેશનસ" તથા આતશબાજી વગેરેનું નોતરૂં કરેલું હતું. અને રાસ્ત ગોફતારના "એડિટર" "Le Directour du Rast Goftar") લેખે નોતરૂં હતું, અને તે અમે કબુલ રાખ્યું હતું. "રાયલ પૅલેસ હોટેલ" એક ખરેખરો ગંજાવર મેહેલજ છે. તે "ઈલેકટ્રિક લાઈટ" અને વાવટાઓ વગેરેથી ઘણોજ ભભકદાર બનાવેલો છે, અને શાહ પોતાના ૬૦ માણસોના રસાલા સાથે ખુબ દમામથી ઉતરેલો છે. હોટેલવાળાઓને આ શાહના આવ્યાથી મોટો તડાકો પડ્યો છે. ૨૦) દહાડાના રોજના ૧૦૦૦ પૌંડ (૧૫ હજાર રૂપીયા) શાહ આપે છે, એટલે હોટેલવાળાઓ શાહને ખાસ ઉપકારનું માન આપે તેમાં નવાઈ નથી. એ—પણ શાહનાં હાટલમાંજ, શાહના રસાલાની સાથેજ ઉતરેલા છે. અને "ડેપ્યુટેશન" ની સઘળી મેનીજ તેવણની દેખરેખ હેઠળ થય છે.

પણ સઘળા ભપકા છતાં કાલ રાતનો "ગ્રાંડ ફેટ" મોટી નાઉમેદીમાં નિવડ્યો છે, કેમકે "ગ્રાંડ ફેટ" તદ્દન "તોટલ ફેલ્યર" હતું. મેહેલના દમામ છતાં અને "ઈલેક્ટ્રિક લાઈટ"ની ભભુક છતાં બાગમાં "ઈલ્યુમિનેશન" તદ્દન કંગાળ હતું, આતશબાજી વધારે કંગાળ હતી, "ગ્રાંડ બાલ" હમી કાહાડવા જેવો હતો અને "રીફ્રેશમેંટ્સ" વિષે શું ધારો છો? તેના તો પરોણાં પાસેથી પૈસા લીધા હતા!! "રીફ્રેશમેંટ્સ"નું "બુફે" એક નાની ને કંગાલ ટેબલ હતી, કે જેની પાસે હું ભપકામાં ને ભપકામાં ખાવાપીવા ગયો. મારી સાથે દાદાભાઈ અને બીજાઓએ પણ "રીફ્રેશમેંટ" લીધું. .......... ખાઈ પીને હું પાછો ફરયો તેવોજ એક "વેટર" પછવાડે "મોસ્યો-યાગ, મોંસીયો" કરતો દોડતો આવ્યો. તે શું બકેછે, તે હું કાંઈ સમજ્યો નહિ, ત્યારે એક ઈંગ્લિશ બોલતા "વેટર" ને તેડી લાવ્યો, તેણે "ઈનટરપ્રેટર" દાખલ સમજણ પાડી કે મેં લીધેલા "રીફ્રેશમેંટ્સ"ના પૈસા માગેછે. મેં પુછ્યું કેટલા પૈસા? ત્યારે કેહજે છ ફ્રાંક. હું અજબ થયો. મેં કહ્યું કે મેં તો એકજ આઈસ્ક્રીમ ને એકજ કપ લીધું છે, ત્યારે કેહવા લાગ્યો કે મારી સાથવાળાઓ જે કાંઈ ખાઈપીગયા છે તેના બધા મળીને એ પૈસા છે. અંતે મને તે આપવાની ફરજ પડી અને એ રીતે શાહના "ગ્રાંડ ફેટ"ના મેમાન લેખે આપણે ૬) ફ્રાંક ઝટકાઈ આવ્યા. "રીસેપશન" યા "પ્રીઝેનટેશન" જેવું તો કાંઈ હતુંજ નહીં. દરવાજા ઉપર ટિકિટ બતાવીને દાખલ થયા તેવાજ એક "લાબી" માં બધાંને દાખલ કીધાં અને ઘણી વારે એક લાંબા ને લાંબા "કારિડોર" ઓટલાનાં બારણાં ઉઘાડી તેમાં લીધાં, તે ઓટલા ઉપરથી બાગમાં આતશબાજી દેખાડી. તે આતશબાજી "ક્રીસ્ટલ પાલેસ"ની આતશબાજી આગળ તો કચરા જેવી હતી. ફુકટ બાણો અને ફુવારાઓ કરતાં વધારે કાંઈ નહી હતું. "Vive le-Shah" નામના આતશના અક્ષરોનું એકજ આરકું હતું. તે આતશબાજી જોઈ રહ્યા પછી બધાં વાજંત્રનાં શરોફ ઉપરથી લોકો ઓટલાની આજુબાજુ ઉભાં રહી ગયાં અને તેઓની વચ્ચેથી શાહ પોતાના રસાલા સાથ પસાર થઈ ગયો તેને બધાએ નમીને "કરટસી" કીધી. પછી "કારિડોર" ઓટલાને એક છેડે એક સ્ટેજ ઉપર બેંડ બેસાડેલું હતું, તેની સામે શાહ એક નાના સ્ટેજ ઉપર સોનેરી ખુરશી ઉપર બેઠા, અને તેની આજુબાજુ તેના રસાલાના મંગોલો બેઠા, અને ત્યાંજ શાહની આગળ નોતરેલા મેમાનો "લેડીઝ" અને "જેનટલમેને" "ડાન્સ" કરી

* દાદાભાઈ નવરોજજી.

સમજ નહી પડે કે શું થયું, પણ પછી હાંકનાર અને ટિકેટ આપનારને પુછ્યું તો તેઓ જેન્ટમા કાંઈ ઘણુંની સમજણ વવા લાગ્યા પણ અમોને તો એક બોલ સમજ પડયો નહી ! ! ૫ મિનિટમા મધુરો ગભરાટ નરમ પડી ગયો અને અમે તેજ ટ્રેનમા પાછા બેસીને અમારા હોટેલમા આવ્યા—તમે પુછશો કે એને ટ્રેન કેમ કહી ? એતો ટ્રામ હતીની ? પણ ખરેખર અહીની ઇલેકટ્રીક ટ્રામ ગાડીઓની એક ટ્રેનની ટ્રેન જાય છે, આગળ એનજીનવાળી ગાડી ચાલેછે અને તેની પછવાડે બીજી ગાડીઓ જોડેલી હોય છે. ગમે એટલી શાંતિ થવા છતા મારૂં હસવાનું બાગ્યું નહીં, ત્યારે એદનજી દીનશાહ જરા ખીજવાયા કે " મારો ખરડો ભાગી ગયો, તેમા તમોને હસવાનું શું છે ? " મેં ખોલાસો કીધો કે હું તમોને હસતો નથી પણ એ તો મારા વર્ષના સગુન એવા થયા તે ઉપર હું હસું છું '

સહવારે ૧૧ વાગતે ઘેર આવ્યા પછી ૧ વાગતે અમે અમારાજ હોટેલમા ' લંચ ' ઉપર બેઠા તો હોટેલવાળાએ ઘણુંજ સરસ ખાનું પકાવેલું અમે જોયું અમારી ખાતરી થઈ કે આજે મારૂં વર્ષ હોવાની પેના ' પેટર " થી ખબર પડી હશે તેથી હોટલવાળાએ ખાસ ખાનું બનાવ્યું હતું આ મજોગથી હું ને મારા દોસ્તો ઘણા ખુશ થયા, અને રાત્રે મ—એ મારૂં વર્ષ માના બીજા હોટેલમા જવા માગેલું તે છતા અમે ઠરાવ કીધો કે ગત્રેબી આજ ( આ મારાજ ) હોટેલમા જમવા આવવું

એજ દહાડે માજે વળી એક બીજી ધામધુમ થઈ તે જાણે કે મારા વર્ષની ખુશાલીમાજ હોય તેમ અમનો મઝા કીધી તે એમ કે અહીનું ખુશનુમા ' કુરસાલ અથવા ' કેસીનો ' જે જુગાર રમવાનો એક ગજાવર મેહેલ છે તેમા તેજ ( મારા વર્ષની ) માજે એક " ચિલડ્રનસ ફેનસી ડ્રેસ બાલ થયો હતો તેમા બબ્બે પેસાની ટિકેટ કાહાડેલી હતી ત્યા અમે ગયા આ ' કુરસાલ ' કેવો નામીચો અને ખુશનુમા મેહેલ છે તે તેના પીકચરનો પોસ્ટ કાર્ડ આ સાથ બીડ્યું તે ઉપરથી તમે જોશો એ મેહેલના રજ્યામણા " શેટનડા મા એક જબ્બરદસ્ત ઠઠગી વચે આસરે ૫૦૦ બચ્ચાઓ તરેહવાર ફેનસી ડ્રેસ મા ' ડાન્સ કરી ગયા હતા છોકરાઓના જાતજાતના રંગબેરંગી પોશાકો ઘણાજ શેણુકદાર હતા ૫ થી ૧૫ વર્ષના બાળકોની ઉમરની હદ રાખેલી હતી માટે નાના નાના છોકરાઓ કોઈ સિનેદાર તો કોઈ સીપાહ કોઈ લશ્કરનો સરદાર તો કોઈ કાફલાનો સેનાપતિ કોઈ સરદાર તો કોઈ દરબારી એવા પોશાકોમા અને નાની નાની છોકરીઓ કોઈ મનરૂતુ તો કોઈ ઉનાળો કોઈ શિયાળા તો કોઈ ઈટાલ્યા એવા પોશાકોમા ઘણા નખરાદાર અને જોવા લાયક નાચ કરતા હતા તે બધો તમારો ઘણોજ ભપકાદાર હતો બેંડ તો ' કુરસાલ નું ખાસ હતું, જે એક ઘણું મોટું ને બુલંદ બેંડ છે તેમજ ડાન્સ સઘળા વાલ્ઝ ' પોલકા અને મઝરકા હતા જેમા ડ્રીલ કે " વાનગર એકબી ાંહીં હતો પણ બચ્ચાઓ ગમે એટલા નાના છતા એવી તો ચાલાકીથી નાચતા હતા કે તેઓને ' ડાન્સ કરવાની કેવી સરસ કેળવણી મળી હતી તે તુરત જણાઈ આવતું હતું તેમા કેટલા ગોળાબી ગલગોટા જેવા બાળકો તો કેવી અને કુમી કરતા બી નાની ઉમરના હતા, તેઓના નાચવામાથી જરા ખામી નહી હતી તે ઘણુંજ રમુજી જોવાનું મળ્યું અને ઘણીજ મઝા પડી મને એ વખતે કેવી ને કુમી યાદ આવ્યા, ને મેં મારા દોસ્તોને કહ્યુંબી કે મારા એ નાનકા ભુલકાઓ આ તમાશામા હતે તો કેવી મઝા કરતે આ મધુરી મઝા વચે " ડાન્સ પુરો થવા પછી દરેક બચ્ચાને ફુલોથી શણગારી અને એકેક વાવટો આપીને ઘરે વિદાય કીધા ત્યારે તેઓનો જતી વખતનો દેખાવ વળી એટલો સેઝતદાર હતો ને એવો મઝાનો હતો કે જાણે નજર ઠેરવીને જોતા જોતા કદી થાકીયે નહી એવું માલમ પડવામા આવ્યું હતું કે આ બચ્ચાનો " ફેનસી ડ્રેસ બાલ ઇંગ્લનના શાહના માનમા થયો હતો, પણ હું હસ્યો કે નહીં એતો શાહ કેખુશરો કાબરાજીની શાલગરેહની ખુશાલીમા નાચ થયો હતો ! !

' કુરસાલ મા ચા અને કેક લીધા પછી દરિયા કિનારા ઉપર ફરતા ફરતા મ——આવી લાગ્યા તેમણેને લઈને અમે બધા સાથે રાતનું ખાનું ખાના ગયા મ——એ મારૂં વર્ષ બીજા હોટેલમા ખાના ચાહેલું હતું, પણ મારા હોટેલવાળાએ મારા વર્ષની ખુશાલીમા ખાસ ખાનું કીધું હશે એવો મેં સબબ બતાવ્યાથી અમે બધા અમારાજ હોટેલમા જમવા ગયા, ત્યા મારો સબબ તદન ખરો પડ્યો તા ૨૧ મી ઓગસ્ટનું અમારા હોટેલનું મેનુ આજના ટપાલમા જુદું બીડ્યું તે ઉપરથી તમે જોશો કે હોટેલ વાળાએ મારા વર્ષના ખાનાની ખાસ તૈયારી રાખેલી હતી તે આ સુંદર " મેનુ ના શણગાર ઉપરથીજ માલમ પડી આવ્યું અલબત્તા અહીના દરેક હોટેલ ( અને એવાતો કાંઈ મેંકડો હોટલો આ શેહરમા ઉભાઈ જાય છે ) મા રોજના તરેહવાર મેનુ તરેહવાર રંગરૂપમા જુદા જુદા છાપેલા આવેછે પણ અમારા હોટેલવાળાએ આવું સુશોભિત ' મેનુ કોઈ દહાડે કીધેલું નહીં હતું તે ઉપરથી જણાય છે કે મારા વર્ષને માટે તેણે આ ખાસ મેનુ કીધું હતું ખાવાનું પણ એવુંજ ઉમદા હતું અને ખાના ઉપર મ——એ મારી સલામતી ચાહી હતી એવી રીતે ખુશ ખુશાલી વચે મારૂં વર્ષ આ એમ્સ્ટેન્ડ શેહરમા પસાર થયું જે મી॰ બા——વાદ આપે તેમ આ સેનજી અન બંદરમા એક પારસીની પેહલવેહલીજ વરસગાંઠ થઈ હશે।

પરમ દાહડે બુધવાર ( તા ૨૨ મી ) ને દિને અમ એસ્ટેન્ડમા પાછા ગયા તે એમ કે શાહના માનમા અહીંના હેરિન ડવિન ( ટાઉન હાલ ) મા એક ગ્રાંડ સાન થયો અને બેલજીયન લશ્કર તરફથી બળતી મસાલ સાથનું સરઘસ નિકળ્યુ તે જોવાનું હતું આ ખરેખર એક નવાઈ જેવો તમાશો હતો મુંબઈમા બળતી મસાલ સાથના સરઘસ આગળ આપણે ઘણા જોયા હતા, પણ તે સવ કરતા આ નવીનતુજ ખુબીનું હતું મુખ્ય તફાવત એ હતો કે લાલ સ્ટુ લીલી એવી તરેહવાર રંગની બળતી મસાલોથી આખું સરઘસ ખીલી નિકળ્યું હતું અને એ સરઘસમા ભાગ લેવાને આખા બેલજીયમથી લશ્કર અને બેંડો આવ્યા હતા સરઘસ ઘણું લાબુ હતું અને તેમા દસ બેંડ હતા અને સરઘસની આગળ પાછળ હજારો મરદ ઓરતોની ઠઠની ઠઠ ગાતી ગાતી કુચ કરતી હતી આ સરઘસ જોઈને અમે બાલ મા ગયા તેતો ઘણો ભપકાદાર હતો અહી વળી મારી એક બીજી મઝા થઈ તે એમ કે મને ' સાન મા હાથથી ઘુમાડવામા આવ્યો કહિ

પારસીઓ તેને માન આપે છે અને આગાખાન ઉપર શાહની મેહેરબાની ઉતરેલી જોવાથી પારસીઓ ખુશી થાય છે, હિંદુસ્તાનમા પારસીઓ અને મુસલમાનો એક-મેક સાથ સલાહ સંપ અને એખલાસથી રહેલા છે, તે બે કોમો વચ્ચે મિત્રાચારી જારી રાખવાને આગાખાન ઘણા ખંતી છે, અને ઇરાનમાં પણ પારસીઓ અને મુસલમાનો એનાજ પ્યાર અને એખલાસથી વસે એવું અમે ચાહિએ છીએ, એટલા માટે આગાખાનને શાહે "તમગા હુમાયન' નામનો ઉંચામા ઉંચો ખેતાબ તથા શાહનો પોતાનો "ટેમ આફ આનર" બક્ષ્યો છે, તેને માટે સર મંચેરજીએ શાહને અને આગાખાનને મુબારકબાદી આપી જવાબ વાળતા શાહે "ડેપ્યુટેશન" નો મોટો ઉપકાર માન્યો તેઓએ લંડન વેરથી ઓસ્ટેંડ જવાની તસ્દી લીધી તેને માટે પાડ બતાવ્યો અને પારસીઓના સારા ગુણોની ઘણી તારીફ કીધી શાહ બોલ્યા કે "હિં-દુસ્તાનના પારસીઓની વફાદારી, સખાવત અને ચાલાકીથી હું વાકેફ છુ અને તેમના ઇરાનવાસી જાતભાઇઓ પણ મારા રાજ તરફ તેવાજ ગુણ દેખાડે છે તે હુ પિછાણું છું અને તેઓને ચાહું છું. આગાખાન તરફ મારા પાદશાહી ખાનદાનને અતરંગનો સબંધ હોવાથી હું તેઓને ઘણું માન આપુછુ અને પારસીઓ તેઓને ચાહે છે તેથી હુ ઘણો ખુશી છુ" છેલ્લે ઇરાનના પારસીઓ તરફ જેમ બને તેમ મમતા અને મેહેરબાની રાખવાની શાહે કબુલાત આપી ત્યાર બાદ "ડેપ્યુટેશન' ના સાહેબો ઇરાનના વજીર મદદરે આજમના ઓરડામા ગયા, કે જેને માટે ઇરાનના પારસીઓ તરફથી ખાસ માનપત્રો આવેલા હતા, તે પણ દાદાભાઇએ જો આપ્યા પછી વજીરે ઘણો લાયક જવાબ વાળતા ખાસ કહ્યું કે જે ભલા ગુણોથી હિંદુસ્તાનના પારસીઓ વધ્યા છે, તેજ ગુણોથી તેમના ઇરાનના જાતભાઇઓ શાહની સરકારને માનીતા થયના છે, માટે એ સરકાર તેમના તરફ પોતાની દિલસોજી ચાલુ રાખશે. એ પછી મદદરે આજમે "ડે-પ્યુટેશન" ના સાહેબોને "રીફ્રેશમેંટ" આપ્યુ. બાદ તેજ "પાલેસ હોટેલ" મા મુંબઈવાળા મી એદલજી માણે-કજી શેઠનાએ પોતાને ખર્ચે "ડેપ્યુટેશન"ના સાહેબોને ખાનુ આપ્યું જે પછી તેઓ પાછા રવાને થયા "ડેપ્યુટે-શન"ના સાહેબોમા સર મંચેરજી અને ન હો મોદી લેવીના "ફૂલ ડ્રેસ" મા હતા, દાદાભાઈ નવરોજજી, દાદાભાઈ અને કાવસજી બેહરામજી 'ઇવનિંગ ડ્રેસ" મા હતા, હું ઇરાની સાલ્લા પિછોડીના પોશાકમા હતો અને મી બાઇસ તથા મી ટીટિ જામા પિછોડી પેહરી ગયા હતા. મારો ઇરાની પોશાક શાહે ખાસ પસંદ કીધો અને વજીરને આગલી ફરી બતાવ્યો કે એ બરાબર પોશાક હતો, તે ઉપરથી સર મંચેરજી બોલ્યા કે "હા સાહેબ એ કદીમ પોશાક છે." મી મુલ્લાનું "મુલ્લા' નામ સાંભળી શાહને અચરતી ઉપજી કે એ શુ પારસી હશે? સર મંચેરજીએ જવાબ આપ્યો કે એ પારસી નામની અટક છે વજીરે પણ ઘણી ખુશ વાતો કરતા દાદાભાઈ નવરોજજી ચાલીસ વર્ષ થયા લંડન વસે છે તે સાંભળીને ખુશી બતાવી, અને "ગસ્ત ગોફ્તાર' એ એક ફારસી નામ હોવાથી ઘણીક પરપુછ કીધી હતી . ...... . ..

બીજુ ઘણુ લખવાનું છે, પણ હવે તો લખતાં લખતા બરડો ભરાઈ આવ્યો છે, માટે આ વાત ટેબલપર રાખી આ બંધ કરૂં છુ

ના. તમારો વ્હાલો

કેખુશરો

---

## તવંગર કે ગરીબ સર્વ માબાપને ભલા બચ્ચાનું એકસરખું સુખ.

(જીલ્લો—લ્હેરો.)

ફરજંદ સુખના સાધન માબાપોને થાય,
સરખુ પામે સુખ ,ગર હોય તે રંક કે રાય,
સદ્ગુણી સંતાન સુખરસ પાય,
માવતરનું જીવતર સોહાય ફરજંદ.
ધરમસારના મતાને કરીને દુરસ્ત કરો આસાન ઉપાય ફરજંદ.

કે. ન. કાબરાજી.



## મર્હુમની કેળવણી, અને આચાર વિચાર.

આ કનમના કવિ કે જેના કામેન કર્તવ્યના અભ્યાસ ઉપર મારી જીંદગીના કાઈક વર્ષોનીવેળ ગુતાયલી ખુરા ખ્યાલે ગુજરતી હતી, તેજ અહાગ કામોનું કિર્તન ટુંકમાજ ગાવાની મારી આધિનતા મને કાઈ થોડા ગુચવાડામા લાવી નાખતી નથી શરૂ ક્યાથી કરવું, કેમ કરવું તે હું જાણી શકતો નથી કારણ આરભ કરતાજ પ્રથમમા આ ખ્યાલ ઉભો થાયછે, કે આ જબ્બર જશ્યાના વાચનથી મારા મનના ભડારમા જ્ઞાન રૂપે મેં જે જે ભર્યુંછે, હું જે જે ગિખ્યોછુ તે જો હું પૂર્ણ રીતિવિસ્તારવા માગુ તો તેનો ઢેરો આ મારે હવાલે કીધેલી સંકોચાયલી જગ્યામા લાવી ગકવાને હું બેશક અશકત બની બેનસીબ રહીશ—આ ભય મને ભડકાવેછે—આ ગુચવાડો મને ગડબડના ઘોટાળામા નાખેછે

આ મહામતિથી અતિ ખંત ધરી ઉભા થયના નાટકના આ નૈતમ સગ્રહના સાગરમા ડુબકી મારી તેના જ્ઞાનમા સ્નાન કરી નેકી નીતિ રેહણી અને કરણીએ સ્વચ્છ શુદ્ધ અને પવિત્ર બનવાની અભિલાષાજી કોઈ પુણ્યવંતાને સર મગજેલી હશેજ ભગવાન તો આપી સીધા સ્વા, હવે ભાવી બળવાન રહી જે એન ભોગવે તેજ એના ભોગી માની ઓ, જગના ખુદશિક્ષણ કરતા કુદરતી સ્વયમ બુદ્ધિના અપાર શણગારને મર્હુમ મી૰ કાબરાજીના ગર્વ કર્તવ્ય આભારી હતા ખરૂ છે કે આ કુશળ કવિની વિદ્યા સબધી કેળવણીમા, એક વિદ્યાલય (College) યા કળા ભવન (University) ના શિક્ષણની અછત, કદાચ એક તકરારી બાબત બને અને તે ઉપર વાદવિવાદ અતના તારા તોડે તેરલી હદ સુધી આગર લબાય, તોપણ આ મતભેદી મજનુનની તકરારના તાર એક પળ માત્રમા તોડી જવાબ મવાલના જોડ અને તોડની તલવારે ખસ્તોખાર કરી શકાશે કે જોકે મરનાર વિદ્યાલયના ભડકેલા જ્ઞાનથી બે જ્ઞાન રહી "લપટ પંચી ચતુરમે જાન—બોલો પોપટજી આતશ બેહરામ ના પાર પઢેના ગોખણપટ્ટી (Cramming) પડિતોના વર્ગના બેશક નહિજ હતા તોપણ કામેલ કુદરતની તેમાહા કળાભુવન (Nature's University) માથી મર્હુમને માટે સ્વયમ બુદ્ધિનો એક અથાગ તેજસ્વી જથ્થો નિર્માણ થયો હતોજ એ બીના બીન શુબેહની છેજ મી૰ કેખુશરો કાબરાજી એક પોપટ પડિત નહિ પણ તેજસ્વી સ્વયમ બુદ્ધિએ તાત્કાલિક જ્ઞાનવાળા એક અનુભવી અતર જ્ઞાની હતા એટલુંજ નહિ પણ મર્હુમ એક નિપુણ પરિક્ષક—એક ઉંડા અભ્યાસી—એક પ્રવીણ પુરતુર બાહોશ હુન્નરમદ હતા વ્યવહારિક રીતે તેઓના મનની વળણ સદાનીત નીત્ય નિયતાએ ખાલી બહુબોલી બોલીનો બકવાનો સગ્રહ કરવા કરતા વાસ્તવિક બીનાઓનો સચય કરવા ઉપર મથી રહેતી હતી મરનારનું વાચણ બહુ બોહળુ હતું, અને પોતાની સ્વભાષા તેમજ ઇંગ્રેજીમાથી એક કવિ તરિકે કવિત્વ પેશા માટે જરૂરી જ્ઞાનનો એક અથાગ જથ્થો ભડાર ભરપૂરે પોતાના મનના મદિરમા એ મર્હુમે માહા મેહનતે ભરી રાખ્યો હતો બારિકબીન તપાસે કવિ કુદરતનું અવલોકન કરવાની શક્તિ મબળ પ્રમાણમા શેઠ કેખુશરોમા દીસતી હતી કુદરતના કરતાર તરફ અતિ પ્રેમ અને પ્રીતિભાવે મર્હુમનુ અતર સદા ઉછળતું હતું, અને એ ઉછળતું હતુ તેથીજ લાગણીની લેહ અદર આ વિચિત્ર તરેહ તરેહની બાબતોમા આ કાબેલ કવિની કલમ રસિક રગભીનાજ રેહમા સદાનીત સરળ ગતિએ રેડાતી રેલમા રેલાતી રેલાતી રહી હતી પોતાની વજનદાર તર્ક શક્તિને મનમોજી મોજ પ્રમાણે જેમ એક હાથ ઉપર કુદરતની કવિ કળાભુવન અદર તેઓ ખેંચી જતા હતા, તેમજ બીજા હાથ ઉપર કલ્પનામા લીન થઈ કુદરતની વાસ્તવિક સચાઈઓને તરેહ તરેહનું રસિક રૂપ આપી જાતજાતના ખ્યાલ અને ધારણાના ધામ ઉપર ફેરવી લાવતા હતા, કે જે ભુવન તત્વાર્થ હકીકતની (Facts) પેલે પાર કલ્પનાને આધીન રહેલુ છે જે રીતિએ તરેહ તરેહની વિચિત્રવિચિત્ર નવી નવાઈ અને અજાયબીઓ પોતાના નાટકો અને વાર્તાઓમા એઓ રજુ કરતા હતા, તેજ રીતિ મર્હુમની આવી અદ્ભુત કવિ કલ્પના નજરો હજુર ધરી આપણી મતિને એક અચબાના આચકા સાથ સુનકાર કરી હેરત અને અજાયબીની ગતિમા ગુમ કરતી હતી મર્હુમના મનના જુસ્સા—સુભાવના અને તેના સ્વરૂપની છાયા તરફ નજર નાખી તેની ગણના કરતા આટલું કેહવું અવશ્યનું થઈ પડેછે, કે તેઓ બાહારની તકલીદી ડોળદમામની ખોટી સફાઈ ભરી શોભાનો ચળકાટ દેખાડવા કરતા વિશેષ અને વિશાળ વિસ્તારમા એક અતિ કેળવાયના મનની ચપળ બુદ્ધિનો માનસિક તફાવત આસમાનથી જમીન જેટલો દેખાડી બાપોકાર છાતી ઠોકી પૂર જોર જવાંમર્દીએ કાઈ પણ સરો પરો રાખ્યા વગર હિમ્મતથી અનકારયુક્ત બોલીએ બોલી દેખાડતા હતા ખુદ જીવતી અને જાગતી જીંદગીની ઉછળતી તાનમાથીજ મર્હુમ પોતાની જબાનની ઝમક બેચતા હતા અને શયાન જવાબે સવાદ રૂપ લખાણ કરતા કલમ ઉપરના કાબુએ એટલી તો ઉસ્તાદી ચાતુરી એઓના અધિકારમા હતી કે સાધારણ વાતચીતને પણ ગદ્ય (Prose) ના સ્થાન ઉપરથી ખેંચી કાઢી પદ્ય (Poetry) ના આસન ઉપર કવિતાઈ ચમક ઝમકે હુન્નરને હવાલે કરી એક આલા બુલદી ઉપર બેસાડી દેતા હતા બેરસ બકવાસમાથી પણ કલમ ખેંચી કવિતાના અરામા ખુશબુઓએ ભળી ભળવી દેતા હતા સામાન્ય રીતે લેતા મર્હુમની છટા બાની અને વાણી પ્રતાપી અને પ્રૌઢ, ઉમદા અને ઉદાર દીલ હોવા સાથ તે પ્રબળ વેગવાન અને જોરાવર હતી એટલુંજ નહી પણ સદેવ સમા અને સજોગોને તપાસતી તે મનહરણ—દિલખુશ—નર્મ નમાની અને નાજુક કોમળ પણ હતી રસિક રસમા તે હીલતી અને ઝુલતી—દોડતી અને ડોળતી પ્રસગ પ્રસગના સજોગોને શોભાવતી—હાસ્યરસે ખરખર હસતી યા કરૂણારસે તે દુઃજતી અને દાઝતી કકળતી રડતી હતી નાટકના આ મનોહર મડળ—આ મહા હુન્નરના વિશાળ વર્તુલમા પોતાની કવિ કલમની કામેલ કુદરતથી મરનારે ભવ્ય ભાષાની સઘળી ખરચી ખુબસુરતા શોભીત સાજ સાથ સપૂર્ણ રુઆબે ખરચી નાખી હતી ઇરાન અને હિન્દની તવારિખના મર્હુમ એક ઉંડા અભ્યાસી હતા, અને પેશદાદ કે ક્યાનીઆન, હખામની કે સાસાનના સફાઓ તેમના જ્ઞાનથી અજાણ્યા ન હતા પેશદાદ અને ક્યાનીઓની કથામા બેજન મનીજેહ ફરેદુન અને જમશેદ હિન્દુની રગભુમી ઉપર ઝળકતા થયા હિંદુ કથા અને મહાભારતની મોહિનીએ, હરિશ્ચંદ્ર લવકુશ અને નળદમયંતીની નાટકનગરીને નવાજેશ થઈ તેમજ

સાથોસાથ જો હાસ્યરસ આમેજ કીધુ હશે તો મર્હુમની તેવી રચનાઓ ઉપરથી આટલું તો બેશક સિદ્ધ થઈ હતુંજ કે તેની ગંભીર જવાબદારીથી મરનાર પૂર્ણ માહિતગાર હતા. કારણ તેઓનાં આમેજ કીધેલાં એવાં હાસ્યરસ તત્વમાં, કરૂણારસની તાનમાં બેઅખત્યાર તણાઈ જતાં મનને એક જાતની રાહત ને આરામનો દમ આપવાની હુનરમંદ મતલબ મરનારની દિલસોજ દયામાં ખુલ્લી દેખાતી હતી. જુઓ જમશેદમાં કાકુસ, ફરેદુનમાં શ્યામક–પણ તેઓ બેતાબી હતા નહિ. મર્હુમના નાટકોના ગુણ દોષનું વિવેચન કરતાં આટલું તો ફરજયાત કબૂલ કરવું પડશેજ કે એઓનાં રચેલાં પાત્રો, વાસ્તવિક પણાની મર્યાદાએ નિત્ય નિયમિત હૈયાતીમાં મજબૂત સ્થિર કદમાએ પૂરસુર ઉભેલા છે. એ નાટકોના મુળ રસમાં ( Pathos ), હૃદયભેદક લાગણી, દયાએ દુઝતી, કરૂણાએ કકળતી છે, અને હાસ્યરસ હાવભાવમાં રમુજી વચનો, ટકોરની તેહલમાં અહીં ત્યાં વ્હેતા થયાછે. આ સઘળી ખુબીઓ, રચનાની રસિકતાને—બાબતોની બુલંદીને—શબ્દ શણગારસાથ વેહતી કીધેલી વાકચાતુરીની ચપળતાને, પરમ પદની પદમપદ્વિ એ પુગાડેછે. તેઓનો દરએક રચેલો નાટક ગોયા પોતાની નવીન દુન્યામાંજ ડોળતોછે, અને હુનરનો હાથમા હાથ લઈ ઉચ્ચ સ્થિતિમાં સદા રાની માજમાંજ તે દાનાઈએ દિપતો છે. પોતે રચેલા નાટકોમાં જંગલી, ઝનુની, દુરાચારી અને ખુની જુસ્સાઓને બયાનની ઝમક અને ભભુકના ભપકામાં લપેટી ખુરા દિલ દેખાડવાની તજવીજ મર્હુમ કદીપણ કીધી નથી. કે નથી બક્ષ્યું એક ગુનાહગાર ભાવને ધર્મનો ઢોંગી સ્વભાવ આપી જીવનું મોટાપણું એ નાટકી રચનામાં હમેશાં હરબાર ખરી લુચાઈને તેના ખરા આકારમાં દેખાડી છે. પાપી અને કરમ ચોર ચાડાળ અને દુષ્ટ દુરાચારનો આચાર ખુલ્લો કીધોછે. નેકીને તેને લાયક પરમ સફાઈનું સ્થાન બક્ષીદા કીધુછે. જુવો એક જમશેદને તેની ખમ્તા ખુવારીમાં પણ કેવો આલા પુરનુર ખુરેહમાં ચિતાર્યોછે. ફતેહની ખુમારી અને જાહોજલાલીના પુર બહારમાંથી એક જોહાકને કેવો અધમ, નીચ, ભ્રષ્ટ ભાવનાએ કેવો હવસી હેવાન—કેવો જાલમ જુલમગાર દેખાડી આપ્યોછે. તરેહ તરેહની જફાઓ જુલમમા પણ સાબુત કદમ એક અરજાસ્પને દીન અને દુન્યા, દાતાર અને દેશ તરફ, સત્યતાએ પોતાના શાહ અને શાહનશાહાત તરફ કેવી પાકી પહેરેજગારીએ વફાદાર દેખાડયોછે. એક જામાસ્પને કેવો જહાંજોય—આંખોના અમુલ્ય રત્ન ખોહવા છતા વતન તરફ ખાવંદ બહાદુરીથી સમશેરસાથ શૂરવીર—સ બીર—જગમાં ઝુપલાવતો કીધોછે. અમલિયતિ આલા અને અમીર અમીર એક કારન ને કેવો બહાદુર બાદશાહી—એક કાકુસને કેવો કજાબાજ હિચકારો જીવડું દેખાડી આપ્યોછે. એક અગનવાજ, એક સમનનાજ કેવા ખારમાં પજરતી કીધીછે. ધણીને વફાદાર પણ દીન અને દેશ તરફ દગાબાજ એક શાહનશાહી શોહેરનવાજને દિવાનો માજ આપી કેવા હાલો અવતારે "દગો કોઈનો સગો નહી" સાબુત કરી આપ્યુંછે. કલમ થંભ થા!—દમ ખા! તું કેટલું લખશે? તારી કાયનાત શી? તું જેટલું લખશે તેટલું થોડુંજ છે! પોતાનાં પાત્રો ને તેઓનાં ગુણ, ખમિયત અને દરજ્જા પ્રમાણેનીજ ભાષાથી બોલતાં કરવાનો સ્તુતીપાત્ર કાળજી રાખી, મરનાર એક વિદ્વાનનીજ પાંડીતાઈથી હમેશાં પોતાની તે કોશેષમાં ફત્તેહ પામતા હતા. અને નેકી અને બદીનો ચિતાર ચિતારતાં તેનાં સ્વભાવિક પ્રમાણમાંજ, તેવાં પાત્રોની યોગ્યતા, વર્તણુક, રીતિ અને રેહનીને લાયક, જુસ્સા અને જોસને વળણુ આપી, ઉમદા અને ધરખમ દબાણે તેને આલા દરજ્જો આપતા હતા. યા સરજતની સરગરદાનીમા હક ઇન્સાફે તેને લાયકના યોગ્ય દરજ્જે પુગાડતા હતા; અને તેવાં પાત્રોની પ્રકૃતિ દેખાડતાં, તેઓની ભવ્ય ભાષાની તેજોમય ઝમક ઘડી ચપકાનો ઝપકો લઈ કદીપણ મનોવિકારની તાનમાં તનાઈ અલોપ થતી નથી; પણ દર ડગલે અને પગલે આગળ અને આગળ વધતા પ્રકાશિત થઈ ભવ્ય ભાવનાએ તમાશબીનોને સદા પોતાની લેહમાં પૂર બળ તાનતી રહેલીછે. રાજા અને રૈયત—શૂરા શીપાહ અને સરદાર—પાપી અને પહેરેજગાર—આલા અને અહમક—આશક અને માશુક—પુરહામ હિમ્મતી અને ગુમનામ હિચકારો—ભોલા ભોલાનાથ યા કાવત્રાંખોર કરપીણ—એ સર્વ આ એકજ કોમલ કવિની કલમે, પોતાની તરેહ તરેહની સ્વખાસિયતની સ્વયમ બોલીમાં બોલતા થયાછે. એક કાકુસની હિચકારી કારવાઇ સાંભળો—યા બળતાં ઇગન ઉપર અફસોસની આગમાં જળી મરતા જમશેદની જારીનો પોકાર સાંભળો! ઓ સાંભળો એક અરજાસ્પની દાનાઇ યા જામાસ્પની જવાંમર્દી! જોહાકની જીતમાં પેરાદાદની હારનો પોકાર સાંભળો—કે ફરેદુનની ફતેહમાં તેનાં ગુરજનો માર સાંભળો! ખાકને પુજતી એક સમનનાજ સાંભળો—યા ઇશ્કની આગમાં જળતી એક અગનવાજ સાંભળો! દિવાની બકવામાં બડબડતી એક શેહરનવાજ સાંભળો—કે મોહબ્બતની તાનમાં તનાતી એક મનીજેહ સાભળો! એક સતી સીતા સાંભળો—કે પતિ અને પુત્રના વિયોગમાં રડતી તારા સાંભળો! જુગારમાં ખુવાર થયલો એક ભોલાનાથ સાંભળો—કે સત્યતા ઉપર સાબુત એક હરિશ્ચંદ્ર સાંભળો! સાંભળો—સાંભળો—આ મહા પુરૂષની તરેહતરેહની સુશિક્ષામણ મનોહર વાણીમા સાંભળિ રેહની અને કરણી સંભાળતા રહો! જમશેદનો જુસ્સો જુઓ—જામાસ્પનું જોમ જુઓ—અરજાસ્પની અકેલ જુઓ—કે સત ઉપર હરિશ્ચંદ્રની હઠ જુવો! કેવા જોમ અને જોશમાં—તરેહતરેહની લાગણીના કેવા વેહતા વેગમાં—વનના મહારાજ એક શીંહનીજ ગર્જનામાં કેવા પુરબળ ધમકથી ધીકતા ભવ્ય ભાષાએ તેઓ ગર્જતા છે. પોતાનાં લખેલા દરએક નાટક ઉપર પોતાની

મહાન મગજુસંદ શક્તિના સાબુત ચંપિ મગનારે મજબુત હાથે માર્યો છે—ભવ્ય ભાષા અને આવા વિચારોથી શક્તિમાન પ્રબળતાએ બુદ્ધિમાન જોમ અને જોરના આલા દરજ્જાનો દાખ દાખ્યો છે. પોતાની રચનામા તેઓના ચિતાર, સ્વરૂપ અને ઊંગ કાર્ય પણ આમ મેહનત વગર—પ્રયત્ન, ધાંધલ અને ધમપછાડ વગર—તાન તોડના પછાડા વગર, હમેશા હરબાર નિત્ય નિરંતર એવી તો ખુરા ખાસિયતનો રંગ દેખાડી રહ્યા છે કે તે ખાસિયતો જાણે જન્મથીજ તેઓને સ્વભાવિક હોય. જુઓ બહેરી ગતમા ગોઆત લેતો એક એદન અફસોસગો—કે બાપા બસાઈમાં એક હિમની હીરો વળી જુઓ જરથોસ્તી ગફાઈમા પોતાના પાક મહજબ ઉપર પૂર એતિકાદ રાખનાર એક બુઝર્ગ તેહમુલદારૂ—કે ગેહરી સુધારામા મશગુલ રમતો એક કાંટાદાર જહાંગીર એક કાકા બાહદારુ જુઓ—કે જુઓ નીમકહરામી સાથ મેના ફરતો રો તરૂના અનત પ્યારમા ભૂલેલો જુઓ એક ભોળી જગત બેહદુ જુઓ—કે જુઓ એક ખુરામિજાજી મગરૂબીખોર સેહરી લાન સફા દિલનો દારી એક બેરગુબાવા જુઓ—કે જુઓ એક જાન કાકા. એક ભીખામારુ બોલા કે પીનારાએ નીમના, એક જગમાઈ જુદાઈ કે નાળમાએ નમકોરા, એક ગામડાની ગોરી બાપી દેન ગોતે કે સેતો એક સુધારાવાળો શીરીન! એકેએક પાત્ર મર્હુમની અગાધ મહાબળ બુદ્ધિએ જન્મ લઈ, ખુદ જાતિ સ્વયમ ખાસિયતની ખુમારી રંગે હિન્દની રંગભૂમિ ઉપર રમતું રહ્યું છે. આગળના એવા મામાલ દાનમાનની ખાસિયતના ખરાપણા સાથ પૂર જોર મસાલો નાટકો બાહાર પાડી અસરકારક રીતિએ હાર પાડી, રંગભૂમિ ઉપર રજુ કરી તમાશબીનોના મનને પ્રભાવ (જીગર) મા પકડી, ધ્યાનને હરબાર જબાનની તાનમા ખેંચી, ચિત અને ચેતન્ય (Man & the mind) ને ચોટાડી, તેના ગુણ અને જ્ઞાન ઉપર ચઢાવવાની આ કામેલ કારવાઈ શું થોડા વખાણને પાત્ર છે? હર હાલ હુન્નરને ઊંજળો કરવાની આ રીતિ અને રૂઢી, પ્રસન્નતા અને પિછાણ સાથ શું નમસ્કાર કરવા લાયક નથી? છે—બેશક છેજ! બોલીજન—નિંદાખાનુ—વિનાશ કાળે વિપરિત બુદ્ધિ—કાકા બાહાદરૂ વિગેરે નાટકોમા તે મજબુત મનોભાવ—તે રમીક રસ અને તેજ લાગણીની લ્હે (Pathos) લાગી રહી x કે જે રસ અને લાગણી, જે જોમ અને જોમ આપણી વ્યવહાર જીંદગીમા આપણ દરએક જણ હરરોજ અનુભવીએ છીએ મનસાનીયત વૃત્તિ અને સમાજ રસથી અસરકારક રીતિએ ભરપૂર મનહરન કરતા આવા આવા નાટકો, કે જે નાટકો એક જીંદગીના બેરસ ફિકા ફરક બનાવને પુરનુર નવ ઢબમા ફરી રંગભૂમિ ઉપર તરેહ તરેહના રંગમા ઉજળતો જીવતો અને જાગતો કરે છે, તેના નાટકો બા હુશીયારીથી લખી, તેવીજ ચગતી ચાતુરીથી તેને હાર પાડી, તેમા દેખાવ દેતા તરેહતરેહના રસ અને સજેગોને લાયક સ્થાન ઉપર મુકી, ભવ્ય ભાષાએ બોલતા કરી, હિન્દની રંગભૂમિની અજોડ અમુલ્ય સેવા મર્હુમ શેઠ કેખુશરોએ બજાવી છે. ફકત ચિત્તને ચપળ કરી, ભાવનામા ભંગાણ પાડી, મનોવૃત્તીમા મસ્તીની ખુરતી લેહ (sensation) લગાડતા નાટકો કરતાં, આવા સુશિક્ષામણ અને રસિક રસથી ભરપૂર સાદા સમાજી નાટકો સરખામણીએ કેટલા પરમ પ્રિય છે, કેટલા અસર કરતા છે! પણ જોકે મનને મોહક કરી ખુરા મસ્તીમા મગ્ન કરતી, યા આકુળ વ્યાકુળતામા મનોવૃત્તીને ધુજાવતી લાગણીઓ એક ઘડી ચપકો મનને મઝા આપતાખી હોય, તોપણ મનુષ્ય માત્રની સાથ તેના સંસારની વિટમા વિટવાયલા જનેતા અને જનતા—દોસ્ત અને આસના—માતા પિતા અને પુત્ર—પતિ અને પ્રિયતમના પવિત્ર નામો સાથની મધુરી રચનાવાળો એક સમાજી નાટક, બીજી કોઈ પણ બાબતના બનાવવાળા એક રંગભૂમિ ઉપર ઉભા કરેલા ચિત્ર કરતાં બેશક વધુ ચિત્તમોહક છેજ, એટલુંજ નહિ પણ પોતાના એ રસિકતાનો છાપ પુરજોર સેહાનીત માગતોજ રહે છે. નિત્ય નિરન્તર હમેશ હરબાર એજ પ્રમાણે આવા ઉત્તમ અને કવિ ચાતુરીથી લખાયલા નાટકો "નાટક નીતિની નીશાળ"ની કેહતીવાળા પોતાના હેતુ અને ધોરણમા ધરખમ રહી મન અને ચિત્તને પોતાની તરફ મજબુત ખેંચાણમા તાણી પડે છે, એટલુંજ નહિ પણ તેમા નિત્ય નિયમે આપણા સમાજનો સ્વભાવ આબેજ હોવાને લીધે સેહાનીત મનુષ્ય માત્રના મનને તેઓ મનરંજન કરતાજ રહે છે. સમાજનું સ્વરૂપ તેનો ફિકાફરક, દરરોજની નિરસ બાબતોમાથી બાહાર કાહાડી કાઇક કવિતાઈ કલ્પનાએ આલા દરજ્જે બક્ષી દેખાડતી આવી રસિક રચનાએ મનને સુશિક્ષામણ સાથ ખુરા મઝામા ઊંજળું અને હાસ્યનું કરવાનો હવાલો મર્હુમના નાટકો આ હિન્દની હીણાની રંગભૂમિ ઉપર પોતાને હવાલે રાખી બેઠા છે. નાટકના હુન્નર ઉપરનો મર્હુમની આવી—આવી સ્તુતિપાત્ર સેવા પારસી સાહિત્યમા સદા એક ઝળકતા મોતી સમાન રહેશેજ.

એ તુ ગુજરાતી નાટક સાહિત્યના શેકસપીઅર! મોતની મોહરથી તારા દમના દરવાજા બંધ થઈ આજેની ઉંઘમા તું શાન્ત સુતો છે સદાનો! પણ તારા કાર્યો જીવતા અને જાગતા છે! જમાના અને જમાના સુધી ત જીવતા અને જાગતા રહી ગફલતની ગોઝારતમા ગોતું ખાતા કાઇક ગુમરાહોનો હાથ ગુરૂ સમાન તેઓ સદા પકડતા રહી દાબતા અને દલીલો સાથ નેકી અને નીતિના રસ્તા ઉપર મુકતા રહેશે! એ સુશિક્ષામણની મધુરવાણીવાળા મર્હુમ! તુ સદાનો સુતો છે! પણ ગુજરી ગયલી જીંદગીના મર્હુમ સાલનો પાક તું સુતો સુતોબી સદા શિખવતોજ છે કે—

Lives of great men all remind us
We can make our lives sublime,
And departing, leave behind us
Footprints on the sands of time

—H W Longfellow.



# મી૦ કાબરાજીનો ઘરસંસાર-સાહિત્યના સારથી.

લખનાર-મી૦ બેહેરામજી મેહેરવાનજી મલબારી.



મી૦ કાબરાજીના અસંખ્ય મિત્રોને એમની જાહેર જીંદગી વિષે કાંઇને કાંઇ લખવાનું મળશે, માટે આ ટુંક નોંધ એમની ખાનગી જીંદગીને અર્પવી ઉચિત લાગે છે. એમનો ઘરસંસાર સંપૂર્ણ સુખી કહિયે તો ચાલે. દોલતના દમામની એમને દરકાર નોહતી જેમાંથી સંસારમાં સુખ કરતાં દુઃખનો ભંડાર વધે છે, એમ મારા મિત્ર માનતા. આ ધોરણ ઉપર પોતાના સંસારનો પાયો રચેલો લાગે છે. અને એજ ધોરણને અનુસરી એઓ જન મંડળની વારંવાર "ખબર લેતા" જેમાંની ફિલસુફીને વખોડવામાં એઓ કેટલીક વાર વિવેકનું ઉલ્લંઘન કરતા દેખાતા.

જોહાના આ જમાનામાં સુધારક તથા ટિકાકાર દાખલ મી૦ કાબરાજીનું નામ વિશેષ આગળ પડતું રહ્યું છે, છતાં એમની ખરી કીર્તિ તો ગુજરાતી લેખક દાખલ રહેવાની. એમની લખાણશૈલી મોહક હતી—ભાષા જોતાં, તે હિંદુ-ગુજરાતી કે પારસી—ગુજરાતી કરતાં ઘણીક વાર ઇંગ્લિશ ગુજરાતી લાગતી એટલે તેને 'કાબરાજી—ગુજરાતી' કહિ શકાય. વિચાર જોતાં, વિષયના ઉંડાણમાં ઉતરવાનો એમને ઝાઝો અભ્યાસ નોહતો, પરંતુ એમની નજર વિશાળ હતી. ટિકાકાર તરીકે એમના લખાણમાં તેજ કરતાં ગરમી વધારે લાગતી. મંડણ કરતાં ખંડણ એમને વિશેષ મદદ ગણાય. વિરોધ પક્ષને તોડતાં જ્યાં કાકરી ચાલે ત્યાં કેટલીક વાર પથરો ફેંકતા, જ્યાં આંગળીથી કાર્ય સરે ત્યાં હાથોડો ઉચકતા એ સ્વભાવની નિશાની.

સાહિત્યસંસારમાં મારા મિત્રને સારથીની ઉપમા આપી શકાય. એમની ટુંક "નજર નોંધ" ઘણીવાર જુના ઇંગ્રેજ લેખકના લેખને ટક્કર મારે એવી હતી. એમના કેટલાક નાટક અને વાર્તા જેવા લખાણ હવે પછી કોઈ બીજે હાથે લખાય એ અશક્ય જેવું લાગે છે. આ લખાણની મુખ્ય ખુબી એ હતી કે બીજા ઉપરથી ઉપજાવી કહાડેલા છતાં તે અસલ કરતાં વધારે રમુજી અને આપણા સંસારને બંધબેસતા થતા. ઉસ્તાદ લેખકનું આ એક લક્ષણ છે. ઇંગરેજી લખાણનો અભ્યાસ એમને થોડો હતો, તોપણ એમનું સામાન્ય ઇંગરેજી વાંચણ મારા કરતાં ઘણું મોટું જોઇયે.

મારા મિત્રની એકનિષ્ઠા, સહનશીલતા, એમના ઉમંગ અને આગ્રહ એ તો એમની સાથેજ ગયા. ગુણદોષનું તોલન કરયા પછી પણ વિરોધી કબુલ કરશે કે કાબરાજીની જગ્યા ખાલી.

---

## ડાપણ કહેવાની સાથ કરી બતાવવાની અગત્યતા.

### મુલતાની—પદ

કેહવાનું છે સેહલ, ડાપણ કરવા કરતા સેહલ,
કરવા કરતા સેહલ, ડાપણ કેહવાનું છે સેહલ
શિખામણ તો જન જન દેશે
કોઇકજ કરશે પેહલ —ડાપણ૦
શિર પ તોડીને શિક્ષક કરશે
કેળવણી મુશ્કેલ —ડાપણ૦
પોતાનું તે અજમાવી બતાવવું
એ નીતિનો મેહલ —ડાપણ૦

કે૦ ન૦ કાબરાજી



"રા. રા. ગોકુલજીભાઈ કહેતા કે—'રાસ્તગોફતાર અને સત્યપ્રકાશ' પત્રના સાર લખાણથી અમારો ભાવ તે પત્ર ઉપર બહુ હતો. તેથી તેના તન્ત્રી શેઠ કેખુશરો નવરોજી કાબરાજીને આમન્ત્રણ મોકલી બોલાવ્યા, અને ખુ. નવાબ સાહેબની તરફથી માનવસ્ત્રના કરી રૂપિયા એક હજાર એટલે રૂ. ૧૦૦૦ આપવા માંડ્યા પરંતુ તેઓએ ઉપકાર માની તે લેવાની સ્પષ્ટ ના કહી. બહુ આગ્રહ કર્યો તોપણ તેઓ સમ્મત નહિ તે તન્ત્રીની એ નિસ્પૃહતા અને તેથી ઉપજતી સ્વતન્ત્રતા જોઈ આશ્ચર્ય લાગ્યું અને જે મૂળ ભાવ હતો તેમાં બહુવૃદ્ધિ થઈ. એ કેવળ શુભવાત હતી, પણ ન્યાય અને સત્યને અર્થે અત્ર પ્રસિદ્ધ કરવામાં બાધ ગણ્યો નથી. સત્યને કેટલાક સમય સુધી કદિ ઢંકાઈ રહે પણ અન્તે તે વિશેષ તેજ સાથે પ્રકાશવો જોઇયે જ, અને તેમ પ્રકાશે છે." પૃ. ૧૪૮

આપણા પ્રખ્યાત ગ્રન્થકાર તથા રાજ્યાધિકારી કચ્છના પ્રધાન રા. રા. મણિભાઈ તથા આ લેખક સહ શ્રી કાબરાજીને અનેકવાર મેળાપ થતું તેમાં મુખ્યત્વે સાહિત્યસંવાદ થાય એ સ્વાભાવિક છે. અમારા સાહિત્યસંવાદમાં [illegible]

Praise), આદિ શબ્દોની વ્યુત્પત્તિ તથા અવયવાર્થ તથા તેનો ભેદ સમજાવામાં આવતાં, આપણા આર્યોની સંસ્કૃત ભાષાના શબ્દોમાં કેટલી બધી મહત્તા તથા સુન્દરતા રહી છે એ જોઈ તેઓને બહુ સાનંદાશ્ચર્ય થયું હતું. અને પોતે તેવા શબ્દોનો ભાવ પૂરેપૂરો સમજી લેવા પ્રયત્ન કરતા. પારસીઓના ધર્મપુસ્તક 'અવસ્તા'ની ભાષા એ સંસ્કૃતની ભગિની છે એ સિદ્ધાન્ત જાણ્યા પછી પારસી બાઇઓને સંસ્કૃત ઉપર ભાવ થાય એ સ્વાભાવિક છે. ડાક્ટર મોક્ષ મૂલર ( Dr Max Muller ) લખે છે કે—

"If you want to understand the true nature of the religion of Zoroaster we must remember, first of all, that the languages in which the Veda and Avesta are composed are more closely related to each other than any other language of the Aryan family. They are in fact dialects, rather than two different languages. We must also remember that the religion of Zoroaster and of the Vedic Rishis share a certain number of their deities in common" p. 191.

Dr. Max Muller's Theosophy or Psychological Religion (1893)

પોતે અભ્યાસથી સમજતા તેવું શુદ્ધ ગુજરાતી તો 'રાસ્ત ગોફતાર'માં તુરત વાપરી શકાય તેમ ન હતું પરંતુ ધીરે ધીરે 'રાસ્ત ગોફતાર'ને શુદ્ધ કરવા તેઓનો પ્રયાસ ચાલુ હતો. તે વેળાનાં તથા ઉત્તરોત્તર વર્ષોનાં 'રાસ્ત ગોફતારાદિ' જોતાં જોનારને એ સ્પષ્ટ થાય એમ છે. 'રાસ્ત ગોફતાર' આદિ ગુજરાતી પત્રોમાં સંયુક્તાક્ષર—જોડાક્ષર—અને અન્વર્થ શબ્દો તથા વાક્યયોજના એમાં જે સારી સુધારણા આવતી ગઈ છે. એ શ્રીકાબરાજીના વારાથી જ છે. એ સાપ્તાહિક (weekly) પત્રના લેખોનું અનુકરણ બીજા લેખકો કરે એ સ્વાભાવિક હતું. અને એથી એવાં વર્તમાનપત્રોની ગુજરાતી ભાષા શુદ્ધ થઈ અને થતી રહી છે.

'લવકુશ' નામે નાટક તથા 'ગરબાગીત' તેઓએ રચ્યાં તે સમયે ભાષાસમ્બન્ધમાં ચર્ચા કરવાનો પ્રસંગ અધિક આવતો. તેમાં સ્પષ્ટ દેખાતું કે, ગુર્જરમાતૃભાષાની યથાશક્તિ સેવા કરવા તેઓના અન્તઃકરણની ઇચ્છા તથા પ્રયત્ન પ્રશંસનીય હતાં.

તેઓ નાટકો લખતા તથા તેઓના પ્રયોગો મનોહર થાય એમ કરવા તેઓ બહુ ઉત્સાહી તથા ઉદ્યમી હતા; અને તેમાં બહુ અંશે તેઓએ જય તથા યશ મેળવ્યાં છે.

નાટકનો પ્રભાવ—પ્રેક્ષકો ઉપર ગ્રન્થકારની પ્રભુશક્તિ—સર્વ દેશકાલમાં અસાધારણ મનાતો આવે છે. નાટકના પ્રયોગ મનુષ્યો ઉપર અનેક પ્રકારે અધિકાર ચલાવે છે. તેમાં અનેક પાત્રો આવે છે તેથી ભિન્નરુચિના જનોને પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે તેમાંથી આનન્દ લેવો અનુકૂળ થાય છે. આંખના દ્વારથી તેમ જ કાનના માર્ગથી નાટકનાં રૂપ તથા રસ અન્તઃકરણમાં પ્રવેશ કરે છે, અને અન્તઃકરણને વશ કરી તે ઉપર અમુક સમય સુધી રાજ્ય ભોગવે છે. સારાં અન્તઃકરણો નાટકના પાત્રોના ગુણ સાંભળી તથા જોઈ તે ઉપરથી ગુણી થવા, તથા તેમાં દોષ અને તેનાં ફળ સાંભળી જાણી દોષથી દૂર રહેવા, પ્રયત્ન કરે છે. નાટક, ગુણવાન જનોના ગુણને સબલ કરીને વધારે છે, અને દોષોને દુર્બલ કરીને દૂર કરે છે. નાટકથી કેટલાક ગુપ્ત ગુણો પ્રકટ થાય છે અને ધુમાતા રાજગતા દોષો હોલાઈ જાય છે. અર્કમિશ્રિત ઔષધ તુરત વ્યાપે છે, તેમ શૃંગારાદિરસમિશ્રિત ગાન-વસ્ત્રાભૂષણ સહિત બોધ કર્ણ-નેત્ર ઉભયદ્વારે અન્તઃકરણમાં વ્યાપીને તેને આનન્દસહિત ઉપદેશ આપે છે. નાટકનાં સુન્દર પ્રયોગ એમ બોધનાં અસાધારણ સાધન ગણાય છે. સર્વત્ર સારગ્રાહી ઉચ્ચવૃત્તિનાં નરનારીઓ તો એ ગાન-વસ્ત્રાભૂષણાદિ બાહ્ય મોહક સાધનો વિના પણ નાટકને માત્ર વાંચી વિચારીને અપિ (પણ) બોધાનન્દ ગ્રહણ કરે છે.

સંક્ષેપમાં કવિશિરોમણિ કાલિદાસ 'માલવિકાગ્નિમિત્ર' નાટકમાં કહે છે તેમ,—

'नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम् ।'

ત્રિગુણાત્મક પ્રકૃતિજન્ય અસંખ્ય ભિન્ન આશયના જનોને નવરસનું પાન કરાવી નાટક એકલું જ સમારાધન-બહુ સંતોષપ્રદ થાય છે.

શ્રીકાબરાજીએ 'લવકુશ' નાટક, જગતમાં જે સર્વોત્તમ નાટક ગણાય છે તે ભવભૂતિકૃત 'ઉત્તરરામચરિત' નામે સુપ્રખ્યાત નાટક ઉપરથી, રચ્યું છે. મૂળ સમાન રસમય સારભૂત વિચાર ભાષા સમજવા આપણા લોક હજી યોગ્ય થયા છે નહિ, તેથી 'લવકુશ' નાટકમાં મૂળમાંની સારગ્રાહી અંશ લઈને જેવ સાથે મેળવી પાનક—શરબત—રૂપે તુરત ગળે ઉતરી જાય એમ કરવા પ્રયત્ન કર્યો છે. તે 'લવકુશ' નાટકમાંના વિચાર-ભાષાની વાનગી રૂપે એક બે અવતરણ શ્રીકાબરાજીની જ ભાષામાં અત્ર અપાય છે.

સીતાને વનમાં મૂકતી વેળા લક્ષ્મણ બોલે છે કે—

"જેણે આજ લગી દિલભર પ્રીતિથી મારું પુત્રવત્ પાલન કર્યું, જે મારા પ્રિય બંધુની પ્રિય પત્ની, જે આદિ શક્તિ, સર્વ જનોએ વંદ્ય તેવા ગુણવંતી સતીને આ ઘોર વનમાં છોડી જતાં મને શી ઉપમા મળશે!" પૃ. ૧૮

સ્ત્રી પુરુષોના પરસ્પરના સ્નેહના બંધનો,—તેઓની પ્રજા છે એ, આનન્દગ્રન્થિ છે (સુખમય ગાંઠ છે), એ સંબંધમાં રામસીતાના મેળાપ સમયે તેમમાં બોલે છે કે—

(ગાયન ત્રીજું)

"સત્ય સત્ય સત્ય રટી સત્ય સતી સીતા,
પુત્રોની પ્રસાદી પ્રેમે બાંધે માતપિતા સત્ય
પ્રેમગ્રન્થી દંપતીમાં બાળકો સંપૂર્ણતા,
પ્રીતની છે ગાંઠ પાકી સંતાન વનિતા સત્ય"—(પૃ ૩૮)

એ ઉપરથી સ્પષ્ટ જણાશે કે શ્રી કાબરાજી કેવી શુદ્ધ ભાષા લખી શકતા હતા પરંતુ એવા ઉચ્ચ વિચાર તથા શુદ્ધ ભાષા સમજવાની યોગ્યતા સામાન્ય લોકોમાં વિદ્યાના અભાવથી આવેલી નહિ, તેથી ચાલતા સામાન્ય લેખોમાં ઉતરતી વર્તમાનપત્રભાષા લખવાની બહુ લેખકોને જરૂર પડે છે તેમાં જે લેખો ધનદા રૂપે લખાય છે, તે લેખોમાં તો ઉચ્ચવિચાર તથા શુદ્ધ ભાષા એની આશા દુર્ઘટ છે. જેઓ ધનને અર્થે નહિ પણ માત્ર પોતામાં પ્રકટેલા પ્રકાશથી અન્યને પ્રકાશિત કરવાના ઉચ્ચ આશયથી નિઃસ્વાર્થ લખે છે તેવા લેખકો જ મથાળી તથા ઉચ્ચ લેખ લખી શકે છે તેઓ પોતાના યોગ્ય સમયથી અમુક વર્ષ પૂર્વ આવી લખતા હોય છે એમ સર્વ દેશકાલમાં હોય છે, તેવું આ દેશમાં પણ છે તેવા ઉચ્ચ લેખકો, આપણી યોગ્યતા કરતા આપણને અધિક સમજુ માને છે, એ સ્પષ્ટ છે તેવા આપણાવિષયે તેઓના સારા અભિપ્રાય માટે તેઓનો ઉપકાર માનવો તો રહ્યો પણ તેવા ઉચ્ચ લેખકોને નિન્દવા એ આપણું આપણા અજ્ઞાનને લીધે આપણી પોતાની નિન્દા કરવા જેવું છે અને તેમ કર્યાથી આપણી અજ્ઞાનતાનો જ પુરાવો આપણે આપીએ છીએ, એમ ભવિષ્યની પ્રજાને આપણે આપણા વર્તનથી સિદ્ધ કરી આપીશું પરંતુ લખતા રાજી થવાય છે કે, એવા અણસમજુ નિન્દકોની સંખ્યા ઓછી થતી જાય છે, અને સારા વિચાર ભાષાના ગુણગ્રાહી તથા પ્રશંસકોની સંખ્યા વધતી રહે છે

કવિતા તથા ગાનકળાના પણ તેઓ સારા ઉપાસક હતા ચિત્રકળા સમ્બન્ધમાં પણ સારો ભાવ રાખતા

શ્રી કાબરાજીનું એક પ્રશંસનીય લક્ષણ આ હતું તેઓ જે કંઈ કાર્ય કરવા અંગીકાર કરતા તે મન તન ધનથી કરતા સન ૧૮૭૭ માં તત્રભવતી રાણી વિક્ટોરીયા 'મહારાણી' (Empress) થયા ત્યાર પછી કેટલાક અંગ્રેજ ગૃહસ્થોની મણ્ડળી થઈને તેણે The National Anthem શ્રીરાજગીતના ભાષાન્તર ભરતખણ્ડની ભાષાઓમાં કરવાના પ્રયત્ન કર્યો ગુર્જરભાષામાં ભાષાન્તર કરવાને શ્રીકાબરાજીનું વરણ (Selection) થયું પોતાના શિર ઉપર આવેલું કાર્ય કરવા તેઓએ જે અનર્ગલ શ્રમ લીધો હતો અને ઉત્સાહ દર્શાવ્યો હતો તે આ લેખકને આજ પણ પ્રત્યક્ષ તુલ્ય છે તે ભાષાન્તર કરવામાં સ્વેચ્છાથી અનેક બન્ધનો શ્રીકાબરાજીએ સ્વીકાર્યાં હતાં ઇંગ્રેજી રાજગીત છે તેમાં ન્યૂનાધિક કંઈ કરવું નહિ તેમાં જે શબ્દો છે તે શબ્દોના પર્યાય જ ગુજરાતીમાં મૂકવા તેનું સત્ત્વ રક્ષવું તેની કવિતાનું માપ પણ ઇંગ્રેજી સમાન જ રાખવું, વળી અનુપ્રાસ મેળવવા, રાગ, લય તાન માન મધુરતા, સુસ્વરતા પણ અંગ્રેજી સમાન જ રાખવા, ઇત્યાદિ

એમાંથી બે પદ દૃષ્ટાન્તરૂપ અત્ર ઉતારાય છે —

[1]"રક્ષ્ દેવ્ કૃપાળ કૈસર્,
બહુ જીવજો નેક કૈસર્,
રક્ષ્ દેવ કૈસર્
દે તું જય શુભ સત્ય,
સુખ દેને કીર્તિ સમ્,
લાંબું રાખ્ રાજ બહુ વરસ્,
રક્ષ્ દેવ્ કૈસર્ ૧

ગરથી શ્રી. બેર્ તું કર
જાય વીરીંગ્યા પર—
પ્રીતિ શાન્તિ ને ક્ષેમ્
બ[illegible]ગો ના વરે
જન્મી, દે તેને હર્ષે
પુરા સ્વરે દર્શે અહર્ષે—
આશિષ્ દે એમ્ ૩

એવું દુર્ઘટ કાર્ય કરવાનું હતું તે માટે તેઓએ પ્રયત્ન પણ તેવો જ અસાધારણ આદર્યો હતો, અને તે રાજભક્તિના સુકાર્યમાં તેઓ જય યશોભાગી થઈ અધિકમાને ભાગ્યશાળી ગણાયા હતા એ રાજગીતની રચના કરીને બસ ન માન્યું પણ તેનું સુન્દર ગાન કરી અનેક સુશિક્ષિતોના મનરંજન કરવાનો પણ પ્રયાસ કર્યો તે માટે તા ૪ એપ્રિલ સન ૧૮૮૭ ને દિને એક મોટી સભા ભરી તેમાં ગવર્નર (પ્રાન્તપતિ) આદિ બહુ સમાનિત ગૃહસ્થો સમક્ષ તે રાજગીતનું સવાદિત્ર ગાન કર્યું તેમાં તેઓના કુટુંબ આદિની સ્ત્રીઓ પણ સામીલ થયા હતા. તે સુખશ્રવણ કરીને ગવર્નર સર જેમ્સ ફરગ્યુસને એક ભાષણ કરી કહ્યું કે —

'The work contains evidence of eminent scientific knowledge To our friend (Mr Kabraji) music is, in the first place a labour of love, and he has brought to bear upon the study of the National Anthem and its adaptation to Gujarati, the fruits of his own skill as shown and reflected in his interesting family, and also, I would venture to think, the feeling of a patriotic heart

We can only express our admiration at what we have heard, and our great pleasure in seeing native ladies coming forward to sing so courageously, and yet so modestly in your beautiful language for our benefit We ought to thank them, and I move a cordial vote of thanks to Mr Kabraji for his work and the pleasure he has given us

એ પ્રકારે રાજગીતની તથા તેના ગાનની પ્રશંસા ગવર્નર સાહેબના મુખથી ભરી સભામાં થઈ એટલું જ નહિ કિંતુ બીજા અનેક સાક્ષર ગૃહસ્થોના તેવાજ પ્રકારના સારા અભિપ્રાયો શ્રીકાબરાજી પ્રતિ લખાઈ આવ્યા હતા બંગાળાના પ્રખ્યાત રાજા સુરેન્દ્રમોહન ઠાકુર જે ગાનકળા-

૧ એ ગીત ગાવાની રીતિ પ્રમાણે છાપ્યું છે, તેથી કેટલાએક અક્ષરો સ્વર વિનાના છાપ્યા છે.

# શ્રીમાન્ કેખુશરો નવરોજજી કાબરાજી.

## લેખક—શ્રીમનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

આ જગત્‌માના અનેક દ્વન્દ્વોમા (જોડાઓમા) જન્મ તથા મરણ ઉત્પત્તિ નાશ, વૃદ્ધિ ક્ષય, આદિ અનિવાર્ય છે જે જાયા તે જવાના જ એમ નિર્માણ છે તેમા જેઓના જીવનથી જગત્‌મા કંઈ સારૂ થાય છે તેઓનુ જીવન જ સફલ છે. આવ્યા તેવા જ, જગત્‌મા કંઈ સારૂ કર્યા વિના જાય છે તેઓનો જન્મ વ્યર્થ છે જે કોઈ કુલનુ, ગામનુ, વા દેશનુ સારૂ કરે છે તે અનુક્રમે તે કુલદીપક, ગ્રામદીપક વા દેશદીપક કહેવાય છે મનુષ્ય જનોનો ધર્મ છે કે યથાશક્તિ ઉપયોગી થવાનો પ્રયત્ન કરવો પોતાની જેવી શક્તિ હોય તે પ્રમાણે અનેક રીતિએ ઉપયોગી થવાય છે કોઈ શરીરશક્તિએ કરી ઉપયોગી થઈ શકે છે, કોઈ ધનની શક્તિવડે, કોઈ અધિકારની શક્તિવડે, કોઈ બુદ્ધિની શક્તિવડે ઉપયોગી થઈ શકે છે

બુદ્ધિશક્તિનો ઉપયોગ બહુ વિસ્તૃત તથા અધિક સ્થાયી હોય છે તેમા પણ વિભાગ થાય છે કોઈ રાજ્યસેવાદ્વારા કોઈ ભાષણદ્વારા, કોઈ લેખનદ્વારા, બુદ્ધિશક્તિનો ઉપયોગ કરવા પ્રયત્નવાન્ છે, પોતપોતાની રુચિપ્રમાણે તેનુ તારતમ્ય મનાય છે. કોઈ રાજપુરુષ વા રાજ્યાધિકારી (Statesman) થવુ એ સારૂ માને છે અને તે અર્થે પ્રયત્ન કરે છે કોઈ ભાષિતા વા વક્તા (Speaker or Orator) થવુ એ સારૂ માને છે અને તે કાજે પ્રયત્ન કરે છે કોઈ લેખક વા ગ્રન્થકાર (Writer or Author) થવુ એ સારૂ માને છે અને તે સારૂ પ્રયત્ન કરે છે રાજ્યાધિકારી પોતાના પ્રાન્તભાગમા જે લોક હોય તેઓનુ સારૂ ખોટુ કરવા પોતે અધિકાર ઉપર હોય ત્યાસુધી શક્તિમાન હોય છે વક્તા, પોતાના શ્રોતામણ્ડળ ઉપર બહુ અસર કરી સ્વાધીન કરી કોઈ અમુક માર્ગે પ્રેરી શકે છે તેટલી મર્યાદામા તે સર્વથી બલવાન્ હોય છે કારણ તેનો વ્યાપાર પ્રત્યક્ષ ચેતનવાન્ શ્રોતાઓ ઉપર હોય છે તેથી અનેકોને સચેત કરી ધાર્યું કરાવી શકે છે. વક્તાના વચનોનો પ્રભાવ, સદા વિદ્યમાન થતા મડનવત્, વર્તમાન શ્રોતાઓના અને તેઓના સમકાલીનોના મન ઉપર પડે છે અને તેઓને સ્વાધીન કરીને સ્વેચ્છાનુસાર દક્ષિત કાર્યમા પ્રેરે છે એ પ્રભાવ વર્તમાનકાલમા બહુ પ્રબલ પણ ભવિષ્યત્ કાલમા સબલ રહેતો છે નહિ ગ્રન્થકાર અચેતન લેખ પુસ્તકદ્વારા વાચક લોકો અને તેઓના શ્રોતાઓ ઉપર રાજ્ય ચલાવે છે તેની મર્યાદા વિસ્તારવની અને દેશવિદેશમા વધે છે, અને વર્તમાન તેમ ભવિષ્ય કાલમા પણ ચિરંજીવ રહે છે કોઈ એક કાલમા પરિપૂર્ણ થવાય એ સુતર (better) છે પરન્તુ બહુમતે લેખકનુ ગ્રન્થકારનુ પદ અધિક દુર્લભ અને ઉત્તમ ગણાય છે. મકૉલે લખે છે કે —

'I am more than half determined to abandon politics, and to give myself wholly to letters, to undertake some great historical work . I comprehend perfectly how a man who can debate, but who would make a very indifferent figure as a contributor to annual or a magazine . . should take the only line by which he can attain distinction But that a man before whom the two paths of literature and politics lie open, and who might hope for eminence in either, should choose politics, and quit literature, seems to me madness.' p 450–1

Lord Macaulay's Life and Letters. Vol. I

શ્રીમાન્ (the late Mr) કેખુશરો નવરોજજી કાબરાજી થોડા ઘણા એ ત્રિણે પ્રકારમા ભાગ લેવા પ્રયતમાન હતા તેઓ નગરમણ્ડલના (municipality) સભાસદરૂપે કંઇક અંશે રાજ્યાધિકારી હતા 'જ્ઞાન પ્રસારક' આદિ સભાના સમ્બન્ધમા, કંઇક અંશે ભાષિતા હતા, તથા 'રાસ્ત ગોફ્તાર,' 'સ્ત્રી બોધ,' અને વાર્તા, નાટકો, આદિઓના એક લેખક હતા તેમાથી લેખકરૂપે તેઓ આ લેખકના સમ્બન્ધમા અધિક આવતા તેથી તે ભાગ સમ્બન્ધના કંઇક સ્મરણો અત્ર લખાય છે

શ્રીમાન્ કાબરાજી રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશ' ના ઉપતંત્રી હતા ત્યારે તે વખતના તંત્રી શ્રીમાન કરસનદાસ મૂલજીદ્વારા આ લેખક સાથે તેઓના પ્રથમ પરિચય થયો હતો

મહારાજ કવિ (Emperor Poet) ભર્તૃહરિ કહે છે તેમ સજ્જનોના મૈત્રી દિવસના ઉત્તરાર્ધની (પાછલા પ્રહરની) છાયા સમાન—

लघ्वी पुरा वृद्धिमती च पश्चात्

—પ્રથમ નાની પણ જેમ પાછલો પ્રહર વધતો જાય તેમ મોટી ને મોટી થતી રહે છે

'If friendship be formed with the virtuous
It will increase like the shadow of the evening
Till the sun of life shall set.'

કંઇક એ પ્રકાર તેઓના કેટલાક સારા ગુણોથી પરસ્પરના સ્નેહમમતા વધતા ગઈ અમારો મિત્રભાવ વધતો થતો રહ્યો

આશરે ૩૫ વર્ષ પૂર્વે જ્યારે તત્રભવતી મહારાણી (Her Majesty The Queen Victoria) વિક્ટોરિઆના દ્વિતીય કુમાર શ્રી 'ધી ડ્યુક આવ એડિન્બરા' પ્રથમ આ દેશમા આવ્યા ત્યારે બહુ દેશીય રાજાઓ અત્ર મુંબઈમા આવ્યા હતા તે સમયે શ્રી કાબરાજી 'રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશ'ના તંત્રી હતા અને એ પત્ર બહુ સારૂ ચાલતુ તેથી તેના તંત્રી વિષયે લોકોનો સદ્ભાવ બહુ હતો જુનાગઢના તત્રભવાન્ (His Highness) નવ્વાબ સાહેબનુ મન્ત્રિમણ્ડળ અથવા સારા તન્ત્રીને મળવાને તથા તેના લેખ સમ્બન્ધમા પ્રસન્નતા દર્શાવવાને ઇચ્છતુ હતુ તે પ્રસંગે શ્રી કાબરાજી, પ્રામાણિકતા તથા સ્વાતન્ત્ર્યતા દર્શાવી કેવી કઠિન પરીક્ષા ઉતર્યા હતા તથા તેઓએ પોતાવિષયના ઉચ્ચ અભિપ્રાયમા કેવો વધારો કર્યો હતો તે 'મુગ્ધ ગોષ્ઠી ગાથા તથા વેદાન્ત' નામે ગ્રન્થમા ૨૦-૨૫ વર્ષ ઉપર લખાયુ છે, તે અત્ર અવતરૂ છુ

ના માથે ચાલતા ગણાતા અને જેઓએ બંગાળી ભાષામાં રાજગીત રચ્યું હતું તેઓએ પણ શ્રીકાન્તગરજીનું 'રાજગીત' સારૂં માન્યું હતું

આ 'રાજગીત' સબંધમાં આ લેખકે તેના મિત્ર શ્રી મણુ ડોડભાઈ સહ તે જ સમયે એક પત્રિકા લખી અભિપ્રાય દર્શાવ્યો હતો તે અત્ર આપીએ છે

BOMBAY, GIRGAUM,
CHINABAG, *May* 1838

"In compliance with your wishes we have great pleasure in briefly stating below what we know and think about your translation of the National Anthem

We can say by experience that you have spared no time and trouble in making it as less imperfect as possible

You had greatly added to usual difficulties of translating, by setting many restrictions in the present case You proposed to render it as faithful as it could be, adopting not only the tune or melody of the original (which is held for various reasons by competent gentlemen to be best fitted for the object in view), but even metre, rhymes and particular words suggested to you by the committee

All this combined, as we personally know, to make the rendering a most hard task

We are, however, very glad to tell you that you have been successful in bringing its tune, tone, spirit and all, very near the original. Your musical knowledge and attainments have made the tune so approach the original that both might simultaneously be sung without perception of much difference Most of the words used are exact equivalents of the English

As to the language used, shallow critics and those who are dealing in vulgar language may call it difficult but educated gentlemen and those belonging to the upper classes do not, we dare say, find it other than what they daily read in such beloved and popular poets as Narasinha Mehta Premananda Dayarama, Vrajanâtha, Revâsankara, e.c . . .

In short we may assure you that your rendering after the promised revisions suggested by experience, tune, and tasteful critics, will not be inferior to any one with the same restrictions in any language so far as we know at present, if not superior. For obvious reasons we must stop here and ask you to content yourself with the judgment as to the accuracy, simplicity and excellency of the translation, pronounced by such competent judges as the Honourable Messrs Pinhey, Kemball and others"

એ 'રાજગીત'નું સંસ્કૃત ભાષાન્તર ગાહ મોક્ષમૂલર (Dr. Max Muller) જેવા પંડિત ગાનકલામાં કુશળ પુરુષે કર્યું હતું સન ૧૮૮૬ માં વીલાયતમાં The Colonial and Indian Exhibition in the Albert Hall એ નામે પ્રદર્શન ઉઘાડ્યું તે વેળા આપણા તત્રભવતી મહારાણીએ પોતાની સવિશેષ ઈચ્છા દેખાડીને બહુ આદરથી એ સંસ્કૃત રાજગીત સાંભળ્યું હતું, અને પ્રસન્ન થયાં હતાં તેમાંના બે ત્રણ શ્લોક અત્ર અવતારીએ છે.

राज्ञीं प्रसादिनीम् लोकप्रणादिनीम्
पाहीश्वर श्लोनी (!) प्रभासिनीम्
शत्रूपहासिनीम् तां दीर्घशासिनीम्
पाहीश्वर ॥ १ ॥

एह्यस्मदीश्वर शत्रून् प्रतिस्फिर
उच्छिन्धि तान् तच्छत्रु नाशय
मायाश्च पाशय पाह्यस्मदाश्रय
सर्वाञ्जनान् ॥ २ ॥

त्वद्दत्तभूपिताम् राज्ये चिरोषिताम्
पाहीश्वर राज्यप्रपालिनीम्
सद्धर्मशालिनीम् ता न्यौत्रमालिनीम्
पाहीश्वर ॥ ३ ॥

એ ગુજરાતી રાજગીતમાં 'દેવ' શબ્દ વાપરવામાં આવ્યો હતો તે વિષે તે વખતના કેટલાએક પારસી ભણનારાઓએ સભા ઉઠાવી હતી, અને 'દેવ' શબ્દના ખરા અર્થને દૂર રાખી તેઓ જે માનતા તેવો 'દૈત્ય' વાચક શબ્દ તેને ગણી બહુ વિરુદ્ધ લખતા પરંતુ એ માત્ર સંકુચિત વિચાર દેખાડવા જેવું હતું ગ્રીક, લેટિન, જર્મન, અંગ્રેજી આદિ યુરોપની આર્યભાષાઓ, તથા ફારસી, આર્મેનીયન, હિન્દુસ્થાની બંગાળી, મરાઠી આદિ એશિયાની આર્યભાષાઓમાં 'દેવ' શબ્દ 'પ્રકાશ' વાચક છે, અને આગળના જરથુસ્ત્ર ધર્મીઓ પણ તેવા જ અર્થમાં તેને વાપરતા હતા તે ભારે પ્રમાણોને દૂર રાખી પાછળથી કેટલાક કારણથી 'દેવ' શબ્દમાં 'દૈત્ય' જેવા અર્થનો આરોપ કરવામાં આવ્યો તેને લાગી કહાડી રાજગીતમાં દોષ કહાડવા પ્રયત્ન થયો હતો. પોતાના જ પારસી ભાઈઓને એમ વિરુદ્ધ જોઈને શ્રીકાબરાજીના મનમાં ખેદ થતો હતો, અને એ પ્રસંગ ખુલ્લો કરતો હતો તેથી તેઓએ 'જરતોસ્તી' નૈમાસિક પત્રના પ્રથમ પુસ્તકના ત્રીજા અંકમાં પૃષ્ઠ ૨૧૯ મે કેટલાક પ્રમાણો સહિત 'દેવનો ખરો અર્થ શુભ થાય છે' એ નામનો એક વિષય લખ્યો છે આશા છે કે એ નિશ્ચાયક (convincing) વિષય ઉપરથી પારસી ભાઈઓને જ નિશ્ચય થશે કે 'દેવ' શબ્દનો અર્થ તેઓ માનતા હતા તેવો નહિ પણ 'દીપ' 'પ્રકાશિત'—'પરમેશ્વર' થાય છે.

અન્ય આશાજનક લેખકોને ઉત્તેજન અને આશ્રય મળે એમ કરવામાં પણ શ્રીકાબરાજી તત્પર રહેતા એમ તેવા પ્રસંગની પત્રિકાઓ આ લેખકને તેઓએ લખી છે એ ઉપરથી જણાય છે.

બીજા પ્રકારે પણ લોકોને બોધ મળે એમ કરવા તેઓનો ઉત્સાહ અને પ્રયત્ન પ્રશંસિત હતા. જ્ઞાનપ્રસારક મંડળી દ્વારા વિદ્યાનો પ્રસાર કરવામાં તેઓ એકવાર મુખ્ય સાધનભૂત થયા હતા.

'સ્ત્રીબોધ' માસિક પત્રને પણ ઉત્કૃષ્ટ કરવા તેઓ બહુ શ્રમ લેતા. કેટલીક સારી વાર્તાઓએ અને સારા બોધોએ 'સ્ત્રી બોધ' ને ભરીને તેને હૃષ્ટપુષ્ટ રાખતા. 'સ્ત્રીબોધ' ને બોધક, મનોહર તથા મનોભર કરવા તેઓને બહુ અભિલાષ રહેતો. 'સ્ત્રી બોધ' ઉપર તેઓની અનન્યપ્રીતિ જણાતી હતી. નિવૃત્ત થયા પછી થોડા જ માસ ઉપર તેઓ કહેતા હતા કે,—'અન્ત સુધી 'સ્ત્રી બોધ' ચલાવવું ધાર્યું છે' અર્થાત્ દેહ પ્રાણના વિયોગ સુધી 'સ્ત્રી બોધ' નો સંયોગ રાખવા તેમનો નિશ્ચય હતો તે પ્રમાણે થયું છે. 'સ્ત્રી બોધ' ના અર્ધશતકનો મહોત્સવ (Jubilee) કરવા તેઓનો બહુ અભિલાષ હતો પણ માત્ર દોઢ વર્ષની ન્યૂનતા તેમાં રહી ગઈ.

એક સમય એવો હતો કે જ્યારે એમના સ્વતંત્ર લેખો, લોકહિતાર્થે પ્રયત્ન સત્યને તથા ન્યાયને અનુકૂલ સ્વભાવ, વિસ્તૃત વિચાર સમભાવના ઇત્યાદિ ગુણો સંબંધમાં મુંબઈના તેમજ ગુજરાત, સુરાષ્ટ્ર, કચ્છના હિંદુઓમાં સાગ સ્નેહ મમતા ભાવ વિના બીજું કંઈ સંભળાતું હતું નહિ. પાછળના ભાગમાં કેટલાક કારણથી તેમાં અન્તર પડ્યું હતું એ પણ ખરું છે પરંતુ અમારા પરસ્પરના સ્નેહમમતા એકરૂપ જ બની રહ્યા હતા એમ લખવાની તો અગત્ય જ છે નહિ.

અમારે જ્યારે જ્યારે સમાગમ થતો ત્યારે ત્યારે સાહિત્યના તથા તત્ત્વજ્ઞાનના અનેક વિષયો ઉપર સંવાદ થતો. તેમાં તેઓનો સદ્ભાવ, વર્ધમાન થવાની વૃત્તિ, ઉન્નત ઇચ્છાદિ વારંવાર તરી આવતા.

થોડા જ દિવસ ઉપર સમુદ્રતીરે અમારું મળવું થયું હતું તે સમયે પ્રસંગોપાત્ત તેઓ કહેતા હતા તેનો આશય કંઈક આવો હતો કે—તેઓની વૃત્તિ હવે સંસારવ્યવહારના કાર્યોથી ઉઠીને ધર્મસંબન્ધના તથા તત્ત્વજ્ઞાનના વિચારો ભણવા ઉપર થઈ છે અને તેથી તેઓ તેવા પુસ્તકોને હવે બહુ વાંચે છે અને તેમાં તેઓને બહુ સન્તોષાનન્દ મળે છે. અને એમ લાગે છે કે તેવા ઉત્તમ વિષય ઉપર પ્રથમથી જ લક્ષ ન ગયું એ દુર્ભાગ્ય તથા ભૂલ હતી. પૂર્વાવસ્થામાં સંસાર વ્યવહારનો મોહ એવો આકર્ષક થાય છે કે તે સત્ય મિથ્યાનો, ખરા ખોટાનો વિવેક થવા દેતો નથી. તેના જાળમાં ફસાઈ ગુંચવાયા જ જવાય છે પરંતુ જ્યારે ધર્મની જિજ્ઞાસા—સત્યજ્ઞાન જાણવાની ઇચ્છા—થઈ તે દ્વારા સારાસારનો વિવેક સમજાવા માંડે છે ત્યારે કંઈક અપૂર્વતા લાગી ઉચ્ચ સ્થાને ગયા જેવું લાગે છે, અને સત્ય તથા સુખશાન્તિ એ શું છે તેનો સ્વાદ સત્યજ્ઞાને કરી જ સમજાય છે ઇત્યાદિ તેઓ વિશેષમાં કહેતા હતા કે પોતાને પ્રથમ 'થીઑસૉફી' (ઈશ્વરજ્ઞાન તત્ત્વજ્ઞાન—આત્મજ્ઞાન—વેદાન્ત) ઉપર અનાદર હતો પણ હાલ તે સંબન્ધના કેટલાક ગ્રન્થો વાંચતા તેની સત્યતા તથા સુન્દરતા બહુ જ જણાય છે અને આગળ અજાણે એ વિષયને પોતે અન્યાય આપ્યો હતો એમ લાગે છે.

એ પ્રસંગ ચર્ચતા સ્પષ્ટ જણાતું હતું કે તેઓની વૃત્તિ બહુ ઉર્ધ્વગામિની થતી હતી. આપણા આર્ય-લોકના સર્વ ધર્મમાં જ્ઞાન(Knowledge)તથા પ્રકાશ(Light) એ પર્યાય સમાન અર્થના-શબ્દો ( Synonym ) મનાય છે. પારસી ધર્મના નિરૂપક જરથુસ્ત્ર જેનો અર્થ 'સોવર્ણી તારો'( Golden Star ) એવો થાય છે તે પ્રકાશ સ્વરૂપ જ ગણાય છે. એવા પ્રકાશપન્થી થનારે પ્રકાશ ગ્રહણ કરવા પોતે જ્ઞાનના અભિવર્તે નિર્મલ પવિત્ર-થવાની અપેક્ષા છે.

અગ્ન્યાગારમાં ( અગીઆરીમાં ) અગ્નિના પ્રકાશની પૂજા જ હોય છે. અને અન્તે પ્રકાશપુંજ (તેજનો સમુદાય ) જે સૂર્ય તે 'સૂર્ય દાહ' થી શરીરને પંચ મહાભૂતોમાં મેળવનાર પારસીપન્થના જીવાત્માઓ તત્ત્વજ્ઞાનના પ્રકાશથી પ્રકાશિત થવાની વૃત્તિ કરે એ જન્મ સફલ કરવા સમાન છે.

મરણના પૂર્વે થોડા જ દિવસ ઉપર શ્રીમાન્ કાબરાજીની વૃત્તિ જ્ઞાનના પ્રકાશ સન્મુખ થયેલી પ્રત્યક્ષ દીઠી હતી.

સારા મનુષ્યો જીવતા લોકહિત કરતા રહે છે એટલું જ નહિ પણ મરણ પછી અપિ (બી) તેઓના ચારિત્ર (character) ઉપકારક થાય છે. સજ્જનો 'મરજીવા' ( dead yet living ) મરી ગયા છતે જીવતા-છે, અને દુર્જનો 'જીવમરા' ( living yet dead )-જીવતા પણ મર્યા જેવા છે. સજ્જનો જ્યારે 'મરજીવા' થાય ત્યારે તેઓના સ્નેહિ સંબન્ધીનો તથા પ્રશંસકોનો (Admirers ) આ ધર્મ છે કે,—તેવા મરજીવાના જે સદ્ગુણો હોય તેનું અનુકરણ કરીને તેવા સદ્ગુણોની વૃદ્ધિ થાય એમ કરવા પ્રયત્ન કરવો, તથા તેઓના દોષ હોય તે ઉપરથી બોધ લઈ તે દોષોનો ક્ષય થાય એમ કરવા શ્રમ લેવો. ગત સ્નેહિ સંબન્ધી પ્રતિ પોતાનો સદ્ભાવ દર્શાવવાનો એ જ માર્ગ, ઉપયોગી અને પવિત્ર માર્ગ છે. આ લેખના વાચકો તેમ કરો એમ ઈશ્વરને પ્રાર્થના છે.



૧૧

લેખક-મંડળની સરદારી, એક ન, ચાળીસ વર્ષ!
અરે એટલો ખ્યાલજ કરતાં, હૈયે ઉપજે હર્ષ!
હૈયે ઉપજે હર્ષ અમાને, ઘટે પછી નહિ ગર્વ તમાને?
ડગ ડગ પડશે યાદ તમારી, લેખક-મંડળની સરદારી.

૧૨

મુંબઈ! તારા મહા નરોમાં, એ પણ ગણજે એક,
શહેર સમાજે સુંદર સેવા, અર્પી તને અનેક;
અર્પી તને અનેક ઉમંગે, વર્ષ વીસ રહિ તારી સંગે,
નામ વધાર્યું નામવરોમાં, મુંબઈ! તારા મહા નરોમાં.

૧૩

અંગિત ઉત્તેજક અબળાનો શંગિતનો મણગાર,
જ્ઞાન પ્રસારક મંડળ કેરો, સ્થાપક એક ઉદાર;
સ્થાપક એક ઉદાર ઉમંગી, આશ્રયકાર હતો વળી અંગી,
શું નબળા કે શું સબળાનો, અંગિત ઉત્તેજક અબળાનો.

૧૪

હવે ચમક ક્યાં તારી જડશે, પડશે પળ પળ યાદ!
ગહનુમા ક્યાં? રાહનુમાં તુંજ! બધુ થયું બરબાદ!
બધુ થયું બરબાદ હવે રે! કેખુશરો તુ એક જવેર!
કે કે ખાતાં તુજ વિન અડશે, હવે ચમક ક્યાં તારી જડશે?

૧૫

સિહા વર્ષ બાસઠમું આવ્યુ, લાવ્યું જમનો તીર,
દેશ-બેરાનું દિલ દુખાવ્યું, ફાવ્યું નહિ તકદીર;
ફાવ્યું નહિ તકદીર તમારૂં, ગણિયે એજ અભાગ્ય અમારૂં,
ભલે ભાવિને જે કૈં ભાવ્યું! સિહા વર્ષ બાસઠમું આવ્યું.

૧૬

શોકાકુલ થઈ કોમ પારસી, સુણી શોકની ચીસ,
અરે મોત! તું કેમ ન આવ્યું વર્ષ પછી દશ-વીસ!
વર્ષ પછી દશ-વીસ ગુજરતે, આજ સમો નવ ખેદ ખપરતે,
ભાગી આગેવાન આપણી, શોકાકુલ થઈ કોમ પારસી.

૧૭

સાક્ષર-મંડળ શોક કરેછે, સુણિ તુંજ વૈકુંઠવાસ,
તુંજ સમ લેખક હવે ન જડશે, લખતાં વર્ષ પચાસ;
લખતાં વર્ષ પચાસ પ્રતાપી, છાપ ફરે નહિ તારો છાપી;
તુંજ જેવા તો વિરલ તરેછે, સાક્ષર-મંડળ શોક કરેછે.

૧૮

તું લેખક-મંડળમાં મોટો, કેખુશરો નર નેક,
ગરીબને ઘર ગોહર જન્મી, જીત્યાં દિલ દરેક;
જીત્યાં દિલ દરેક અમારાં, કીધાં કામ પ્રજાને પ્યારાં;
ખેદ ખલકનો લેશ ન ખોટો, તું લેખક-મંડળમાં મોટો.

૧૯

કેખુશરો! મુજને ત્યાં મળજે! જગ છોડીશ હું જ્યારે,
કરશું પ્રેમે બેઠી પરસ્પર, કાવ્ય તણી તકરાર;
કાવ્ય તણી તકરાર ફરીથી, જેમ અહીં બહુવાર કરી'તી;
વિસ્ત વિષે વળી પાછો વળજે, કેખુશરો! મુજને ત્યાં મળજે.

૨૦

ધીરજવાન હતો નર ધીરો, ગર્વ રહિત ગુણવાન,
મરણ સુણી તુંજ મુઝાય દિલ મુજ, અરે દોસ્ત દિલજાન!
અરે દોસ્ત દિલજાન ગયો તું, અરણ હતો તે અસ્ત થયો તું!
વૈકુંઠમાં જઈ બેઠો ધીરો, ધીરજવાન હતો નર ધીરો.



૧૧

લેખક-મંડળની મરદાની, એક ન, આગીમ વર્ષ!
અરે એટલો ખ્યાલજ કરતાં, હૈયે ઉપજે હર્ષ!
હૈયે ઉપજે હર્ષ અમોને, ઘટે પછી નહિ ગર્વ તમોને?
ડગ ડગ પડશે યાદ તમારી, લેખક-મંડળની મરદાની.

૧૨

મુંબઈ! તારા મહા નરોમાં, એ પણ ગણજે એક,
શહેર સમાજે મુંઝ સેવા, અર્પી તને અનેક;
અર્પી તને અનેક ઉમંગે, વર્ષ વીસ રહિ તારી સંગે,
નામ વધાર્યું નામવરોમાં, મુંબઈ! તારા મહા નરોમાં.

૧૩

અંગિત ઉત્તેજક અબળાનો રંગિતનો મણુગાર,
જ્ઞાન પ્રચારક મંડળ કેરો, સ્થાપક એક ઉદાર;
સ્થાપક એક ઉદાર ઉમંગી, આશ્રયકાર હતો વળી અંગી,
શું નબળા કે શું સબળાનો, અંગિત ઉત્તેજક અબળાનો.

૧૪

હવે ગમક ક્યાં તારી જડશે, પડશે પળ પળ યાદ!
ગહનુમા ક્યાં? શહનુમાં તુંજ! બધું થયું બરબાદ!
બધું થયું બરબાદ હવે રે! કેખુશરો તું એક જવેરે!
કે કે ખાતાં તુજ વિન અડશે, હવે ગમક ક્યાં તારી જડશે!

૧૫

સિહા વર્ષ બાસઠમું આવ્યું, લાવ્યું જમનો તીર,
દેશ-બેરાનું દિલ દુખાવ્યું, ફાવ્યું નહિ તકદીર;
ફાવ્યું નહિ તકદીર તમારૂં, ગણિયે એજ અભાગ્ય અમારૂં.
ભલે ભાવિને જે કૈં ભાવ્યું! સિહા વર્ષ બાસઠમું આવ્યું.

૧૬

શોકાકુલ થઈ કોમ પારસી, સુણી શોકની ચીસ,
અરે મોત! તું કેમ ન આવ્યું વર્ષ પછી દશ-વીસ!
વર્ષ પછી દશ-વીસ ગુજરતે, આજ સમો નવ ભેદ ખખરતે,
ભાગી આગેવાન આગળી, શોકાકુલ થઈ કોમ પારસી.

૧૭

સાક્ષર-મંડળ શોક કરે છે, સુણિ તુંજ વૈકુંઠવાસ,
તુંજ સમ લેખક હવે ન જડશે, બહેતાં વર્ષ પચાસ;
બહેતાં વર્ષ પચાસ પ્રતાપી, છાપ ફરી નહિ તારો છાપી;
તુંજ જેવા તો વિરલ તરે છે, સાક્ષર-મંડળ શોક કરે છે.

૧૮

તું લેખક-મંડળમાં મોટો, કેખુશરો નર નેક,
ગરીબને ઘર ગોહર જન્મી, જીત્યાં દિલ દરેક;
જીત્યાં દિલ દરેક અમારાં, કીધાં કામ પ્રજાને પ્યારાં;
ભેદ બાલકનો લેશ ન ખોટો, તું લેખક-મંડળમાં મોટો.

૧૯

કેખુશરો! મુજને ત્યાં મળજે! જગ છોડીશ હું જ્યારે
કરશું પ્રેમે બેઠી પરસ્પર, કાવ્ય તણી તકરાર;
કાવ્ય તણી તકરાર ફરીથી, જેમ અહીં બહુવાર કરી'તી;
વિશ્વ વિષે વળી પાછો વળજે, કેખુશરો! મુજને ત્યાં મળજે.

૨૦

ધીરજવાન હતો નર ધીરો, ગર્વ રહિત ગુણવાન,
મરણ સુણી તુજ મુઝાય દિલ મુજ, અરે દોસ્ત દિલજાન!
અરે દોસ્ત દિલજાન ગયો તું, અરૂણ હતો તે અસ્ત થયો તું!
વૈકુંઠમાં જઈ બેઠો વીરો, ધીરજવાન હતો નર ધીરો.



# શેઠ કેખુશરો નવરોજી કાબરાજીનો શોકજનક સ્વર્ગવાસ.

લખનાર—મી. દાદી એદલજી તારાપોરવાલા.

..........................

### કાવ્યદેવીનું કલ્પાન્ત

કરે કેમ કલ્પાન્ત રે કાવ્યદેવી !
તને મેં ન દીઠી દુખી આજ જેવી,
વદી કાવ્યદેવી, "રડું કેમ રાજી,
કલમકસ ગુમાયો ગયો કાબરાજી?"

[ ચંદ્રાવળા. ]

અરે કલમકસ ! ક્યાં જઈ બેઠો? અજબ ગજબ ગો આજ?
જરથોસ્તી લેખક—મુકુટનું, તાજ થયું તારાજ !
તાજ થયું તારાજ અરેરે ! થયો અસ્ત ખુરશેદ અરેરે !
પ્રેમ તજી પરલોક પેઠો, અરે કલમકસ ! ક્યાં જઈ બેઠો?

૨

ખરો સુધારક તું સમાજી ભાગી હિમ્મતવાન,
હુન્નર કલમકસ બહુ બળવંતો, વળી તું વિદ્વાન
વળી તું વિદ્વાન વિવેકી, ધન્ય ! ધન્ય ! નર તારી ટેકી
અમલ—મુકુટ છે આભારી, ખરો સુધારક તું સમાજી

૩

ગમ્મત નામ તું લડ્યો "રાસ્ત[1]"માં, રાસ્ત કરી તકરાર,
હિમ્મતથી તેં જંગ જગાડ્યા, પાડ્યા અંતે પાર;
પાડ્યા અંતે પાર છતાંથી, અબળાને હક આમ અપાવી,
દાપ બેઠો અરે પડ્યા ગમ્મતમાં ગમ્મત લડત તું લડ્યો 'રાસ્ત'માં

૪

હતો ગમ્મતનો અધિપતિ, તેથી હતો ગમ્મત—ગોફ્તાર,
હિત ચિંતક શ્રી મુકુટ કેરો, સત્ય કલમ કસનાર,
સત્ય કલમ કસનાર પ્રતાપી, ગયો કુધારાની જડ કાપી
થયો મુવારો આજે જેથી હતો 'રાસ્તનો' અધિપતિ તેથી

૫

સ્ત્રી કેળવણીને કાજે, લાયક લખ્યા લખાણ,
મહિલા કેરું માન વધાર્યું, વિધ વિધ થાય વખાણ;
વિધ વિધ થાય વખાણ તમારી, વનિતાની મમ પ્રીત વધારી,
કોણ હવે તુજ પાછળ આજે? સ્ત્રી કેળવણીને કાજે !

૬

કાપ્યું વૃક્ષ કુધારા કેરું, તન-મન પરખી પૂર,
વિજય વાજો ઉચ્ચ અટારી, કર્યો કુધારો દૂર,
કર્યો કુધારો દૂર મદાનો, જગમાં જગાવી કલમ ગદાનો,
બોયું બીજ સુધારા કેરું, કાપ્યું વૃક્ષ કુધારા કેરું.

૭

ચમત્કાર લેખક તું જગી, જડે ન તારી જોડ,
રોની અજબ તુજ વર્ણન કેરી, આકર્ષે દિલ-કોડ,
આકર્ષે દિલ-કોડ અતિ અપાર, ગણના જેની થાય ઘરોઘર,
તુજ પ્રતિમા હતી ન ત્યાગી, ચમત્કાર લેખક તું જગી !

૮

હવે ન તારી મજે હથોટી લેખકના સરદાર !
માસ ચિત્ર તણું તું કરતો, રંગીન ને રસદાર,
રંગીન ને રમદાર બનાવી, અંતરમાં દેતો ઉતારવી,
કરે લખ્યો પ્રસન્ન કોટી, હવે ન તારી મળે હથોટી !

૯

નિબંધ, નાટક, કાવ્ય, વાર્તા, થોકે લખ્યા લખાણ !
સીમા નહિ સંસારે તેનું પમાય કેમ પ્રમાણ ?
પમાય કેમ પ્રમાણ હવે તે, લખિ લખિ શું લખનાર લખે તે?
જ્યાં મોટા લેખકો હારતા, નિબંધ, નાટક, કાવ્ય, વાર્તા?

૧૦

વૃક્ષ કુધારા કેરું કાપી, આપી ઓપ આપ
કઈ દુશ્મનને મચક ન આપી, છાપી તેં તુજ છાપ,
છાપી તેં તુજ છાપ છબીલી, કરી કુધારાની જડ ઢીલી,
સ્વતંત્રતાની સત્તા સ્થાપી, વૃક્ષ કુધારા કેરું કાપી !

---

[1] સાચું બોલનાર

૧૧

લેખક-મંડળની સરદારી, એક ન, ચાળીસ વર્ષ!
અરે એટલો ખ્યાલજ કરતાં, હૈયે ઉપજે હર્ષ!
હૈયે ઉપજે હર્ષ અમોને, ઘટે પછી નહિ ગર્વ તમોને?
ડગ ડગ પડશે યાદ તમારી, લેખક-મંડળની સરદારી.

૧૨

મુંબઈ! તારા મહા નરોમાં, એ પણ ગણજે એક,
શહેર સમાજે સુંદર સેવા, અર્પી તને અનેક;
અર્પી તને અનેક ઉમંગે, વર્ષ વીસ રહિ તારી સંગે,
નામ વધાર્યું નામવરોમાં, મુંબઈ! તારા મહા નરોમાં.

૧૩

સંગિત ઉત્તેજક અબળાનો સંગિતનો શણગાર,
જ્ઞાન પ્રસારક મંડળ કેરો, સ્થાપક એક ઉદાર;
સ્થાપક એક ઉદાર ઉમંગી, આશ્રયકાર હતો વળી અંગી,
શું નબળા કે શું સબળાનો, સંગિત ઉત્તેજક અબળાનો.

૧૪

હવે ઝમક ક્યાં તારી જડશે, પડશે પળ પળ યાદ!
રહનુમા ક્યાં? રાહનુમાં તુંજ! બધું થયું બરબાદ!
બધું થયું બરબાદ હવે રે! કેખુશરો તું એક જવેરે!
કે કે ખાતાં તુજ વિન અડશે, હવે ઝમક ક્યાં તારી જડશે?

૧૫

સિહા વર્ષ બાસઠમું આવ્યું, લાવ્યું જમનો તીર,
દેશ-બેરાનું દિલ દુખાવ્યું, ફાવ્યું નહિ તકદીર;
ફાવ્યું નહિ તકદીર તમારૂં, ગણિયે એજ અભાગ્ય અમારૂં,
ભલે ભાવિને જે કંઈ ભાવ્યું! સિહા વર્ષ બાસઠમું આવ્યું.

૧૬

શોકાકુલ થઈ કોમ પારસી, સુણી શોકની ચીસ,
અરે મોત! તું કેમ ન આવ્યું વર્ષ પછી દશ-વીસ!
વર્ષ પછી દશ-વીસ ગુજરતે, આજ સમો નવ ખેદ ખખરતે,
ભાગી આગેવાન આગમી, શોકાકુલ થઈ કોમ પારસી.

૧૭

સાક્ષર-મંડળ શોક કરે છે, સુણિ તુંજ વૈકુંઠવાસ,
તુંજ સમ લેખક હરે ન જડશે, વહેતાં વર્ષ પચાસ,
વહેતાં વર્ષ પચાસ પ્રતાપી, છાપ ફરે નહિ તારી છાપી;
તુંજ જેવા તો વિરલ તરે છે, સાક્ષર-મંડળ શોક કરે છે.

૧૮

તું લેખક-મંડળમાં મોટો, કેખુશરો નર નેક,
ગરીબને ઘર ગૌહર જન્મી, જીત્યાં દિલ દરેક;
જીત્યાં દિલ દરેક અમારાં, કીધાં કામ પ્રજાને પ્યારાં;
ખેદ ખલકનો લેશ ન ખોટો, તું લેખક-મંડળમાં મોટો.

૧૯

કેખુશરો! મુજને ત્યાં મળજે! જગ છોડીશ હું જ્યાર,
કરશું પ્રેમે બેઠી પરસ્પર, કાવ્ય તણી તકરાર;
કાવ્ય તણી તકરાર ફરીથી, જેમ અહીં બહુવાર કરી'તી;
વિશ્વ વિષે વળી પાછો વળજે, કેખુશરો! મુજને ત્યાં મળજે.

૨૦

ધીરજવાન હતો નર ધીરો, ગર્વ રહિત ગુણવાન,
મરણ સુણી તુજ મુઝાય દિલ મુજ, અરે દોસ્ત દિલજાન!
અરે દોસ્ત દિલજાન ગયો તું, અરુણ હતો તે અસ્ત થયો તું!
વૈકુંઠમાં જઈ બેઠો વીરો, ધીરજવાન હતો નર ધીરો.



દરિદ્રતામા આવેછે, તેનું આબેહુબ ચિત્ર મળેછે. એક લુચ્ચો તેના જેવાજ વકીલના દાવપેચથી ભલા જેમિસનવાળાઓની દોલત ઉપર ધાપો મારી પૈસાની ખાતરી કેવી રીત કરેછે અને બીજા હાથ ઉપર ભલા સખાવતી દિલ શુદ્ધાના જેમિસનવાળાઓ ગરીબીમા ગબડી પડવા છતા પણ પોતે તે લુચ્ચાને હરાવી ફતેહ પામી પોતાની દોલતનો સદઉપયોગ કરેછે તેનું અત્રે આપણને અકસ્માત લેખા-સમા ચિત્ર આપેલું મળેછે.

પોતાની વાર્તા લખતી વેળા પારસીઓમા ચર્ચાતા મુખ્ય સવાલોનું વણ મી. કાબરાજી વાર્તા સાથે જોડી દઈ તેના ઉપર અગત્યનું અસરકારક લખાણ કરતા. જેમ કે આપણામા ઈંગ્રેજ લોકના મડમોને પગલે ચાલી ફેશનમા તણાવાની ખર્ચાળ ફિશિયારી બહુ વધી ગઈ હતી તે વેળા તેઓએ પોતાની વાર્તા "હોરાંગ બાગ"મા આવા ફિશિયારી ઓર ઉડાઉ માતબરોની સખ્ત ઝાટકણી કાહાડી તેમની શુદ્ધી ઠેકાણે લાવવાની હિંમતવાન કોશેશ કીધી હતી. આજ કાલની એક "સુધરેલી" છોકરી, છેલ એગત —શીરીન— પોતાના ભલા ભરથાર બેજનજી કુમનાને કેટલો દુખી કરે છે તે વાચતા આપણા ખરા સુધારાની એક અધુરી નકલ કરનારની આ ચાલ ઉપર આપણને અફસોસ ઉપજે છે. આખરે આ ગર્વી વરને પણ પોતાની આવી બેફીકર ગરવી સ્ત્રીને પોતાના ઘરમાથી દુર કરવી પડેછે, પણ છેવટે શીરીન લીલાઈ, હડધુત થઈ પસ્તાવા પછી પોતાના અગરફ ભર્તાર સાથે મળી જવાને કેવા કાલાવાલા કરેછે તે વિષે વાચતા આપણું દિલ મોમ મિસાલ પીગળેછે. એક સદગુણી સ્ત્રી અને તેની છીછરછલી બ્હેન એ બનેના એકેકથી ઉલટા ચિત્રો 'મીઠી મીઠી'મા દિલપઝીર ભાષામા આપ્યા છે. બચ્ચાને કેવી રીતે કેળવવા તે મી. કાબરાજીની નાવેલોમા જગે જગ બતાવ્યું છે. તેમને લાડ લડાવવાને બદલે અછી તાલીમ આપ્યાથી તેઓ આગળ આવતા માબાપને કેવું સુખ આપેછે,—બચપણમા તેમને રીઝવેછે, જુવાનીમા તેમની આશા થઈ પડેછે અને ઘડપણમા તેમનો આધાર થઈ પડેછે તે જગે જગ બતાવ્યુંછે. બચ્ચાનું સુખ તેજ ખરું સુખ છે. એક માની ફિશિયારીઓ અને ફેશનોના ખર્ચથી, માના ખોટા મોહ-લાડથી અને માની કેળવણીની ખામીથી એક મગરૂર ઘર કેવી રીતે ભાગીને ભુકો થાયછે, તે "દાગીના"મા બતાવ્યુંછે. મોટા લોકની આરામ અને હરામખોરી તેમની મગરૂરીની મશ્કરી, તેમના ખાનદાનના તોર અને જુન્નાહના ખોટા દમામની તેવણ હમેશા ઝાટકણી કાહાડેછે. આજના કેટલાક સુધરેલા "પારસી વિનાયનીઓની" સ્ત્રી તરફની બેદરકારી, માબાપ તથા વડાઓ તરફની નાફરમાનીની તેવણ સખ્ત ખબર લે છે. ફાકડી ફેશનમા બેડસ્તાવ ઉપર ઘોડા દોડાવતા સટોલ્યાઓને તેવણ ધિક્કારે છે—એવી રીતે સંસારને બિગાડનારા સઘળા મુળોને ઉખેડી નાખવાને તેવણ હિંમતવાન કોશેશ કરેછે. 'બીજો બરભરિયો'મા આજની એક હુલતી અને મલતી, છીછરી અને ખરાબું, મોજીલી અને શોખીન, ઈતર અને ચસ્કેલી સ્ત્રી પોતાના વરના પૈસાટકા ખરચી નાખેછે, અને વળી સામો તેને કરજમા ડુબાડેછે. તે રંગરાગ અને ખાણાપીણાના વંટોળિયાની ધુમચકરીમા મગજને ચક્કર ખવાડતી પડી છે, કે જે મોજમઝા તેના ખાવિંદને બીલકુલ માફક આવતી નથી. તાજા આપણી નાજનીનોના તે નવા વર્ગની છે, કે જે વર્ગ એકવારના સુખી પારસી સમારને ખર્ચાળપણાનો સડો લગાડવાના ભયમા છે. આવી એક સ્ત્રી પોતે કેવા ફેલ પુગેછે અને પોતાના પતિને કેવી નાદારીની નામદારી તરફ ધમડી જાયછે તે અને આ લાકીથી ચિતાર્યું છે. આજના જે પારસી બાઈઓ આવી ભપકા સપકા કરી ફરે છે તેમને માટે પોતાની વાર્તાના નાયકના મોહમા મી. કાબરાજી નીચના શબ્દો મુકેછે—"એ બધો હુનરનો બેન છે. આજના જવાનોમા કુદરતનો મીજાજ નહી. માણસોમા ખરી કુદરતી સાદાઈ જોવી હોય તો મસ્કત જાવો."

જો કે મી. કાબરાજી ઘણું કરી ઇંગ્રેજી નોવેલોને આધારે પોતાની વાર્તાઓ રચતા, પણ તેમને પારસી સંસારને લાગુ પાડવાને અતીશય સભાળ લેતા. જે બાબતો ઇંગ્લેન્ડને અનુસરતી હોય અને પારસીઓને તે બંધ બેસ્તી થાય નહી તેને તેઓ છોડી દઈ તેમની જગ્યાએ પારસી સંસારના ઘણાક સીનો પોતાના લાંબા અનુભવ અને બારીક અવલોકન ઉપરથી ઉમેરી પોતાની વાર્તાઓને એવી રીતે દિપાવતા હતા. ઘણીક વેળા વાચનારનું મન વાર્તાની લેહરમા એટલું મકગુલ બનતું કે તે પોતાના પારસી સંસારનો ચિતાર નજરે જોયછે કે માત્ર વાંચેછે તે પણ ભુલી જતો.

મી. કાબરાજીએ આપણા ઇલાકાના ઘણાક શહેરો અને મથકો પોતાની શબ્દરૂપી પીંછીથી રંગી તેમનો આબેહુબ ચિતાર આપણા મનમુખ ખડો કીધો છે. દાખલા તરીકે 'ગુલી ગરીબ'મા અમદાવાદ, 'દાગીના'મા થાણા, 'બીજો ભરભરિયો'મા મસ્કત, 'મીઠી મીઠી'મા વલસાડ અને બેસબા તથા છેલ્લી અધુરી રહેલી નોવેલમા નાસિક વિગેરેનું સંપૂર્ણ બયાન આપણને મળી આવેછે.

મી. કાબરાજીની ભાષા માટે તો બે મત હોયજ નહી. તેવણ કાંઈ અઘડી ભાષા લખવામા યા મુશ્કેલ મહુત બોલી ઘુમાડવામા હુશ્યારી સમજતા ન હતા. તેઓની મુખ્ય ખુબી ભાષાના સાદા શબ્દોને યોગ્ય જગાએ વાપરી તેમની ભેગી અસર કરવામા સમાયલી હતી. તેઓમા હુનરમંદ મગજશક્તિ અતિશય ખીલેલી હતી અને તેથીજ તેઓ એક શબ્દચિત્રકાર થઈ શકતા હતા. તેવણની અવલોકનશક્તિ બહુજ તિક્ષણ હતી અને તેથી પોતાના મગજની નજરમા જે ચિત્ર તેવણ ઉતારી લેતા તે તેવણ પાછા કાગળ ઉપર તેવીજ ચાલાકીથી ઉતારી શકતા. તેઓએ લોકોની ગરબડ ઇ., જાહેર મેળાઓ તથા જાહેર પ્રસંગોનું બયાન કરવામા એક વર્ણન દર્શક લખનાર-

descriptive writer—તરીકે નામ કાઢ્યુ છે. આજ તેમની ઉંચી શક્તિ જુદા જુદા સ્થળોનુ બયાન કરવામા અજબ રીતે બહાર પડતી તેજ મિસાલ તેવણ પોતાની વાર્તાના પાત્રોનુ (characters) બયાન કરવામા કાવ્ય શક્તિ બતાવતા, આમ કરી પોતાના સ્ત્રી પાત્રોના બાગોને અચ્છો ઈનસાફ આપતા સ્ત્રીઓની કોમળતા, ખુબસુરતી, સાદાઈ, બનાઈ, પરમાર્થ તથા સદગુણ તેઓ મનહર બયાનમા રજુ કરતા જેમ તેવણ ખુબીઓ ચિતારવાની સરળતા ધરાવતા તેમ ખામીઓને તોડી પાડી તેના બિહદ સ્વરૂપમા બતાવવામા પણ તેઓ કુશલ હતા એજ એક કવિ રચનારની મુખ્ય ખુબી છે તે મી કાબરાજી મોટે દરજ્જે ધરાવતા હતા તેવણની બીજી ખુબી પોતાના ચિત્રોને સમજ પડે તેવી રીતે બનતા સુધી ખુલ્લા પારદર્શક આકારમા તેમની કાળો અને ધોળી બાજુને એકસરખો ઈનસાફ આપવામા સમાઈ હતી એક ફોટોગ્રાફર એક દેખાવનો બરાબર છાપ પોતાના કેમેરામા પાડી લે તેમા તેની ખુબી છે, પણ તે સાથે તેનુ બીજી ખુબી એ ધરાવવી જોઈએ કે આ છાપને બરાબર રસાયણી પ્રયોગોથી ખીલવી તેને બરાબર ઉઘાડી જોનારની આખને તાજુબ પમાડવી એજ મિસાલ મી૰ કાબરાજી સમાજરૂપી ચિત્રોને પોતાની બારીક નજરના કેમેરામા ઉચી અવલોકન શક્તિની મદદે માત્ર ઉતારી ન લેતા પણ તેને પાકા કાગળ ઉપર તેવીજ ખુબીથી ખીલવીને ઉતારતા ખીલવણીની આ બીજી ખુબીને હુ development નુ નામ આપીશ તેવણ એક ચિત્રને પહેલા ટુંક શબ્દોમા રજુ કરી પછી તેને વધુ અને વધુ ખીલવી તેને જોઈતા touches પોતાની કવિ પિછીથી આપી આપણા દિલને ખુશ કરે અને આખને તાજુબ આપે તેમ રજુ કરતા, અને આ ખીલવણીમા તેઓ શબ્દોની ચુંટણી કરવામા યોગ્ય શબ્દોનોજ ઉપયોગ કરવામા ઉસ્તાદ હતા આ તેમની ઢબની નકલ કરવાને ઘણાકોએ કોશેશ કીધી છે, પણ તેમા તેઓ નિષ્ફળ નીવડ્યા છે દેખાવમા મી કાબરાજીના લખાણની ઢબ (style) ઘણીજ સાદી અને સહેલી લાગતી, પણ તે વાપરવામાજ તેની ખુબી અને મુશ્કેલી જણાઈ આવતી એક ઉસ્તાદ ચિતારોજ પોતાની કવિ પીછી થોડીક વાર ફેરવી ચિત્રને દીપતુ કરી શકે છે, તેમજ મી કાબરાજી કરતા તેવણ વિચારોનો જથો નઈ તે મધે ગુંચવણ પેદા કરતા નહી પણ એકજ વિચાર લઈ તેવણ તેને ખીલવી ખીલવી દરેક શોભાયમાન આકારમા રજુ કરી સેવે એક સપૂર્ણ આબેહુબ જીવતુ ચિત્ર આપણી સનમુખ ધરતા એજ તેમની કવિ શક્તિને લઈ તેઓ ચિત્રોનુ બયાન કરવામા અજબ જેવી ભાષા શક્તિ બતાવતા તેમની ભાષાની સાદાઈ તેની સંગીનતા, બલકે કોમળતા, બતાવતી. તેઓ ભાષાના એક ઉત્તમ કારીગર બલકે કવિ ચિતારા હતા આ તેમની ખુબીને લીધેજ તેમના લખાણો અને ખાસ કરી તેમની નોવેલો વાચવામા અસાધારણ રસ પડે છે

પણ અફસોસની વાત છે કે આવા સુન્દર લખાણની કદર જેવી થવી જોઈએ તેવી આપણા ગુજરાતી વાચકોમા થઈ નથી અલબત્ત મી કાબરાજીની વાર્તાઓ જેઓ વાચે છે, તેઓ તેને પુષ્કળ વખાણે છે, તે તેઓને છોડવાજ ગમતી નથી, પણ તે છતા આપણા લોકો તે ખરીદ કરી તેના કર્તાને વાજબી ઉત્તેજન આપવામા બહુંજ પછાત માલમ પડ્યા છે આજે તો કુચા અને કચરા જેવા એંગ્રેજી કથાજીને લગતા હાના ટાહેળા અથવા કુથળાઓ હોંસથી વાચવામા આવે છે, અને બાજુની લખનારાઓ તે રસ મનમાન્યા વખાણે છે આજે લોકોનો વાચણ સબળી 'તેજ' એટલો બિગડયો છે કે તેઓ કયુ લખાણ પસદ કરવુ અને કયાથી દૂર રેહેવુ તે સમજતા નથી આજે લખાણની ખરી ચમક તથા વિચારોની સુંદરતા ઉપર કોઈ ધ્યાન આપતુજ નથી

મી કાબરાજી પોતે કહે છે તેમ "સારો નરસો માલ પિછાનવાની લોકોમા શક્તિ ઘણી કમતર છે—થોડાક થી થી યા યા કાઈ હસવાના બારકા, કાઈ ફેગાન ગગડા, કાઈ થોડાક ભારી બોલોનો જથો ને થોડીક ભપકાદાર રિખામણ હોય એટલે સાધારણ લોકો ખુશી થાય છે લખાણની ચમક, શબ્દરચનાની બારીકી વિચારોની ઉંડાઈ, બેદી ભાષા, ટીકા અને ટકોરનુ તિક્ષણપણુ લાગુ પડતા બોલો એ સઘળુ તપાસવાની સાધારણ લોકોમા શક્તિ ઓછી એટલે પેમીના નાટકમા એ સઘળી ખુબીઓ નહી છતા તે કોઈને લાગતી નહી હતી સઘળુ પસાર થતુ હતુ—વર્તમાન પત્રોની બાજુની તારીફથી તે વધારે પસાર થતુ હતુ ('ભીખો ભરભરિયો' સફે ૧૫')

મી કાબરાજીએ લખેલી તેવી વાર્તાઓ જો ઈંગલડ જેવા ભણેલા દેશમા પ્રગટ કરવામા આવી હતે તો તે ઉપર એટલી તુટાતુટ અને દોડાદોડી પડત કે તેનો લખનાર સેહજ વારમા માતબર થયા વિના રેહેત નહી પણ "ભીખો ભરભરિયો' કહે છે તેમ આજે "ગુજરાતી લખાણમા કાઈ કાદા કાહાડવાના નથી" આપણી તરફ લખનારને બેવડો ઘસારો ખમવો પડે છે, એક તો વખત રોકી મેહનત કરી દિલપઝીર ચોપડીઓ લખવી અને બીજુ તેની છપામણી બંધામણી પાછળ ગાઠના પૈસા રોકી ઘણીવાર તે પણ પાછા નહી મેળવવાની વકીમા વેપલો કરવો આમ ચોપડી ન ખપવાનુ કારણ કાઈ તેના પોતામા માલ ન હોવાનુ નથી મી કાબરાજીના બાબમા તો તેમ કદીબી કહેવાય નહી તેમણે એક વાર્તા લખનાર તરીકે આપણા શહેરમા નામ કાઢ્યુ હતુ અને એક ઝળકદાર નોવેલિસ્ટ તરીકેની તેમની ખુબી તેમના દુશ્મનો વીક કબુલ કરતા અને આજે તેમના અકાળ મૃત્યુ બાદ પણ કબુલ કરે છે પણ આપણો વાચક વર્ગ સુધરેના દેશો જેવો બોહોળો હોતો નથી વળી તે સાથ તેરલો શોખીન પણ હોતો નથી આપણા ગુજરાતી વાચકો એક સારી ચોપડી જોઈ તે વાચે છે અને વાચે છે તે કરતા વધુ વખાણે છે પણ તે ખરીદવા પાછળ પૈસા કાઢી આપવામા વધુ પછાત હોય છે જો બને તો કોઈ પાસ ઉછીપાછીની લઈ તેઓ તે વાચે છે, પણ નાટકના બેસુર બનાવો પાછળ પૈસા વેરે છે આથી ત્યારે બિચારા લખનારને પોતાને શુ ઉત્તેજન મળે? તેઉ તો કમદુ-રમદ છતા જેમ તેમ કરી વખત બચાવી ચોપડી લખી અને તે સાથ ગાઠના ગોપીચંદ કરી જાણે તે પ્રજાને ભેટ આપે પણ આથી ઉલટુ જો કોઈ બજારના કુથળા યા કહાણી કિસ્સાની વાતો યા ખુન અને દગા ફટકાના દાવ પેચના ફકરા જે વાચવાથી માથાથી પગતેગ ઝણઝણી બળાય તે ભર્યા હતે તો એકજ કુટુબમા તે ઘણીક

મી કાબરાજી ગરીબ હતા, અને ગરીબાઈમાંજ આ જહાનથી ગુજર પામ્યાછે પણ તેમના નોવેલોમા જે ખરી દોલત તેઓ મુકી ગયાછે તેજ તેમના કુટુંબ માટે એક કિમતી ખજાનો એક પ્યારી મિરાસ છે તેની પિછાન તથા તેનો ખપ આગળ વધશે એવી ઉમેદ રહેછે તેજ તેમનું ખજાનાથી પુર વાહણ છે કે જેની "બીબી બારબરિયા' મા હોમીની બુરી વાટ જોયછે તેઓના પોતાનાજ બોલો સેજ ફેરફાર સાથ વાપરીએ તો હજી તો વાહાણ હમણાજ ગોદીમા આવ્યુંછે પણ માલની આકણી થવાનો વાર છે

મી કાબરાજીએ પોતે "બીબી બરબરિયા' મા હોમીની "મીઠી મીઠી વિધિ ટીકા કીધી છે તે એમની મરજી તેને લાને એકસરખી રીતે લાગુ પડેછે તેઓ કહેછે તેમ 'તેના પાનેના બે મકાન વાચતા કોઈ કહી શકે કે એ લખાણ કવિ કલ્પનારથીજ બની શકે હોમીની આ રમુજી રચના એટલી તો બાપાના રસાનંદરમા ભરપુર હતી કે તે કીસ્સા હરેક થીમોથીમ છાપેલી છતાં તમે વાચતા કરાગો નહી અને એકવાર હાથમાં પકડી તો તે પુરી કીધા વિના પાછી મુકે નહી (પા ૨૫૨)

"બીબી બરબરિયા 'મા હોમીના મોતની ગમગીનીભરી કાહાણી વાચતા મી કાબરાજીની પોતાની મરણાતની ટેમ્બી ઘડીઓ યાદ આવેછે મી કાબરાજીએ પોતાની જીંદગી અરધી સદી સુધી મેહનત અને જનજલમાં ઘસી પીસી નાખી અને આખરે પોતે કેવળ થાકી જવાથીજ ગુજર પામ્યા અને આ દુન્યાની થાક પછી જરૂરની આરામગીરી લેવા સિધાવ્યાછે એ બાબેની જે અગમચેતી હોમીના સાદા અને થડા દાસ્તાનમા મળેછે તે તેમને પોતાને એવી તો સારી રીતે લાગુ પડેછે કે જાણે મી કાબરાજીએ પોતાનું મોત કેવી રીતે ઉપજશે તે ચેતી રાખ્યું હતું તેવસુ તે મળે પોતે હમેશાની ઉંઘ માટે જાણે તનખ કરતા હોય તેમ પોતાના હેતવતા બચ્ચાઓને સધ્યારો આપેછે જે વાચતા ગમગીનીના ડચકા કોણ અટકાવી શકશે ?—

"બાવા, મારી ડાલી ઘણી થાકી ગઈછે, એને હું સુવાડવા લઈ જાઉંછ, તમે ગડબડ ના કરતા હો ! નહી તોકે મારી ડાલીને ઊંઘ નહી આવશે'

'પણ વારૂ જર, બાવાનેબી ઊંઘ આવતી હોય તો?

"ત્યારે તમેબી પોઢી જાવો, બાવા, મારી ડાલી ગડબડ નહી કરશે ને તમોને પોઢવા દેશે'

"પણ તે ઊંઘને વાર છે, દીકરી ને જ્યારે તે ઊંઘ આવશે ત્યારે બાવા પાછા નહી જાગશે

"ડાલીની ગડબડ નહી, પણ શુ મારી ગડબડથીબી નહી જાગશો ?'

"કદી નહી, અહીં તો હું કદી નથી જાગવાનો

' મારી ચોપડીની વાતમા લખેલું છે કે બ નીકુની શાહજાદી ઉંઘી ગઈ અને પછી કદી નહી જાગી, ત્યારે એક પરીએ આવીને તેને હાથ લગાડ્યો ત્યારે તેનો જીવ પેહ રતમા ઉડી ગયો '

હોમી આ નિર્દોષ બચ્ચાની નિર્વિધ્ન યાદ ઉપર ચુપ બેઠો તેનું હૈડું અદરથી મુઝાતું હતું ત્યારે નાની જર પોતાની ડાલીનો ઓળાયલો લેબાશ ઠીક કરતી હતી

"દીકરી જર, હું તુને એક વાત કહું તે સાભળશે ને યાદ રાખશે ? વખતે બાવા એક લાબી મુસાફરીએ જાય તો સાયજીની પાસે એકલી તુંજ રહી જાય ત્યારે મજામજે દીકરી, સાયજીની આગળને આગળ રેહજે, તેવણુનો બોલ ઉચકી લેજે, તેવણુને કુડુંવતી ના, તેવણુ તારે લીધે દુખી થાય એમ કરતી ના, તેવણુને ચાહજે ને માન આપજે, તારી તરફથીજ નહી પણ મારી વતીથી બમણી ચાહજે "

'લાબી મુસાફરી ? એટલી બધી લાબી?"

"હા દીકરી, ઘણી લાબી "

" ને તે મુસાફરીથી પાછા ક્યારે આવવાનું ?"

"કદી નહી તે મુસાફરી એવી છે કે ત્યા ગયના પાછા આવે નહી"

જર બાપના ખોળામાથી ઉભી થઈ તે વધારે સાદી અચરતીના ચમકારાવાળી આખ્યો સાથ પોતાના બાપનો ઉદાસ ચેહરો ટકટક જોવા લાગી

પણ બાવ જી, જે મરી જાય તે પાછા નહી આવે '

"ને વારુ મરી ગયા તો શુ ?'

' પણ એવી જે લાબી મુસાફરીએ જાય છ તે મરી જાયછ '

"હા ને હુંબી કદાચ તેમ જાઉં તો ?

' ઓ બાવા ! બાવા તમે મરી ના જતા ' સાદી જર રડી પડી તે ધ્રુજવા લાગી હોમીએ તેને પાછી પોતાના ખોળામા ચાપીને ચુમીઓ લીધી

" જર, એમ મરવા સારૂ ખીલીજીયે નહી બધાને મરવાનું મને મરવું તો પડશેજ '

" ત્યારે પછી મારી સભાળ કોણ લેશે ? મારી સાથ કોણ રહેશે ?

' ખોદાયજી ખોદાયજી આપણી સાથે હોય તો બીજાનું શુ કામ? તે સાહેબ તુને ચાહશે તારી ચાકરી કરશે તુને રસ્તો બતાવશે તારૂ પોષણ કરશે એટલે બસ બીજુ કાંઈ નહી જોઈયે તું ખોદાને ચાહશે તો તે આપણ સઉનો બાપ પોતાના બીજા બચ્ચાઓને ચાહેછ તેમ તુનેબી પોતાના બચ્ચા સમાન ચાહશે ને તે મોટા સઉના બાપ આગળ બીજા બાપ શુ કરવા જોઈયે ?

"ને માયજીનું શું થશે બાપા? મને, માયજીને, બધાને છોડીને, તમોને જવા કેમ ગમશે!'

આ કેવો સાદો સવાલ? હોમીની હિંમત આ સવાલ ઉપર હારી આવી. તેનાથી બોલાયું નહી. તેની દીકરી ધીમા કદમે ચાલી ગઈ ત્યારે એક લાંબા ડગકામાજ તેણે આ સવાલનો જવાબ દીધો. તેના ગાલ આંસુથી ભીંજાયા. આ બાપે જગતના બાપના ગાદીખાના પોતાનું બચ્ચું સોંપ્યું ("બીબો બરબરિયો" સફે ૪૦૧ ૨)

મી કાબરાજીએ પારસીસમારના સબંધમાં 'બેહકેલું વાજું' શબ્દો વાપરયા તેનો કેટલાકોએ ગેરસમજથી ગેરઉપયોગ કરી તેવણે પોતે દાખલ કીધેલા સુધારાથી તેવણ પસ્તાયા હોય એમ ઉડાવી દીધું છે. આ ભૂલ કરનારાઓ કેટલી થાપ ખાય છે તે બતાવવા હું "બેહકેલું વાજું વાગે" જે પ્રકરણ (૩૦ મું) 'બીબો બરબરીઓ'માં તેવણે આપ્યું છે તેની અત્રે ટુંક તપાસ લઈશ. આ પ્રકરણમાં ફરામરોઝની બાયડીની અર્ધાંગ ફેશનની ફિશ્યારીની ચકાવતન ઉપર વાર્તાનો નાયક મુબા હેમત કરે છે, આજના જવાનોનું પોતાની બાયડી આગલ ચાલતું નથી તેનો તે બળાપો કરે છે, મોરા લોકો પાર્ટીઓ આપવા પાછળ ઇંગ્રેજની નકલ કરી જે પૈસા વેરે છે તે સાથે બેગમોના જબરા 'ડાબી ફેશન'ના પોશાક જેને તે "દેડીયા ફેશન"નું નામ આપે છે અને જેમાં સનાહ-જાની હદ થાય છે તે સામે ટીકા કરી બીબો કહે છે.

મારી મા મેહરબુમાની માણક પાઈ ફેશનની ફિશ્યારીમાં સવથી વધારે કમેલી હતી. મારી મા નવી નવી ફેશનો કાહાડતી ને બીજાઓ તે પ્રમાણે ચાલતા પણ તેમાંની હદ હતી. એ મારા ઘરમાં એટલું બેહકેલું વાજું નહી હતું.

આ ઉપરથી ત્યારે જણાય છે કે મી. કાબરાજી ખરા સુધારાને નહી પણ સુધારાને પવિત્ર નામે જેઓ સુધારાની ફક્ત બાહારની નકલ કરી સુધારાવાળાઓમાં ખપવા માગે છે જેઓ તેહકરાઈ, ઇતિરાત અને ખર્ચાળપણાની હદ ઓળગી પોતે સુધારાવાળાઓમાં ધુસે છે તેમની હાલત ને તેવણ બહેકેલા વાજાની ઉપમા આપે છે. જેમ એક વાજું જો બિગડી ગયું અને તેની કમાન છટકી ગઈ તો બસ વાજ કરી ગાયનની હદ કુદાવી જાય છે. તેજ મિસાલે આ 'હાલી ફિશ્યારીખોર અભણ ઓરતો' આ "ફેશનના અવતારો" પોતે સુધારાની નકલ કરી એક કમાન ખસેલા 'વાજા માફક' બેહકેલી લાગે છે.

સાચા સુધારાને અપજશમાં લાવનાર ખરા સુધારાને શરમાવનાર 'ઢોંગીઓ' તેવણ નાપસંદ કરે છે. જે સ્ત્રીઓ મોહડાને પાઉડર ચોપડીને ગોરૂં કરવા સાથ હાથને ગોરા બનાવવા 'ગેરૂ' બાંધે છે તેમને તેવણ "બેહકેલું વાજું" કહે છે. એજ શબ્દો ઉપના પ્રકરણને છેડે એ સબંધમાં તેમની વાર્તાનો નાયક બોલે છે તે જુઓ —

'હું એગલુંજ ચાહું છું કે મારી મા અને બેહનો સારા ઘરાણાના બેગમો આ ગેરૂ પેહરવાના પેના કાહડે. નહી તો મારૂં એ બેહકેલું વાજું મુંબઈમાં જીવે છે તે મુંબઈમાંજ મરી જવું જોઈએ. સારા ઘરાણા ગામથી ઓદા એ બેહકેલા વાજાની પનાહ મળે.'

જે ખરા સુધારાની મી. કાબરાજી તથા તેમના સગતા વિરોધીઓ બનામણ કીધી છે, તે કાંઈ આવો નહી હતો. આતો ખોટો, કાલો, તકલીદી અને કુન્નરમદ હતો. ખરો સુધારો તો કુદરતી સાદાઈમાં સરજેલો. અમીરી ખજાનામાં પ્રગટી નિકળતો નક્કર, સગીન, ઘર અને સમાજને સુધારી બહેશતખાનું બનાવનારો વ્હાલ, ગપ, સપજ, સંપતિ અને સમતિમાં સમાયલો છે.

મી. કાબરાજીએ 'રાસ્ત ગોફતાર'ના અધિપતિ તરીકે ૪૦ વરસ પર જે કીમતી દિલપઝીર લખાણો કીધા છે તે જોગ જોગે એ ન્યુસપેપરની ફાઇલોમાં પડેલા હોવાથી કદાચ તે વખત જતા ભુલાઈ જશે. એક સ્વતંત્ર હિંમતવાન સમાજસુધારકની તથા એક ઉપયોગી જાહેર પુરૂષ તરીકે તેમની વખતોવખતની ચાલુ ખતીલી લડતો કદાચ હવે પછીના બેકદર જમાનો વિસારી મેલશે પણ—પણ તેમની આ દિલ બહેલાવનારી, બોધ આપનારી, ચિત્ત આકર્ષી લેનારી સુંદર વાર્તાઓ સેંકડો વરસ સુધી ભુલાવાની નથી. જ્યાં સુધી ગુજરાતી ભાષા જીવતી રહેશે જ્યાં સુધી ગુજરાતી સારા લખાણોનો આપણો શોખ ચાલુ રહેશે ત્યાં સુધી આ ચમત્કારિક વાર્તાઓથી મી. કાબરાજીનું નામ આપણા જીગરમાં જીવતું અને જાગતું રહેશે એમાં કશો શક નથી. તેમની આ અદ્દભૂત વાર્તાઓ તેમની યાદગારીના સ્થંભો છે. યાદગારીના બીજા સ્થંભોનો યાદગારીના બાવલાઓનો અને યાદગારીના બાંધકામોનો હવે પછી વખતના મારા હેઠળ નાશ થઈ પડે પણ આ તેમના જીવતા બોલતા, અને વાત કરતા રમુજ અને ચાનક આપતા લેખો તો મેં ઉપર કહ્યું તેમ જ્યાં સુધી ગુજરાતી ભાષા હસ્તી ભોગવશે ત્યાં સુધી આ યાદગાર રહેશે.

એજ કારણસર હું ધારૂં છું કે મી. કાબરાજી માટે કશી પણ આ દુનીયાની ખોટી યાદગારી જાળવવાની યુક્તિ યા રીતિની જરૂર નથી. તેવણ પોતેજ પોતાને હાથે આ યાદગારીનું બાંધકામ કરી ગયા છે. તેઓએ તેના એકેએક મજલો, એકેએક દિવાલ બલકે એકેએક પથરો પોતાની હૈયાતીમાં પોતાનેજ હાથે મેલ્યો છે. અને તે ભવિષ્યના જમાનામાં તેના કારીગર માટે હમેશ આફરીન પોકારતો ઊભો રહેશે. એ સિવાય બીજું પારકા હાથનું સઘળું ખોટું જાણવું.



વર્ણન જરાબી ઓછું પડતું નહિ. વલસાડ ફરસો કે પુણા શેહર, પનવેલીનો બંગલો કે અંદેરીનું ખેતર, તેઓ આબાદ રજુ કરેછે. કેટલીક વખ્ત તેઓ ઘણીક બારીક બાબતપર અજબ ધ્યાન આપતા જણાય છે. દાખલા તરીકે "મોહવાયલી બટલી" ના પ્રથમ પ્રકરણોમાં વાર્તાની નાયિકાને મી૦ કાબરાજી એલ્ફિન્સ્ટન સર્કલના કોટના બાગમાથી ભાઠિયા વાડની ભજિયાવાળાની દુકાને લઇ જાયછે, તો કેટલો વખ્ત તેને ચાલતા થાય તે પણ તેઓ જણાવેછે અને ભજિયાની દુકાનનું વર્ણન પણ એવું રસિક છે અને તેથી મોમા એવું પાણી છુટેછે, કે જાણે હમણા એ દુકાને જઇ શેર ભજિયા લાવી ખાઇએ।

સવાદ લખવાની સપૂર્ણ શક્તિ (Mastery of Dialogue) કાબરાજી અને ડિકન્સ એકસરખી ધરાવતા જણાય છે સવાદ તો બધા લખે, પણ તે બરાબર તો થોડાજ લખે સવાદનું લખાણ એવું હોય કે દરેક ચીજ આપણને કુદરતી અને બંધબેસતી લાગે એવી કુદરતી શક્તિની છુટે હાથની નવાજેશ આ બને લેખકોપર થયલી હતી

બનેને નાટકનો શોખ હતો અને બનેએ નાટક મડળીઓ ઉભી કરવામા ઉલટભેર ભાગ લીધો હતો બનેએ નાટક તખ્તાની ચડતી હાલત કરવાને બનતું કીધું હતું એટલું ખરૂ કે ડિકન્સે પોતે કાઇ ખાસ નાટકો લખ્યા ન હતા બને લેખકો સ્વતંત્ર માનનાર હતા અને બને શરમા શરમીને શરણે જવાને લલચાતા નહિ ડિકન્સ અમેરિકાની મુલાકાત લઇ આવ્યો, અમેરિકનોની મેહેમાનદારી ચાખી આવ્યો, છતા અમેરિકાના લોકોની ખામીપર તેણે સ્વતંત્રપણે મુજાહેમત ચલાવી હતી એવીજ રીતે મી૦ કાબરાજી "તડ ને ભડ" લખતા અને પ્રજાલાભ કે જાહેર સેવા ખાતર ગમે એવા દોસ્તને દુશ્મન કરવાને ડરતા નહિ

અવલોકન કરવાની શક્તિ બનેમા અજબ હતી બને ગમે એવી નજીવી ચીજનું બયાન ચમકદાર ભાષામાં કરી શકતા ડિકન્સના "બોઝ" ના તખલ્લુસવાળા લખાણો (Sketches) જુઓ અને તે વાચી રહ્યા પછી મી કાબરાજીએ "રાસ્ત ગોફતાર" મા લખેલા તેમની અનેક મુલાકાતોના અનેક ખાસ એહવાલ વાચો તો કાઇક અજબ સરખામણી માલુમ પડશે "તાબુતની મજલિસ" કે "દિવાળીનો મહિમા," "સિંધના ગધકના પાણીના ઝરા" યા તો "ભાયખલાનું ચડુલખાનું," એ અને એવી અનેક બાબતો ઉપર મી૦ કાબરાજીનું ચમકદાર લખાણ તેમની અવલોકન શક્તિનો ખિયાલ આપણને આપેછે. બનેને શેહરનો મહિમા જોવાનો જબરો શોખ હતો અને બને શેહરના અનેક ભાગોમા પગે ચાલતા કલાકો સુધી ફરવામા મોજ માનતા હતા

બનેને જુઠાણાનો ધિક્કાર હતો, બને પૈસાને કદી નમતા નહિ, બને "હબગ" ને પકડી પાડતા અને તેની ઠેકડી કરતા "ગરીબીના ધક્કા અને પૈસાના પછાડા" ના જેવો ખિયાલ મી૦ કાબરાજીની એક વાર્તામાથી મળેછે તેવોજ કાઇ સાર ડિકન્સની Nicholas Nickloby કે David Copperfield નામની વાર્તાઓમાથી નિકળશે

જેમ ડિકન્સની વાર્તા Edwin Drood તેના મરણથી અધુરી રહી, તેમ તેઓના મરણ વેળા "સ્ત્રી બોધ" મા ચાલતી* મી૦ કાબરાજીની "સોની શેઠની સુનાઇ" અધુરી પડીછે, અને જે રોગના ભોગ મી૦ કાબરાજી ખરેખર થઇ પડયા હતા, તેજ રોગે ડિકન્સ પણ મુઓ હતો, અને બનેએ હદ બાહેર ભેજુ ઘસવાથી કુદરતે લાગુ પાડેલો વાપરવેરો ભરપઇ કરી આપ્યો હતો

આ બને લેખકો વચ્ચેની મારી સરખામણી અહીં પુરી થાયછે માત્ર એકજ બાબતમા બને વચ્ચે ફર્ક હતો ડિકન્સ ભાગ્યશાળી હતો, કે તેના પુસ્તકોનું જબરૂ વેચાણ થતું અને તે હજારો પૌંડ કમાઇ, વાડી બગલા રાખી દેશ દેશાવર ફરી વળ્યો હતો ગુજરાતી સાહિત્યના કમભાગ્યે કે મી૦ કાબરાજી જેવાના લખાણની પણ પૂરતી કદરદાની નથી થઇ લેખકનો ધધો તેઓ એક "ભુખરી" ધધો જણાવતા, જ્યારે ડિકન્સના એ બાબેના વિચાર જુદાજ હશે ડિકન્સ પોતાને ગાડીઘોડે ફરતો હતો એક વાર મી૦ કાબરાજીએ લાગણી સાથ જણાવ્યુ હતું તેમ તેઓના ભાગ્યમા એટલું પણ સુખ નહિ, કે જેવા સુખની એક સાચા લેખક તરીકે તેમને દરકાર પણ ન હતી

* આ વાર્તાને પાછળથી પાછી ચાલુ કરવામા આવી છે



આથી આઇબાપજ મરી ગયા. કોઇના બાપની દીવાળી અને કોઇના બાપની હોળી! એવો એકજ ઠરાવ અમોને ભારે ખરચમાં મુકે તેની તેમને શી પરવા હતી! અમે આ કલમ કબૂલ રાખવા ધસીને ના જ પાડી, પણ તેના ગેરફાયદા કરતા ફાયદા કેટલા બધા છે, તે એવણે અમને સમજાવ્યા અને અમારી પૂર ખાતરી કરી આપી. હવે કામ ચાલુ થયું. મર્હુમ શેઠ સોરાબજી શાપુરજી બંગાળીએ મંડળીને "વિક્ટોરિયા નાટક મંડળી" નું નામ આપ્યું અને ખેલો શરૂ થયા. પણ વર્ષને છેડે શું કમાયા? માલેકોએ તો ગાંઠના ગોપીચંદ કીધા, ખેલાડી કમાયા—અને તે ખેલાડીઓજ લઈ ગયા. આથી માલેકોએ મંડળી સુવાડી દેવાનો ઠરાવ કીધો. શેઠ કાબરાજીને પોતાને પણ અમારે માટે દિલસોજી ઉભી થઈ, પણ તેવણ કાંઈ પછા હઠે? તેવણે નવી ઉમેદ પેદા કીધી, નવી આશાઓ આણી અને નવા ધોરણપર કામ કરવાને લાલચ ધરી મંડળી ઉભી રહી.

હવે ૧૮૮૯નું પનોતું વર્ષ ચાલુ થયું. મર્હુમ શેઠ બેરામજી ફરદુનજી મરઝબાનની સલાહથી "બેજન મનીજેહ" નો ખેલ કંપનીએ તૈયાર કીધો. તે શેઠ બેરામજીએ ફારસીમાંથી સમજાવેલા 'પ્લાટ' ઉપથી શેઠ કાબરાજીએજ રચ્યો હતો, અને તેણે નાટક મંડળીને નવો જન્મ આપ્યો. પણ તેના ઇગની જુગની પોશાકો, તેના પરદાઓ, તેની દરબારો, તેના સસાર અને શાહરસમો ઇત્યાદી બેનની સામગ્રી તૈયાર કરવાના ખરચે તો અમારી શીકુડીજ બધ કરી નાખી. તેની શોધખોળ એવણેજ ચલાવી. જો હું ભુલતો નહી હોઉં તો શેઠ ખ. રૂ. કામાની મદદથી મુલાફીરોજ કેતાબખાનાએ જરૂરની વિગતો પૂરી પાડી. તેની તાલીમ ખેલાડીઓને કાબરાજી શેઠેજ આપી, અને તેની "ગ્રાંડ રીહરસલ" પસાર થઈ, તેની ફતેહ માટે હવે શું પુછવું! અમો બધાઓની ઉલટ સમાઈ નહી. એક ગમથી "રાસ્ત ગોફતારે" ઇરાની તુરાની પાદશાહો, તેમની દરબારો, તેમના સસાર, રેહવાસ અને રીતભાત ઉપર મહીનાઓ સુધી ગગડાટ ચલાવી પ્રજામતને ભારે ઉશ્કેરી મેલ્યું અને બીજી ગમથી નાના શાકરશેઠવાળી નાટકશાળા તમાશાગીરોથી ભારે ચીકાર થતી ગઈ. આહા! માલેકોના ઘરમાં હવે ખરેખર ટંકશાળ ચલવા લાગી, અને એ ખેલે અને શેઠ કાબરાજીની મદદે માલેકોનું કલ્યાણ કલ્યાણ કરી દીધું!

હવે એવોજ બીજો ખેલ પસંદ કરવાની લાલચ કેમ ન થાય? "જમશેદ" નો પ્રખ્યાત ખેલ અમોનીજ કલમથી લખાઈ તૈયાર થયો હતો. પણ તે અગાઉ "મનીજેહ"નો ઉમદા ભાગ બજાવનાર ખેલાડી પરણવા નિકળ્યો, તેને "બેનિફિટ નાઇટ" આપવાની શેઠ કાબરાજીએ માગણી કીધી. પણ એ ભલામણ માલેકોને ગળે કેમ ઉતરે? "બેજન" એ નાડીની ગેરહાજરીનું બાહનું કાઢવામાં આવ્યું. પણ કાબરાજી શેઠના ઉલટ અને પરમાર્થ કેમ હઠે? પોતે "બેજન"નો ભાગ "સ્ટેજ" ઉપર કરવાનું માથે લીધું, અને માલેકો લાચાર થયા. થોડીક "રીહરસલો" કરવાની ફરજ પડી, અને છેલ્લે, "સ્ટેજ" ઉપર એક "જેન્ટલમન એક્ટર" તરીકેના "બેજન"ના પાત્ર માટે તમાશાગીરોએ ભારે ગર્જના સાથે એવણને વધાવી લીધા. "મનીજેહ" ખેલાડીને આવકની એક સારી રકમ એવણનીજ મેહરબાનીથી મળી ગઈ.

હવે "જમશેદ"નો ખેલ "રીહરસલ"માં ચાલુ થયો. ખેલની ખુદ ફતેહ માટે એઓમાં ખુબી એ હતી કે ખેલ લખતી વેળા ખેલાડીઓની શક્તિને ધ્યાનમાં રાખતા. કયો પાર્ટ કયા ખેલાડીને તથા તેના ખવાસને અનુસરતો થશે તે ઉપર ઘણી સંભાળ એવણ લેતા હતા. આ ખેલની પણ તાલીમ એવણેજ ખેલાડીઓને આપી અને તે વખતની એમની લખાણ શક્તિને, તાલીમને, અને ચઢતી કીસમની તાલીમ સાથના ગાયનોને આ ચઢતા જમાનામાં જ્યારે હું યાદ કરૂં છું ત્યારે તેનો ઘણો મેતેશર છાપ હજી મારા મન ઉપરથી ખસતો નથી. આટલી જુવાન વયે તાલીમ આપવાનો એવણ ક્યાંથી અનુભવ મેળવતા હતા તેની સમજ પડતી નહી હતી. ખરેખર એવણને એ શક્તિ કુદરતેજ બક્ષી હતી એમ માનવું જોઈએ. વળી એ ખેલની, અને ખાસ તાલસૂર સાથના ગાયનોની તાલીમ આપવાની માથાકુટ વેળા એમનો થંડો માટલા જેવો સ્વભાવ નકલ કરવાજોગ હતો. ખેલ "સ્ટેજ" ઉપર મુકાયો. તેના પરદા, પોશાકો, ઇત્યાદી ઉપર ખરચ અને મેહનત કરવાને એવણે બાકી રાખ્યું નહી હતું. "નક્ષે જમશેદ"નો એકજ પરદો એક ઇટાલિયન કારીગર પાસે ચિતરાવવાને માટે તેના દામના રૂ. ૧૫૦) આપવાને એ શેઠે અમને ફરજ પાડી હતી, અને એવીજ બીજી સામગ્રીઓ ઉપર અમોને ભારે ખરચ કરાવી પાછળથી તેના પુષ્કળ લાભો કરાવતા હતા. એવણનો "મોટો" જ એ હતો કે પેહલો ખરચ અને પછી કમાઇ. હવે "જમશેદે" શું કમાવી આપ્યા! મહિનાઓ સુધી તમાશાગીરોની ભારે ધમાલ એ ખેલે ઉશ્કેરી હતી. આથી માલેકોના ખીસા તર કાં નહી થાય? એકેક ખેલ તૈયાર કરવા પાછળ ત્રણ ત્રણ માસની મેહનત અને ભારે ખરચનો બદલો ભારે કમાણીના ગંજમાં કાં નહી મળે? આ બીજી વારના નાટકે મંડળીના નામને અને કામને ભારે આગરમાં મુક્યા. મર્હુમ શેઠ સો. શા. બંગાળી સરખા વિદ્વાન ગ્રહસ્થ એટલા બધા ખુશ થઈ ગયા કે તેવણે શેઠ કાબરાજીને કાગળ લખી મંડળીને ભારે શાબાશી આપી, અને તેમને પોતાને, વકી કરતા વધારે બતાવેલી ઉમદા શક્તિ માટે ભારે શાબાસી અને મુબારકબાદી આપી.

હવે વિક્ટોરિયા નાટક મંડળીના માલેકોમાં અને કારોબારમાં ફેરફાર થઈ ગયો. મર્હુમ શેઠ દાદાભાઈ સોહરાબજી પટેલ મંડળીના છેલ્લા એકલા માલેક થયા. ઉર્દૂ ખેલોનો તેવણે જમાનો ચાલુ કીધો. કમિટી ખસતી ગઈ, અને પારસીઓની જગ્યા મુસલમાન ભાઇઓએ લીધી.

પણ તેમાં જે એક ભારે ચરચા ઉભો કરનારો ફેરફાર શેઠ પટેલે કીધો તે તખ્તા ઉપર ઓરત ખેલાડીઓને દાખલ કર-

વાને લગતો હતો  આથી જૂના માલેકો મંડળી છોડી ચાલી ગયા પણ શેઠ કાબરાજીએ તો એ ફેરફારની "ગમત" મા તારીફ અને હિમાયત કીધી! શેઠ પેટલનો પૈસો અને તેમની M A સુધીની ચઢતી કેળવણીને એ નવા સાહસને લાયક ઠરાવી મુબારકબાદી આપી, જો નીતિ ચાલુ રહે તો નાટકના જમાનાને ઘણો ફતેહમંદ થવાની ઉમેદ આપી આ શેઠના આ મતથી અમો છુટા પડેલા માલેકો ઘણ વિરૂધ હતા  અમે આથી ખરાબીનો એક નવો મને ચાલુ થવાની આગાહી આપી  નાટકકારોની ઉમર અને તેમની કેળવણી જોતા આ અખતરો નાટકશાળાને બદીનું મકાન બનાવનારો ઠરાવ્યો, અને આખરે એ અખતરો થોડાજ વખતમા નિષ્ફળતામા નિવડ્યો  અને સ્ત્રી એનાડીઓને રૂખસત મળી તે પછી વિક્ટોરિયા નાટક મંડળીએ ઘણા અવતાર લીધા, પણ તે સાથે હવે મારા મિત્ર કાબરાજીને કામ નથી

ઉપલા બનાવ પછી નાટકનો ખરેખરો ચઢતો જમાનો સને ૧૮૭૮—૭૯ના સાલથી ચાલુ થયો  નાટક જોનારી આલમમા ગુજરાતી હિંદુઓની, અને નાટક તખ્તા ઉપર શુદ્ધ ભાષાના ગુજરાતી ખેલોની નવાઈ હતી તે નેમ પુરી પાડવાનો અમોએ ઠરાવ કીધો  કોઇપણ નાટક કાબરાજી શેઠની સલાહ અને માહિતી વગર કરવાનો અમારો વિચારજ નહી હતો  એટલે એઓ સાથની મુલાકાતમા અમારો એ ઠરાવ એઓએ ઘણોજ પસંદ કીધો  નવી નાટક મંડળી ઉભી થઈ, અને તેને માથે આગળની માફકજ નવી કમિટી ઉભી કીધી શેઠ કાબરાજીએ પોતાની ગાયન ઉત્તેજક મંડળી ઉપરથી એ નાટક મંડળીને "નાટક ઉત્તેજક મંડળી" નું નામ આપ્યું  ગુલતેળા શેઠ કાબરાજી-નાજ 'મુડી વચે સોપારી' અને એક બીજા ખેલને તૈયાર કરી તખ્તા ઉપર રજુ કીધો  પણ ગ્રાંટ રોડનો લત્તો અને નાટકશાળાઓ હવે મુસલમીન બાઇઓથી ઉભરાતા હતા એટલે આ ખેલો પારસી તમાશાગીરોથી આવો પામી શક્યા નહી

પણ હવે અમારી ખરી મકસદ જે હિંદુ નાટકો કરવાની હતી તે પૂરી પાડવાની કોશેશો ચાલુ થઈ કમિટીની સભામા શેઠો રણછોડભાઈ ઉદયરામ અને મનસુખરામ સૂર્યરામ સરખા વિદ્વાનો હતા, તેઓએ શેઠ કાબરાજીને સલાહ આપી કે મંડળીને હરિશ્ચંદ્ર નાટક આપવો  શેઠ કાબરાજીએ તે હર્ષ સાથે વાચયો  અને શેઠ રણછોડભાઈની પરવાનગીથી " સ્ટેજને બેસતો કરવા તેમા કેટલાક ફેરફાર કીધા, ગાયનોમા વધારો કીધો અને અમોને વાચવા માટે તે મોકલી આપ્યો પણ એ નાટકે તો અમોને બારે સમુજમા મુક્યા તેમા શુદ્ધ ભાષા અને ધોત્યા સાથેજ મુખ્ય કામ લેવાનુ હતુ. એટલે તેની પસંદગીને બદલે તો ઘણી હસાહસ ચાલી પારસીઓથી શુદ્ધ ભાષા બોલાશે કે નહી. તે પારસી તમાશાગીરોને પસંદ પડશે કે નહી, હિંદુ તમાશાગીરો એચારો કે નહી  તે ઉપર મશ્કરી થશે કે નહી ઇત્યાદિ ઘણો અંદેશો ઉત્પન્ન થયો  નાટક પાછો મોકલ્યો  પણ શેઠ કાબરાજી તો તેથી અચરત થયા! અમોએ તેના કારણો સમજાવ્યા, તેથી તેવણ અમારી અક્કલ ઉપર હસવા લાગ્યા તેવણે પોતે એ નાટક અમોને વાચી સંભળાવવાનો ઠરાવ કીધો  તે એવ એ રોજ એવી સરસ છટાથી વાચ્યો કે તે અરધો વચાતાજ અમે તે કબૂલ કરી દીધો. અને અમારી મૂર્ખાઈ ઉપર અમેજ હસવા લાગ્યા  હવે એ ખેલ "સ્ટેજ" લાયક તૈયાર થઇને અમારી પાસે પાછો આવ્યો તેની "રીહરસલ" ચાલી. કાબરાજી શેઠ બારે ઉલટથી તે ખેલની અને તેમાના ગાયનોની તાલીમ આપવા માંડી  અનાડીઓએ તેવીજ ઉલટથી તે તૈયાર કરી આપ્યો  તેના રાજાઓના મુકુટો, તેના ઋષીઓ અને જતીઓના માથાની તથા મુછોની લાંબી લાંબી જટા, તેમની પગની પાવડીઓ, ધોત્યાઓ અને બીજી એવીજ હિંદુ સામગ્રીઓ પ્રથમમા જેમ અમને બારે કૌટાલો આપતી હતી તેમ રમુજ પેદા કરતી હતી  તેની શુદ્ધ ભાષા માટે— અગત્ય કરી પારસી અનાડીઓ ઉપર— શેઠ કાબરાજી વિશેષ ધ્યાન આપતા હતા  હવે તેની "ગ્રાંડ રીહરસલ' કમિટીએ બારે ખુશાલી સાથે પસાર કીધી પારસીઓની શુદ્ધ ભાષા બોલવાની છટા માટે કમિટીના હિંદુ સભાસદોએ તેમને શાબાશી આપી  પણ હવે ખેલ કરવો કયા? પારસી અને હિંદુઓને નજદીક પડે એવું મકાન "ફરામજી કાવસજી ઇન્સ્ટિટ્યુટ" મેળવવાની ઘણી તજવીજ થઈ શેઠ કાબરાજીના મેહનત અને વગ શું નહી કરે? તે મકાન તેના કેટલાક લાભ સાથે વર્ષ દાહાડા ભાડે મળ્યુ  હવે ત્યા ખેલ ચાલુ થયો  પારસી તેમજ હિંદુ આલમ એટલી બધી કુરબાન થવા લાગી કે દરવાજો ૮॥ વાગતામા બંધ કરી તમાશાગીરોને પાછા વાળવાની ફરજ પડતી શની બુધ અને સોમવારે બારે ઠઠ મનમુખ નાટકો ચાલુ રેહતા  ટુંકે આ ખેલ નાટક ઉત્તેજક મંડળીની ૧૬ વરસની કારકિર્દીમા બીજા ખેલો કરવા છતા આસરે ૨૨૦૦) વખત થયો છે. તે વેળાના ખેલાડીઓની બાહેશી એનના ઉંચા રચના અને તેની તાલીમ સાથે તેની પુરી સામગ્રી, આજના જમાનામા જીવતા રેહેના આસામીઓ હજી યાદ કરતા મેં પોતે ઘણી વેળા સાંભળ્યાછે  આ નાટકની જાહોજલાલી, તથા તેની આવકની બારે રેલછેલ, હાલના જમાનામા હું એકલાજ જીવતા રહેલા તેના માલેકને હજી હરખાવેછે, આ ખેલોએ ફાફરડ માર્કેટની સામેના મેદાનમા એક નવી નાટકશાળા બાંધવાને માલેકોને ઉત્તેજન આપ્યું તે વેળાના એકઝીક્યુટિવ ઇજનેર શેઠ મનચેરજી કાવસજી મરઝબાનની મેહેરબાનીથી અને શેઠ કાબરાજીના વગથી અહી જગ્યા મળી નાટકશાળા બાંધી અને ત્યા શેઠ રણછોડભાઇ ઉદયરામની કલમથી લખાયલો "નળ દમયંતી ' નાટક ચાલુ કીધો તેમા મર્હુમ કેખુશરો શેઠનો મુખ્ય હાથ, મુખ્ય મદદ અને મુખ્ય વગ ચાલુજ હતા  આ નાટકે પણ હિંદુ કોમમા બારે ઉશ્કેરણી કરી મુકી હતી તેણે હિંદુ સ્ત્રીઓનુ એટલુ બધુ ખેંચાણ કરવા માંડ્યું, કે તેમની લાગણી અને આબરૂના રક્ષણમા હરકત નહી થાય તેને માટે માલેકોને બારે બંદોબસ્ત રાખવો પડતો હતો  એકેક ચાલીમાથી એ બાઇઓના ૫૦-૫૦ અને ૬૦-૬૦ ના ટોલા ઉતરી પડતા હતા  પણ નાટક ચાલતી વેળા તેમના બચ્ચાઓના રડવાના અવાજથી ખેલમા બારે હરકત પડવા લાગી કમિટીએ બચ્ચાવાળી બાઇને દાખલ નહી કરવાને પન લખ્યો, પણ શેઠ કાબરાજીએ તે સખત ઘણી કઠણ જણાવી અમોને સુચના કીધી કે બાળકોને માટે પાડાક હીંચકા નાટકશાળાની આગાસીમા અને બાહાર કમપાઉન્ડમા રાખવા અને અમારા મેનેજરો પાસે તેની સંભાળ રખાવવી! આ ઉપાય હિંદુ સ્ત્રીઓનુ બારે ખેંચાણ કરનારો નિવડ્યો  આ નાટક પણ હરિશ્ચંદ્ર

માફક ઘણી વાર થયો. તેને ત્રણ મહીના સુધી તો દરરોજ ખીચોખીચ તમાશગીરો વચ્ચે ચાલુ રાખવાની ફરજ પડી હતી. માલેકો પૈસે ભરપુર થયા.

આ પછી "ફરેદુન" નાટક શેઠ કેખુશરોનીજ કલમથી લખાયલો તખ્તા ઉપર મુકાયો, અને તેની પછી "સીતા હરણ" નાટક ચાલુ કીધો. કવિ નરમદાશંકરે તે લખ્યો અને કાબરાજી શેઠે તેને ગાયનોના વધારા સાથે "સ્ટેજ" ને અનુસરતો કરી આપ્યો.

આ નાટક પણ હનુમાન, સુગ્રીવ, ઇત્યાદી વાંદર અને દેવોની લડાઇઓને લીધે અને તેમને અનુસરતા પોશાકોના બાબમાં ખેલાડીઓને શરૂઆતમાં ભારે અગવડભર્યો લાગ્યો હતો. પણ એ ખેલે પણ કમાઇ અને કીર્તિમાં સારો વધારો કીધો. આ નાટક જોવાને હિંદુઓના મોટા જીવનજી મહારાજ સાથે બીજા મહારાજોએ શેઠ કાબરાજીને આ-હેશ દેખાડી અને શેઠ કેખુશરોએ તેમની પધરામણી કરાવી હતી. પણ તેમાં એક બનાવ જે અમને અજાયબ કરતો હતો, તે એ હતો કે ખેલનાં પાત્રો—રામ તથા સીતા જેવાં તખ્તા ઉપર પ્રથમ દાખલ થયાં કે તુરંત હિંદુ મહારાજો અને શ્રીમંત મારવાડી તમાશગીરોએ પોતાની બેઠક ઉપરથી ઉઠી તેમને નમન કીધું. વળી આં-ખોથી અપંગ પણ વીદ્વાન ગટુલાલજી મહારાજને હિંદુ ખેલો વેળા "સ્ટેજ" ઉપર બેસાડી તેમની ઘણીએક વિદ્-તાભરી સુચનાઓ સાંભળવાને શેઠ કાબરાજી ખુશી થતા.

હવે આપણે એઓનીજ અનેક બાબતો ઉપર લખાણમાં ઉતરવાને મોકુફ કરીએ. મર્હુમ શેઠ લખમીદાસ ખીમજીએ સુચવેલો "નંદ બત્રીસી" નાટક, "લવકુશ" નાટક, "વિનાશ કાળે વિપ્રિત બુદ્ધિ" વિગેરે હિંદુ નાટકો અને છેલ્લે "નિંદાખાનું" ઇત્યાદી નાટકો એઓનીજ કલમથી લખાયા, એઓનીજ તાલીમ ("નિંદાખાનું" સિવાય) થી ભરપુર થયા અને પ્રજાની ભારે પસંદગીને પાત્ર થયા હતા. છેલ્લા "નિંદાખાનું" નાટકે જેમ શેઠ કાબરાજીની તેમજ નાટક ઉત્તેજક મંડળીની છેલ્લી યાદગારીને કાયમ કરી આપી.

પણ આ બાબત બંધ કરવા અગાઉ શેઠ કાબરાજીએ દેશી નાટકની પ્રતિષ્ઠા વધારવાને કેવા કેવા બીજા ઉપાયો લીધા તે ભુલવુ જોઇએ નહી. તેઓએ અમારા નાટકો દેખાડવાને તે વેળાના મુંબઇના ગવરનર સર રિચર્ડ ટેમપલ, આનરેબલ મી॰ આશબરનર, આનરેબલ મી॰ ગિબ્બ, કાઉનસિલરો, લશ્કરી ઓધેદારો અને વેપારી-ઓની નાટકશાળામાં પધરામણી કરાવી હતી. વળી આ ખેલો ઉપરાંત જો હું ભુલતો નહી હોઉં તો રાજગીતનું પ્રખ્યા-ત ગાયન જેનો ગુજરાતી તરજુમો એ શેઠે પોતેજ કીધો હતો તે આખ્ખુ બ્રદ તેની પોતાનીજ અસલી રાહમાં ઉતારી ખેલાડીઓને તે ગાયનની પુરતી તાલીમ આપી, ઇંગ્રેજી અને દેશી વાજીંત્રોના ભેગા અવાજ સાથે ખેલની આખેરીએ એવી તો સારી રીતે ગવડાવ્યુ હતું કે દેશી ઉપરાંત ભેગી મળેલી મોભાદાર ઇંગ્રેજ તમાશગીર આલમ, ગવરનર સુધાં, ભારે ખુશ થઇ ગઈ હતી. શેઠ કાબરાજી ઉપર ભારે શાબાસીના નેમાર ચાલુ થયા અને નાટક સાથે એ ગાયન ભેગા અવાજે ગાનારા કુલે ખેલાડીઓની પણ વખાણ થઈ. એ ગાયને છાપામાં ભારે પ્રશંસા મેળવી.

બીજી બાબત એઓના સ્વભાવ અને મક્કમ ઠરાવ અને સ્વતંત્રતાને લગતી છે. મોટા જીવનજી મહારાજ અમારા ખેલો જોઈ ખુશ થવા પછી અમને એ મહા-રાજે ફરમાસ કીધી કે અમોએ એક નાટક વલ્લુજી મહારાજ માટે માધવબાગમાં ભજવી બતાવયો. એ માટેનો કુલે ખરચ આપવા ઉપરાંત, અમોને એક રાતના રૂ ૧૦૦૦) હજાર આપવા તેઓએ કબૂલ્યું. આ વાત માલેકોના ઘણા લા-ભની હતી. અમે શેઠ કાબરાજીની સલાહ પુછી, પણ એઓ-એ શો જવાબ દીધો? અમારી સાથના ઘણાજ ખાડા રાંધ છતાં, અમારાજ લાભની એક વાત અમારી વડી ઉપરાંત એ મારા મિત્રે માફ ના પાડી. એઓએ તેના કારણમાં એવુ જણાવ્યું કે, "ધંધાદારી ખેલાડીઓ થવા માટે તમો લાયક નથી, પારકે મકાને નાટકો કરવામાં તમારી ઇજત નથી. 'જેનટલમન' ખેલાડીઓની એક મંડળીને અને તેને સાથેની મોભાદાર માનવંત કમિટીને આથી કેટલુ નીચું જોવું પડે!" નિરાશી સાથે અમે મહારાજને ના કેહવાડયુ.

બીજી એક માગણી શેઠ ખુરશેદજી નસરવાનજી કામાજી તરફથી થઇ, જેઓ કમિટીના એક સભાસદ હતા. તેમને ત્યાંની સાલગ્રેહના એક મોટા હંગામ ઉપર તેમના માંઉટ રોડનાં આલિશાન મકાનમાં કુટુંબના મેળાવડા હજુર નાટક કરવા માટે રૂ૫૦૦) ની "આફર" થઈ. શેઠ કાબરાજીનો હવે વિચાર જાણવા કામાજી શેઠને અમે એમ-નોજ હવાલો આપ્યો. શેઠ કાબરાજી ઉપર ભારે દબાણ થયુ, પણ એ અમારા મિત્ર કાંઈ સમજે? કામાજી અને તેમના મળતાવિશેકોની સુરવત અને મોટાઇ કાંઈ કામ કરી શકી નહી. કમિટીમા ચહડેલો વરઘોડો કાબરાજી શેઠની તકરારની તરફેણમાં ઉતરયો, અને આખરે ખેલ કરવાની પરવાનગી મળી નહી. પૈસાનો તુચ્છકાર, સ્વતંત્ર વિચાર, એકજ ઠરાવ, આબરૂની દાઝ, અને મોભો વધારવાની એમની કાળજીએ, અમારી એક સારી રકમ મેળવવાની કોશેશ નિષ્ફળ નિવડયા છતા, એમને માટેનાં અમારા માનમાં ઘણો વધારો કરી દીધો.

છેલ્લે, એમના નાટકો બધી રીતે કેવી કીમતના છે? તે બીનહરીફાઇના છે, એટલુજ નહી પણ નીતિથી ભરપુર, નશિયતોથી ભરપુર, અને વળી ચહડતા "ટેસ્ટ" ની રમુજથી ભરપુર છે. આજના નાટકના સુધારા અને ગાયનના સુધારા જો કોઇનેખી હોય તો એ મર્હુમ શેઠનેજ આભારી છે.

આ રીતે એક પ્રજા-કલ્યાણી, પ્રજા-ઉપયોગી ગૃહસ્થ ઉપર શુ તે કીરતારની પ્રસન્નતા નહી હતી? આવા એક ગૃહસ્થ તે કીરતારની દરગાહમાં આટલા જલદી જવાને શુ લાયક હતા? મરજી તે કીરતારની!

# ત્રીસ વર્ષના સંબંધની થોડીક યાદ.

લખનાર—મી. પાલનજી બરજોરજી દેસાઈ.

### પહેલી મુલાકાત.

ત્રીસ વર્ષના અંગી સબધ પછી નીચની લીટીઓ લખવાની હિંમત કરૂંછું એમા નવું કાંઈ જણાશે નહિ, પણ નવી વાત જણાવવાની મતલબથી આ લખાણ કીધું નથી એક જમાના સુધી જેમની સાથ હું જોડાયલો રહ્યો તેમના પરાક્રમોનો એ મુદતમા મને મોટે ભાગે મીલેલો અનુભવ કેમ થયો તેની માત્ર ઉપર ટપકેની નોંધ ઉતારી લેવા સિવાય મારો ખાસ હેતુ બીજો કાંઈ નથી હજી તો નિશાળે શિખતો બાળક હતો ત્યારથી જેના લખાણો વાચતો આવેલો અને હજી તો નિશાળે હતો ત્યારથીજ જેના પત્રમા અનેક વિષયોપર કલમ ચિતરતો રહેલો તેના તરફની લાગણી કેવી નાજુક હોવી જોઈએ તે બાર મુકીને કેહવાની જરૂર નથી "જ્ઞાન પ્રસારક મંડળી"ને સજીવન કરીને જેમણે તેનો એખ્તિયાર પોતાના હાથમા રાખેલો તેમના તરફથી મેહેરો મળતાજ 'ક્રિમ અથવા ધનશાસ્ત્ર એ બાબતનું મારૂં ભાષણ આપવા નવસારી વતનથી મુંબઈ આવી મંડળીના આ સેક્રેટરીને હું મળ્યો અને તેજ દિને બલામણ થઈ કે "રાસ્ત ગોફતાર' ના સબ એડિટરની જગા ખાલી છે માટે તે કબૂલ રાખવી

### ભણનાર ગણનાર કાબરાજી

તા ૧૯ મી એપ્રલ ૧૮૭૪ થી આ રીતે શેઠ કેખુશરો નવરોજજી કાબરાજી સાથ હું જોડાયો અને છેવટ સુધી એમના સુસંગમા રહી એમને રીઝાવતા શિખ્યો "રાસ્ત ગોફતાર' ની આગળની તવારીખનું જ્ઞાન એમનાથીજ શિખ્યો અને શેઠ સોહરાબજી ધગાનીના "પેનો લુચ્છો પોર્વો વાગા મજમુનોની તવારીખ પણ પેહલી એમનેજ મોહડે માગળી મી० કેખુશરોને પોતાના ધર્મ ઉપર બહુ મજબૂત વકીન હતું પણ વગર સમજવે પોપટની માફક ભરડી જવાની એમને ભારી ચીડ હતી મને કેહતા કે 'હું નાનો હોતે વેળાનો ચોપડી લઈ બેસું ભણ્યો હતો,' અને મી० કાબરાજીના પિતાને તો ચોપડી વગર મોહડેથીજ જ્યારત્યાર હું ભણતા જોતો હતો પણ પાછળથી એટલા પદ અને અર્થ સમજ્યા વિનાનું ભરડી જવાનું મી० કેખુશરોને રૂચ્યુ નહિ, અને શુદ્ધ તરજુમાઓની માગણી ચાલુ કીધી આ તરજુમા કરવામા એરવદ કાવસજી એદલજી કાંગા ફોતેહ પામ્યા, જેઓ મી० કાબરાજીની એકા० મહિનોજ આગમજ આ ફાની જેહાન છોડી ગયા હતા "આગદહે અવસ્તા બા માએની" ની પહેલી આ વ્રત્તિ એરવદ કાંગાએ બાહેર પાડી ત્યારે તે જોઈ મી० કાબરાજી કરતા વધારે ખુશાહાલ કોઈજ થયુ હશે

### ઠોકઠોકમાંથી ગાયન છે.

ગાયનમા મી० કેખુશરોનું મગજ એટલું તો મસ્ગુલ હતું કે પોતાની ભયકાર માંદગી વેળા પણ તેવણને ખમ ગાયનનોજ ખ્યાલ આવતો એક વેળા વાડિયાજીના આતશ બેહરામની સામેના ઘરમા એઓ રેહેતા હતા ત્યારે પાસેના ઘરનું બાંધકામ ચાલવાથી ભારી ઠોકઠોક થતી હતી મર્હુમ ડા० ખરશેદજી નુસરવાનજી ભાટી કાબરાજીના મોટા દોસ્ત હતા તેવણે કેખુશરોનું બીછાણું વધારે શાંત જગાએ લેવાની બનામણ કીધી, પણ કાબરાજી બોલ્યા કે "ઘરની ઠોકઠોક મારે મનથી ગાયન સમાન છે, માટે એટલાને ખાતર મને અહીંથી ખસેડશો ના" અને એમને ત્યાંથી નહિજ ખસેડ્યા.

### શું ગરીબ મોટા નથી ?

પૈસે યા ખાનદાને જેઓ મોટાછે તેઓ પોતાને સર્વ બાઈબધથી મોટા સમજેછે, અને મોટાના હક માગેછે મી० કાબરાજી કેહતા કે તેવા હક ગરીબો પણ ધરાવી શકેછે એઓમા એક ખુબી એ હતી કે કોઈપણ પ્રજા તરફની વફાદારીના કામ માટે બડે ખાંઓ તરફથી શુરૂઆત થવાની એઓ વાટ જોતા ન હતા કોઈબી કામ પોતાને એવું જણાય કે જેમા પ્રજાભક્તિ હોય અને જે પ્રજા તરફથી અમલમા મુકાવું જોઈએ, તો તે કામ પ્રજાના અફસરો કે આગેવાનો શેઠિઆઓ કે માનચાદ પામેલા ઓબાદારો હાથ ધરે ત્યા સુધી ચૂપ બેસવાને મી० કાબરાજી કદી રાજી થતા નહિ, પણ પોતે પોતાની મેળે તે કામની આગેવાની લેવાને મેદાન પડતા દાખલા તરીકે મર્હુમ મહારાણી સાહેબ શ્રી વિક્ટોરિયાના મરણ વેળા તે નામદાર સ્ત્રીવર્ગના સરદાર હોવાથી મુંબઈની દેશી સ્ત્રીઓ તરફથી તેઓની યાદગીરી કાયમ રાખવાની હીલચાલ ઉભી કરવાની જરૂર જણાતા લાગી પણ તે ઉભી કરવાની આગેવાની કોઈએ લીધી નહિ ત્યારે મી० કાબરાજીએ પોતાના કુટુંબની બાનુઓને નામે આ હીલચાલ ઉભી કીધી પણ તેમનું એ કામ ચોક્સ ઠેકાણું ગયું નહિ તેથી કાંઈ મી० કાબરાજી એ હારી ખાધી નહિ ઉલટું એમની હીલચાલને લીધેજ વધારે મોટા પાયાપર કામ શરૂ થવા પામ્યુ

### માલેકો સામે સ્વતંત્ર નુક્તેચીની

મી० કાબરાજીએ પોતાના સ્વતંત્ર લખાણોથી ઘણાઓને દુશ્મન કીધા હતા ખુદ દોસ્તોને અને મુરબ્બીઓને પણ તેઓ છોડતા નહિ ખાસ એવણના દિલમા તો અખખરો એજ કે જે કાંઈ ખરૂં અને વાજબી લાગે

તે લખવું. પછી તે સગા બાપની સામે કાં નહિ હોય? અને એવા સાચવટ અને સ્વતંત્રતાને પકડી રહીને લખાણો કરતા એમણે નથી જોયા દાદાભાઈ નવરોજજીને કે નથી જોયા નવરોજજી ફરદુનજીને, નથી છોડયા ખુરશેદજી નશરવાનજી કામાજીને કે નથી છોડયા સોહરાબજી શાપુરજી બંગાળીને નથી મુકયા ખ રૂ કામાને કે નથી મુકયા ડૉ ફ કરાકાને બીજા ઘણાક પોતાના ખેરખાહ મિત્રોને મી૦ કાબરાજીએ પોતાને વાજબી લાગતા લખાણોથી એવા ખમેર્યા કે તેઓ ફરીથી કદી મી૦ કાબરાજીના દોસ્તીમા રહ્યા નહિ પણ મી૦ કેખુશરો કેહતા કે એવી દુશ્મની પરવડશે. પણ પ્રજા તરફ બેવફા થઈને હું એમની દોસ્તી જાળવી રાખું એ મને પરવડે નહિ

## સોહરાબજી બંગાળી અને કાબરાજી.

શેઠ સોહરાબજી મી૦ કાબરાજીના લખાણથી સદા રાજી હતા, પણ તેજ લખાણોના કામો કરનારી કલમને એક તલવારની માફક પોતાની સામે આવતી જોઈને તેઓ ચોકયા એ વિરૂધ લખાણો થયા તે વેળા ખીજનાર આમ પણ બોલ્યા કે, કાબરાજી કેવા નગુણા છે કે પોતાના મુરબ્બીઓ અને મેહરબાનોને પણ છોડતા નથી! સોહરાબજી બંગાળી તો કરશનદાસ મુળજી સાથ મળીને કેખુશરોને "રાસ્ત ગોફ્તાર"મા પહેલા દાખલ કરનાર હતા, અને જો મી૦ કેખુશરોને કોઈ દાહડે કોઈનું પણ માન જાળવવાની ફરજ પડે તો તે શેઠ સોહરાબજી હતા. રાજાબાઈ ટાવરવાળી હોનારત સુધી શેઠ સોહરાબજી 'રાસ્ત ગોફ્તાર'' ઉપર સદા ફિદા અને મી૦ કાબરાજીના સર્વથી મરમ વખાણનાર હતા પણ એ હોનારતના સબંધમા આ બન્ને સાહેબો વચ્ચે કમનસીબે મતફેર પડયો, અને તે ઉપરથી આપેઞ દોસ્તીમા પણ ખલલ પડી

સોહરાબજી અને કેખુશરો વચ્ચેના આ અકુદરતી ઝગડાનું અહીંજ શેવટ આવ્યું નહિ મી૦ કાબરાજીએ પોતાનું સ્વતન્ત્રપણું જાળવવા માટે એક એવું કામ કીધુ કે જેથી શેઠ સોહરાબજી વડીક અસરત પામ્યા, અને મી૦ કેખુશરો પોતાની ગરીબી છતા એક મોટી રકમ અદા કરવાની પોતાની ફરજ બજાવવા માટે જરાબી પસ્તાયા નહિ! સ્વતન્ત્રતાની ધુણમા કલમકશોને પૈસા મબરી ગેદ જેવા તેવા લાગતા નથી

## "માસ્ટર સાહેબ" નવરોજજી ફરદુનજી

પારસી શેઠિયાઓમા લગ્ન ટાકણે મસમોટા ખર્ચો થતા અને ખાણીપીણી ચાલતી તે સામે મી૦ કાબરાજી ઘણુ સખ્ત લખતા અને એમને એ કામમા શેઠ નવરોજજી ફરદુનજી પુરતી મદદ આપતા પણ એ પછી એતફાક એવો બન્યો કે શેઠ નવરોજજીને પોતાને ઘર લગ્નનો અવસર આવ્યો અને ખાનપાન ચાલ્યુ મી૦ કાબરાજી એ લગ્નમા જઈ જમી આવ્યા, પણ ત્યાર બાદ રાસ્ત ગોફ્તાર"મા એ ખાણીપીણીની ઝાટકણી કાહડવાને ચુકયા નહિ. મી૦ નવરોજજીને કેખુશરો હમેશા 'મારા પ્યારા માસ્ટર સાહેબ' લખતા અને લખતા, પણ જ્યારે એજ 'માસ્ટર સાહેબ'' ને ઘરના લગ્નની ટીંગ રાસ્ત ગોફ્તાર મા નિકળી ત્યારે ઘણાઓએ જોઈ લીધુ અને પોતાની ખાતરી કરી લીધી કે ચોકસ સુધારાની બાબતમા મી૦ કાબરાજી દોસ્ત અને નહિ દોસ્ત વચ્ચે કશો તફાવત સમજીને કામ લે એવા માણસ નથીજ. નવરોજજી ફરદુનજીના દોસ્તોને "રાસ્ત ગોફ્તાર"મા થયલી ટીકાથી લાગ્યું અને કોઈ કોઈતો કાંઈ સંભળાવ્યા પણ, પણ નવરોજજીતો ખડખડ હસ્યા અને બોલ્યા કે "હું જાણુનેજ હતો કે કેખુશરો લખ્યા વિના રેહશે નહિ અને નહિ લખતે ત્યારેજ મને કાંઈ જુદો વિચાર કરવો પડતે"

## દુશ્મનો સાથ દોસ્તી.

મી૦ કાબરાજી પોતાના મુરબ્બીઓ અને મેહરબાનો સામે જો સચ્ચાઈને પકડી રહીને લખે તો પછી બીજાઓની વિરૂધમા એજ નિમિતે લખે તેમા નવાઇ શી? અને તેમ "રાસ્ત ગોફ્તારે" એક નહિ પણ અનેક ગ્રહસ્થોને પોતાની કલમથી ચોકાવ્યા હતા દસ્તુરોને, શેઠિયાઓને, મિલએજન્ટોને, ધર્મગુરૂ વર્ગને, ગુરૂજી અને વેહમી જાદુ લોકને, પ્રજાને ગેરઇનસાફ કરનારા અમલદારો અને ગરીબોને કચડી નાખનારા પૈસાદારોને મી૦ કાબરાજી જ્યારેથી લાગ આવે ત્યારે કદી છોડતા નહિ પણ એ સઘળુ છતા એમની એક ખુબી હું હરહમેશ જોતો અને વખાણતો આ લોકો તે પોતાની કલમથી નારાજી થયલાઓને તેજ કલમની સાચવટની ખાતરી કરી આપીને પોતાના દોસ્ત બનાવવાને લગતી છે આવું જોઇને કોઇવાર હું કેહતો કે "જેને વકી આટલુ બધુ લખેલુ તેની સાથ આમ દોસ્તી કરવી એ શુ સારૂ છ?' ત્યારે મને જવાબ દેતા કે "કયા સુધી દુશ્મની રાખીએ? આપણે કાંઈ દુશ્મનીને ખાતર લખ્યું નથી, અને હવે જ્યારે સામેવાળા પોતેજ દોસ્તી શોધતા આવે ત્યારે આપણે શાવાસ્તે ના કહિયે?"

## શેઠ નાનાભાઈ બેહરામજી.

આવા દુશ્મન પછી દોસ્ત બનેલા ગ્રહસ્થોમા બે સાહેબોને હું પીછાનુંછુ, અને એ ગ્રહસ્થોની દોસ્તીના પુરાવાનુ જે માન હું ધરાવુંછું તે પરથી કહી શકુછુ કે "રાસ્ત ગોફ્તાર'ના લખાણથી તુરત વેળા જેઓ દુશ્મન થતા હશે તેઓ પાછલથી સમજતા હોના જોઇયે કે લખનારનો હેતુ ખાસ દુશ્મનીનો નહિ પણ કોઈ બીજોજ હતો શેઠ નાનાભાઇ બેહરામજી (હાલના શેઠ બેહરામજી જીજીભાઈ બીજા) અને શેઠ નશરવાનજી શેહરિયારજી જીનવાળા એ બે એવા સાહેબો છે કે જેમની સામે મી૦ કાબરાજીએ કલમ ચલાવવામા કાંઈ બાકી રાખ્યું ન હતું, અને તોપણ તેઓને મી૦ કાબરાજી સાથ પાછલથી મોટી દોસ્તી થઈ પડી હતી

## શેઠ બેહરામજી જીજીભાઈ

મી૦ નાનાભાઈ બેહરામજી અને તેમના પિતાજી મર્હુમ શેઠ બેહરામજી જીજીભાઇને 'રાસ્ત ગોફ્તાર અને કાબરાજી ઉપર ચોકસ લખાણના સબંધમા જબરો ગુસ્સો હતો, અને તે લખાણના પરિણામ દાખલ બદનક્ષીની ફરિયાદી પણ જન્મ પામી હતી પણ અરસપરસની સમજાવટ અને સમજુતીથી તે અધુરે ગઈ હતી, અને તેનુ કામ આગળ ચાલવા પામ્યુંજ ન હતું એ ફરિયાદીની ધમકી અપાઈ તે વેળા 'રાસ્ત ગોફ્તાર ના એક માલિક સાહેબની માફીની જરૂર હતી, પણ તેઓને શેઠ નવરોજજી ફરદુનજી અને શેઠ સોહરાબજી બંગાલીએ ગમે એટલી હિંમત આપવા છતા તેઓએ કોર્ટમા હાજર થવાની માફ ના પાડી હતી

ષનો ચિતાર પણ હાલની રીતભાતને આધારે કાં નહિ આપી શકાય?" અને આ તકરાર વાજબી લાગતી નહિ, તો પણ મી૰ કાબરાજીની વાર્તાઓમા હાલના કે આગળા પારસી સંસારને નહિ અનુસરતું કાંઈ કાંઈ આ-વર્તુંજ રહ્યું હતું જોકે આજે તેમાના ઘણા બનાવો બની શકેછે

આ વાર્તાઓ માટેના સ્થળ હુબહુ બતાવવા માટે મી૰ કાબરાજી ભારી કાળજી રાખતા, અને તેથી અમણ જે જે સ્થળોને લગતી વાર્તા કલ્પી હોય ત્યા ત્યા જાતે જઇને આસપાસના દેખાવોની નજર નોધ લઈ આવતા, અને પછીજ તેમનું વર્ણન કરતા આ રીતે 'દાગરાના ની વાર્તા માટે એઓ થાણે જઈને તથા "મિઠી મિઠ્ઠી ની વાર્તા માટે વલસાડ જઈ ત્યા થોડા થોડા દિવસ ગુજારી આવેલા હું જાણુછુ મુંબાઈના ઘણા સ્થળો તો એમની નજરમા રમી રહેલા હતા

## સ્રીનુ શિયળ

એક ચોકસ વાર્તા 'રાસ્ત ગોફ્તાર' મા ચાલુ થઈ હતી, અને તે શેઠ સોહરાબજી બંગાળી પણ વાચતા હતા એક દિને આ વાર્તામા કાંઈક એવી બાબત આવી ગઇ કે જે શેઠ સોહરાબજીને ગળે ઉતરી નહિ એક બાપ અને બેટી વચ્ચે કેવો નાજુક સબંધ હોવો જોઈયે તે બાબેનો આ વાધો હતો, અને મી૰ સોહરાબજીએ તે વાધો ચીઠી લખીને જણાવ્યો હતો મી૰ કાબરાજીનો જવાબ એ હતો કે એક સ્રી જાગવવા ચાહે તો પોતાનું શિયળ જીવને જોખમે પણ જાળવે, અને નહિતો તેણીનો આપગો પ્યાર તેને જ્યા દોરવે, ત્યા તે ઘસડાઈ જઈ શકે આ દાખલો મી૰ કાબરાજીનું દઢ મન બતાવેછે એઓ ઓછી અગત્યની બાબતોમા પણ પોતાના સ્વતંત્ર વિચારોને દબાવી દેવાને નાખુશ હતા

## "શુ કરવા ગાળ ખાયછે"!

મી૰ કાબરાજીને "રાસ્ત ગોફ્તાર' મા છુટે હાથે કામ લેવાની મનગમતી છુટ મળેલી હતી આગળા માલેકોએ તેમને લખાણની એ છુટ આપી હતી, અને જ્યારે આ પત્ર જુના માલેકોએ નવાઓને હવાલે કીધું ત્યારે આ મુખ્ય શરત કીધી હતી કે 'રાસ્ત ગોફ્તાર ની નીતિ રીતિમા કશો ફેરફાર કરવો નહિ, અને તેની અસલ રાજનીતિને વળગીનેજ પત્ર ચલાવવા દેવું આગળા માલેકોએ પોતાની માલેકી દરમ્યાન ઘણી ખોટ ખમી હતી પણ પત્ર કશી ખોટમા નથી એવું જણાયા પછી તેઓએ નવા માલેકોને 'કમાઈ ખાવા' માટે "રાસ્ત સોંપી આપ્યું હતે મી૰ કાબરાજીએ જુના માલેકોના વખતમા 'રાસ્ત નું હતું તેજ ધોરણ નવાઓના વખતમા પણ ચાલુ રાખ્યું, અને સ્વતંત્ર પત્રે લખતા એમને ઘણા ભોગ આપવા પડ્યા, ઘણી ગાળો ખાવી પડી એક દિને પત્રના આગળા માલેકો મહેના એક શેઠ ખ ર કામા નવા માલેકોમાના એક મર્હુમ શેઠ બેહરામજી ફરદુનજીને મળવા આવ્યા, અને મી૰ કાબરાજીનો પગાર વધારવાની ભલામણ કરતા તમને ખમવા પડતા દુખ કહી સંભળાવ્યા આ વેળા હું હાજર હતો શેઠ બેહરામજીનો જવાબ એ હતો કે "કેખશરૂ શુ કરવા ગાળ ખાયછ? અમે કાંહ કહિયેછ કે ગાળ ખાવો? ગાળ ખાવા જેવું લખાણ શુ કરવા કરોછ?"

## ભીખારડા જમાઇઓ સામેની મંડળી.

મી૰ કાબરાજીની સ્થાપેલી અનેક મંડળીઓમાની એક "લગ્નોની મતિબરી જાળવનારી મંડળી' હતી રીતની ભીખની બદી તોડવા માટે આ મંડળી સ્થાપી હતી અને તેની સ્થાપના માટે ફ્રામજી કાવસજી ઇન્સ્ટિટ્યુટમા એઓએ બોલાવેલી મોટી સભાના ૧॥ કલાક સુધી એમણે ભાષણ કીધું તે જોઈ હું વિચારમા પડયો કે આ માણસ કોણ છ? પોતાની માંદગીનું બીછાનું તો હજી કેખુશરોએ છોડયુ ન હતુ તોપણ સભાનો દિવસ મુકરર કીધેલો હોવાથી તેજ દિવસે તે મળવીજ જોઇયે, અને કાબરાજીએ તેમા હાજર થવુંજ જોઇયે પણ હાજર થવા જોડે નવી મંડળીની નેમ અને ફાયદા સભાજણોને સમજાવવા જોઇયે અને તે માટે પુરજોશ પગે ૧॥ કલાક સુધી ભાષણ કરવુંજ જોઇયે! એક માણસ પોતાની ઉલટ અને ઉમંગ આગળ માંદગી પણ ભુલી જઈ શકેછે.

આ મંડળીએ ત્રણ ચાર વર્ષ કામ બજાવ્યું અને પછી તે સુસ્ત પડી ગઈછે, તે બાબે મી૰ કાબરાજી હમેશા બડબડતા અને કેહતા કે 'મારી સ્થાપેલી મંડળીઓમાથી એજ એવી છે કે જે મારી હૈયાતીમાજ મરણ પામી!" તેને સજીવન કરવાની એમણની કાળજી હદ વિનાની હતી, પણ અફસોસ કે તે હજી પાછી ચાલુ થઈ શકી નથી

આ મંડળીમા પારસી સુધારાવાળાઓમાના બે મુખ્ય સાહેબો શામેલ થયા નહિ એક સાહેબ મંડળી તરફના ભાષણ સાંભળવા હમેશા હાજર રેહતા પણ તેના સભાસદ થવાની ના પાડતા, અને તેથી તેના તરફથી ભાષણ આપવા યા બીજો કાંઇપણ ભાગ લેવાની ના પાડતા હતા બીજા ગૃહસ્થ તો ખુલ્લું એમ કેહતા કે શક્તિવાન માબાપ પોતાના બચ્ચાના ભવિષના સુખને અર્થે નાણાની રકમ આપે તેમા ખોટું શું છે? આ તકરારના જવાબમા કાબરાજી પુછતા કે સુધારાવાળાઓએ લગન, મરણ વગેરેના ખર્ચ કાં કાહડી નખાવ્યા યા ઓછા કરાવ્યા? માતબર શેઠો પોતાની શક્તિ મુજબ મોટો ખર્ચ કરે તેમા સુધારાવાળાઓને ખોટું શું લાગ્યુ? અને જ્યારે એક બદી તોડવી ત્યારે બીજી શા માટે ચાલવા દેવી? રીતની ભીખથી ગરીબ માબાપના જે હાલહવાલ થઈ જતા હતા તેનું દુખ દેખ્યાથીજ મી૰ કાબરાજીએ ઉપલી મંડળી સ્થાપી હતી અહીં પાછી ગરીબો તરફની તેમની લાગણી આપણ જોઇયે છિયે કે જેને ઘફીન્દ ગરીબ તેઓ જનમ્યા હતા

# મી૦ કાબરાજીની એક જાહેર લેખક દાખલની થોડીક ખાસિયતો

લખનાર— મી૦ ખુરશેદજી રૂસ્તમજી કામા.



મર્હુમ મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીને હું લાંબા વર્ષોથી ઓળખતો હતો અને 'રાસ્ત ગોફતાર' ના આગળા માલેકો મધેનો એક હું પોતે પણ હતો, વાસ્તે એઓણની ખાસિયતોનો મને પુરતો અનુભવ છે

કેટલાક પત્રવાળાઓને હું જોઉં છું તો તેઓ બે કિસમની રાજનીતિથી કામ લેતા જણાય છે એક તેમના મનની યાને તેમની અંગીત અને બીજી તેમના પત્રની પોતાની મી૦ કાબરાજી પોતાની કારકીર્દની શુરૂઆતમા એવીજ કોઈ બેવડી રાજનીતિ ધરાવતા હતા એટલે જે ખુનામાથી બોલું તો એઓણ જ્યા સુધી "જામે જમશેદ" મા હતા ત્યા સુધી આમ બેવડી પાલિસિથી કામ લેતા હતા પણ "રાસ્ત ગોફતાર મા આવ્યા પછી એમની અંગત રાજનીતિ જતી રહી, અથવા પત્રની રાજનીતિ સાથ જોડાઈને એક થઈ ગઈ અને તેથી એઓ રાસ્ત ગોફતાર મા ૪૦ વર્ષ સુધી તકી શક્યા ઘણાજ થોડા છાપાવાળાઓ આવડી લાંબી મુદત સુધી નીભી શકતા હશે કેમકે જે માણસ બેવડા અંતકરણથી કામ લેવા માગે તે લાંબા દાહડા તેમ કરી શકેજ નહિ

મી૦ કાબરાજી જેમ પોતાના મનને સાચું અથવા વાજબી લાગે તેમ પોતાના હાથ ધરેલા કામ ઉપર મુસ્તકીમ રહેતા અને કોઈ સામેવાળાને ખરાબ લાગશે એવા અંદેશાથી સાચું બોલતા કે લખતા અટકતા ન હતા એવી એમની ખાસિયતને લીધે એઓણ પોતાના અંગત દોસ્તો કે મુરબીઓને પણ છોડતા નહિ એવણે એક વાર "રાસ્ત ગોફતાર" જેવા પત્રના અધિપતિનું કામ માથે લીધું તો જેવી સ્વતંત્ર રીતે તે ચલાવવું જોઈયે તેવીજ પૂરેપૂરી રીતે એઓણે ચલાવ્યું

ઘણા એક અગત્યના દેશ અથવા કોમના લાભના કામના સંબંધમા ઘણા જણાઓ એમ સમજેછે કે અમે એકના એ કામમા શું કરી શકિયે? પણ મર્હુમ એવા વિચારના ન હતા ઘણા એક કામો એવા છે કે જે એવણે એકલાએ માથે ઉઠાવી પાર પાડી આપ્યાછે આવી જાતિ મેહનત અને જાતિ હિમતથી ઘણા સારા કામો કરવાની એવણને તક મળી એઓ વધ્યા તે પોતાની આવી ઉનટ અને હિંમતથીજ વધ્યા હતા એ રીતે ત્યારે કોઈપણ માણસને આગળ વધવા માટે હિંમત અને ઉલટ બે મુખ્ય સાધનો છે એમના તરેહવાર કામોની ફતેહનો જે ભેદ હતો તે એવણનો ખુશ મિજાજ હતો વળી જબરી ખંત અને કાળજીથી હાથ ધરેલા કામની પુંઠે લાગતા અને તેને પાર પાડતા

ઇંગ્લંડના વર્તમાન પત્રવાળાઓને માટે આપણે જાણિયે છિયે કે તેઓ મોટા મોટા સાહાસિક કામો માથે ઉઠાવેછે, પોતાને ખર્ચે મોટા મહાભારત કામો માટે આગળ પડેછે, ડા૦ લિવિંગસ્ટન જેવાઓની આફ્રિકામા શોધ કરાવે છે, લડાઈવેળા પોતાના ખબરપત્રીઓ મોકલાવે છે, તેમને માટે સ્ટીમરો ખાસ રોકી રાખેછે, અને તાર વગર મોકલવામા આવતા વિજલીક પેગામો તેમની મારફતે મેળવી સૌથી પહેલા પોતાના પત્રમા પ્રગટ કરેછે એવાઓને પગલે ચાલી એક નાની શુરૂઆત દાખલ મી૦ કેખુશરોએ પારસીઓના શુધ્ધ રોજમાહ નક્કી કરવા માટે એક કમિટી નેમી અને તેના કામમા પોતાથી બન્યો એવો આગેવાની ભર્યો ભાગ લીધો એનું કારણ એ કે છાપાવાળાઓએ એવા એવા કામો આરંભવા જોઈયે એવો જે એમના મનમા ખયાલ હતો તે પ્રમાણે ચાલીને આ શુભ કામનો એઓએ આરંભ કીધો અને તેનું સારૂંજ પરિણામ નિપજ્યું એઓનો એવો વિચાર હતો કે આ રીતે હું મારા હાથમા મુકાયલા પત્ર મારફતે બીજા ઘણા કામો કરૂં કે જેથી લોકોને ફાયદો થવા સાથે મારા પત્રની આબરૂ વધે,

એક ધણી પત્ર ચલાવનાર કે નાટક યા વાર્તા લખનાર હોય તો તેણે ખુબ જાતે જોવું તપાસવું પરખું કરવું જોઈએ આમ હોવાથીજ મી૦ કાબરાજીને જ્યા જોઈએ ત્યા આપણે હાજર જોતા હતા આજ રીતે સભાઓ, મેળાવડાઓ વગેરેમા સામેલ રહેવાનો એમને શોખ હતો એટલુંજ નહિ પણ એ કામને એવો પોતાની ફર્જ સમજતા કાંકે એમ નજર ઉઘાડે નહિ તો માથે લીધેલું કામ બરાબર થાય નહિ

જ્યારે રાસ્ત ગોફતાર ના માલેકોએ એ પત્ર સુકાન એઓના હાથમા આપ્યું ત્યારે એવી ખાસ કરાર કીધી હતી કે સઘળી કોમોના હક સાચવવા, અને એ

શર્ત મુજબ મી૦ કેખુશરોએ સઘળી કોમો બાજે લખાણ કરતા વળી બીજી શર્ત ગવર્મેન્ટ તરફની વફાદારીની હતી, અને તેટલા માટે જ્યારે કાન્ગ્રેસવાળાઓએ શરૂઆતમા સરકારની ખામીઓ દેખાડતા અતિરેક કીધું ત્યારે મી૦ કાબરાજીને એમ લાગ્યું કે આ લોકો સરકાર તરફ જે વફાદારી બતાવવી જોઇએ તેથી વેગળા જાય છે, અને તેથી એવણે કાન્ગ્રેસની વિરૂધમા સખત ચલાવી પણ પાછળથી જ્યારે અલ્હાબાદમા કાન્ગ્રેસની એક બેઠક થઇ તે વેળાના પ્રમુખે ભાષણ કરતી વેળા કાંઇક વજુદ બદલેલી બતાવી આપી ત્યારે મી૦ કેખુશરોએ પણ કાન્ગ્રેસ તરફનું પોતાનું વિરૂધ જોરા ઓછું કીધું રફતે રફતે જ્યારે અમને એવું માલુમ પડયું કે હિંદુઓ તથા મુસલમાનો પારસીઓ તરફ ખરી દિલસોજી દેખાડતા નથી ત્યારે મર્હુમની પાછલા વખતની રાજનીતિ ખાસ પારસીઓ માટેજ હોય એવું જણાવા લાગ્યુ

મી૦ કાબરાજીની શોકાઇ થોડી ન હતી પણ આટલી બધી શોકાઇમા સોકાવા છતા, અને તેમની જવાનીમા તન મન ઘસવા છતા એવણે પોતાની જીંદગી ૬૦ વર્ષની ઉપર સાચવી રાખ્યા, તે ઉપરથી માલુમ પડે છે કે એઓ ઉપર ઉંઘની જબરી અસર હતી, અને આટલા માટેજ સખે એવી આફત વેળા એવણ શાંત મગજ સાચવી શકતા હતા એઓ આટલી ઉમર સુધી તનદુરસ્તી સાચવી રાખ્યા તેનું કારણ પણ એજ યાને એમના મનની શાંતિજ હતું એમની જીંદગી ૬૨ વર્ષ કરતા પણ વધારે લાંબી મુદત સુધી સચવાતે, પણ હું માનું છું ત્યા સુધી એવણને બીડાશનો જે જબરો શોખ હતો તેને સીધે એવણની તનદુરસ્તી બિગડી હતી

મી૦ કેખુશરોને જો કે જરથોસ્તી ધર્મ પુસ્તકોની વાકેફી ઝાઝી ન હતી, તો પણ ધર્મને નામે થતા કામોમા સુધારો કરવાની અને તે થયલો જોવાની એમને ઘણી જબરી આતુરી હતી જો કે ધર્મની બાબતો લખતા એઓથી કોઇકોઇ વેળા કાંઇક ભુલો થતી હતી, તેમ છતા એ બાબતમા પણ એવણે ઘણા ફાયદા કરી રાખ્યા હતા

એજ એ બાબત જણાવીને પૂરૂં કરીશ. મી૦ કાબરાજીને જ્યા સુધી હું ઓળખતો હતો ત્યા સુધી એઓ બોલના સુધારાવાળા નહતા પોતે જેમ બોલતા તેમ ચાલતા હતા, અને સુધારાને માટે પારકા આધાર ઉપર ઉભી ન રહેતા સુધારા પહેલા પોતાના ઘરમાથી કાઢતા હતા

ઉપર કહી એવી સર્વ ખાસિયતો એકજ માણસમા કદાચજ નજર આવેછે

---

## પરપ્રકાશે બિરાજનારા મોટા લોકો

(કેદારો—તેતાળાની ચાલે)

પ્રકાશે પગાયા નૂરના ઊછીકા કીરણે
જયનો તાપ ને રોબ સહુ આપ કારણે
સનસારના ગગનમા પ્રકાશીને
ચઢી બેસી આસમાન ને
ચઢાવી દેવ પોતાને મને પ્રકાશે૦

દીપેછ ખુર્શીદ આપ તેજોમયપણે,
પ્રકાશેછ પ્રકાશી પોતાને
નહી ઉછીકું નૂર લેવા મન માને
આપતા ઉપર કોઇનું મારી મુફત ખાવું
ન પચે તે અજીરણે પ્રકાશે૦



# દેશી સંગીત— મી૦ કાબરાજીની સેવાઓ.

## લખનાર—મી૦ ધનજીભાઈ ન. પટેલ.

"ગાયન! ગાયન! તારો દાવો ખુદાઈ છે—તારો હુનર આસમાની છે—તારી શક્તિ મોજેજાતી છે!"

—કે. ન કાબરાજીકૃત "બેજન મનીજેહ" નાટક.

મુંબઈ શેહેરમાં સંગીત કળાને ખીલવવાનું તેમજ સંગીતનો શોખ પ્રથમ ઉત્પન્ન કરવાનું, અને પારસીઓમાં આજથી ૩૦-૪૦ વરસ ઉપર ગાયનને નામે જે અભાવ અને ધિક્કાર હતો તે દૂર કરવાનું માન મર્હુમ શેઠ કેખુશરો કાબરાજીને કેટલું બધું ઘટેછે, તે ખરેખર જેમ પારસી સમારની તેમ દેશી સંગીતની તવારીખનો એક નોંધ લેવા લાયક બનાવ છે.

મર્હુમ મી૦ કેખુશરો કાબરાજીએ પોતાની જીંદગી ગાયન વિદ્યાની ખીલવણીને અર્પણ કરી હતી એમ કેહવામાં જરાખી મહરાગાત નથી. એક વખત એવો હતો કે જ્યારે ગાયનને માટે પારસી કોમમાં હલકો વિચાર ઘર કરી બેઠો હતો, અને ગાયનનો ગાનાર એક હલકા આદમી તરીકે જાહેરમાં વગોવાતો હતો. પારસીઓમાં આજથી ૩૦-૪૦ વર્ષ ઉપર એવો ખ્યાલ હતો કે ગાયન કરવાનું કામ હલકી પકતીનાં અને નીચ લોકોનું છે, માટે તેવા એક હુનરને પારસીઓએ કદીબી ઉત્તેજન દેવું નહીં. એવા વિચારોને લીધેજ પારસી છોકરીઓની નિશાળોમાં ગાયનની કેલવણી આપવા વિરૂધ વિચારો હતા. બાહાર યા ઘરમા યા ખાનગી મેલાવડામા પારસી બાનુઓ ગાયનનો સરોદ કાહાડવાની કદીબી હિંમત કરતાં હતા નહીં. મકદુર શું કે પારસી બેરાંઓ ગાયન ગાય! જે વખતે લગનના હીંગામે નાયકણીઓના નાચ ચાલતા અને કલબ અને વાડી વંનતર ફરતા શેઠીઆઓ 'નાયકણીઓના તાએફા' ની દર રવિવારે મોજ મેળવતા, તે વખતે મર્હુમ કેખુશરો કાબરાજીને એ આકાશી હુનરની ખરી કદર અને કિંમત બુજવાની ગોયા કુદરતી બશારતથી હિંમત મળી હોય એમ લાગેછે.

### પવનચક્કીના ગોઠીઆઓ.

મર્હુમ કાબરાજી બચપણથીજ ગાયનના શોખીન હતા. તે વખતે ગવાતા ગાયનો કેવાં હતાં તેની અટકલ કરવી મુશ્કેલ નથી પ્રથમ ૧૮૫૫ના સાલમા, એટલે જવાન મી૦ કેખુશરો જ્યારે ૧૭ વર્ષનો ઉધરતી વયના એક દેખાવલા અને ખુબસુરત જવાન હતા તે વખતે તેઓએ પોતાના અંગત મિત્રો સાથ પવનચક્કીના મેદાનમા બેસી પોતાનો ગાયનનો શોખ અને અભ્યાસ શરૂ કરયો હતો તેઓના તે વખતના પવનચક્કીવાળા દોસતોમા મર્હુમ શેઠ ગાવીભાઈ ખરશેદજી વાછાગાંધી વકીલ અને ફરામજી સોરાબજી ભરૂચા મુખ્ય હતા એ સાહેબો તે વખતે ગાયન ગાવામા થોડા ઘણા કુશળ હતા, અને રાતને સમે ખાઈપી પવનચક્કી આગળનાં મેદાનમાં ગાયન ગાતા હતા, જેમા કેખુશરો કાબરાજી ઉલટ અને ઉમંગથી ભાગ લેતા, અને તે સાંભળવાને ઘણા પારસીઓ ત્યાં એકઠા થતા હતા. તે વખતથી મી. કાબરાજીને ગાયનનો શોખ હાંસલ થયો હતો. તેઓ જે બે ત્રણ પહેલાં ગાયનો મર્હુમ મી૦ ફરામજી સોહરાબજી ભરૂચા પાસેથી શિખ્યા હતા, તેમાં પેહલું "ગુલ ચમનમે બીચકુ છુપા ખડા ક્રેરી હય," બીજુ "ગોરી ચલી કુસુમકી બારીરે" અને ત્રીજું "અયે મીતમગાર ભલા તુને એ ક્યા કામ કયા" એ હતાં. આ પ્રાથમિક અભ્યાસ પછી ગાયનવિદ્યા તરફનો મર્હુમનો શોખ દિન બદિન વધતોજ ગયો, અને પાછલથી એ હુનરના બાબમાં મર્હુમે શું શું કીધુ તેનો ટુંક ઇતિહાસ ખરેખર જાણવા જોગ થઈ પડેછે; વધુ એટલા માટે કે દેશી સંગીતની આજની હાલત મર્હુમને મોટે દરજ્જે આભારી છે.

આ અદના લખનારને મર્હુમને મોઢેથી એમની જીંદગીના હેવાલની કેટલીક નોંધ મેળવવાની તક મળી હતી, જેથી એમના સંગીત સાધના સબંધ વિષે હું થોડક અજવાળું પાડી શકુંછુ

### ગાયન ઉત્તેજક મંડળીની સ્થાપના.

"રાસ્તગોફતાર" પત્ર સાથ જોડાયા પછી ૧૮૫૮ના સાલમાં ભરૂચ મધે ભરાયલાં પ્રદર્શનમા મર્હુમ કેખુશરોને મી૦ માણેકશાહ ધનજીશાહ ડાક્ટર સાથ પેહલી ઓળખ થઈ હતી. મી માણેકશાહ પોતે ગાયનના શોખીન અને જાણકાર હતા, અને એવા એક મિત્રની દોસ્તીથી કેખુશરો કાબરાજીના ગાયનના શોખને ટેકો મળ્યો, એટલુંજ નહી પણ તેમના અભ્યાસમા તેથી વધારો થયો હતો.

પોતાનો સંગીતનો શોખ એ પછી મર્હુમે ચાલુજ રાખ્યો અને નવા નવા ગાયનો અને ગાયકો સાંભળવા અને એ વિદ્યાનો અનુભવ મેળવવો એ મર્હુમની એક જાતની ચાલુ મોજ થઈ પડી હતી

તે વખતે કાલકાદેવીના રસતા ઉપર આબરૂદાર હિંદુઓનુ ગાયન કરનારૂં એક ન્હાનું મંડળ હતું એ મંડળની હેયાતી વિષે મર્હુમને ખબર પડવાથી તેની મુલાકાતે ગયા. ત્યા ચાલેલા સંગીતના મહીમાથી અને તેવણના મન ઉપર ગાયનકળાના પડેલા છાપથી એક નવોજ વિચાર મર્હુમ પોતાના મગજમા ત્યાથી લઈને બાહાર નિકળ્યા, અને તુર્તજ તેવણે ઠરાવ કીધો કે ગાયનના હુનરનો શોખ પારસીઓમા ફેલાવવા માટે એક ગાયન મંડળી ઉભી કરવી જોઈએ

કેખુશરોને તેઓ સમજતા હતા. પોતાની હિંદી નાટક કમ્પનીમાં થતા ફરેદુન નાટકના ગીત માટે દાદાભાઈ ઠુંઠી મશહુર બની હતા. ફરેદુનના ખેલની રાતે અગર જો કેખુશરોનું અચાનક નાટકશાળામાં આવવું થતું તો તખ્તા ઉપર ગાનાર એનાડીઓની તેઓ ઉપર નજર પડતાંજ તેઓ ગભરાટમાં પડતા! અને કોઈ વાર તો ગભરાટમાંને ગભરાટમાં તેઓ ગોતાના અને બેસુરા વટીક થઈ જતા હતા!

આજ રીતની એઓના નામની ધાક તે વખતે ચાલતી કેટલીક બીજી નાટક મંડળીઓમાં પણ હતી. મરહુમ કેખુશરો અગર જો કોઈ નાટક જોવા જઈ બેસતા તો ફક્ત તેમની હાજરીના સમાચાર જાણી તે નાટકમાં ગાનારાઓ ગાભરા થઈ જતા અને રખે પોતાના ગાયન માટે તેઓ કેખુશરોની નજરમાં હલકા પડે તેના વિચારમાં પડતા.

સાધારણ રીતે પારસી નાટકની તવારીખમાં મરહુમ દાદાભાઈ ઠુંઠી નાટકના એક ગુરૂ અને ઉસ્તાદ તરીકે એઓમને નોંધાઈ ગયા છે. તેમની જીંદગીના બનાવોની નોંધ લેવાનો આ મોકો નહી હોવા છતાં એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે દાદાભાઈ જેવા એક કાબેલ અનુભવી અને કઠેન નાટકકાર ઉસ્તાદ મરહુમ કેખુશરોને પોતાના ઉસ્તાદ તરીકે કબૂલ કરી ગયા છે.

## નાટકોમાં ગાયનનો ભાગ.

આગલા વખતના નાટકોમાં સંગીત ઘણુંજ જુજ હતું. એક ખેલમાં ૭-૮ ગાયન તો ઘણુંજ ગણાતા હતા. તે ગાયન શિખવવા માટે મહિનાઓ આગળથી નાટકવાળાઓ બંધ બારણે 'પ્રેકટિસ' કરતા હતા. મરહુમ ડાક્ટર ભાઉ દાજીની દેખરેખ અને નીગાહબાનીની હેઠળ તે વખતે ગાયકીકર નાટક મંડળી મુંબઈમાં પોતાના સંગીત ખેલો ભજવી બતાવતી હતી જે ખેલો મી. કાબરાજી પોતાના પિતા નવરોજજી માટે આવતી 'કૉમ્પ્લિમેંનટરી' ટિકેટોથી જોવા પામતા હતા. અહીથી કાબરાજીના મનમાં એક બીજો નવો વિચાર પેદા થયો. નાટક તરફ તેમનું ધ્યાન દોડ્યું. જુની નાટકશાળામાં પારસી નાટક મંડળી નામે એક મંડળી તે વખતે ખેલો કરતી હતી. તે મંડળીને મરહુમ કેખુશરોએ 'તાનક્રેડ અને સીજીસમન્ડા'ના ઇંગ્રેજી ખેલનો તરજુમો કરી આપ્યો. મુંબઈના નાટક તખ્તા ઉપર કાબરાજીનો પહેલો ખેલ આ હતો.

એ પછી કસરતશાળાના લાભ માટે મી. કેખુશરોએ થોડાક ચુટી કાહાડેલા એનાડીઓ પાસે "કોમેડી ઑફ એરર્સ" વાળો શેક્સપીયરનો ખેલ ગુજરાતીમાં કરાવ્યો. એ ખેલમાં મી. ફરામરોઝ જોનીએ તે વખતે સ્ત્રીનો ભાગ ભજવ્યો હતો. એ ચુટી કાહાડેલા એનાડીઓમાં મરહુમ દાદાભાઈ રતનજી ઠુંઠી મી. ફરામજી ગુસ્તાદજી મરહુમ કાવજીભા ('કાવસજી ગુરગીન') મરહુમ હોરમજી નોદી અને મી. ખુરશેદજી માનોચેરજી માસ્તર હતા.

## કેખુશરો કાબરાજી એક નાટક મંડળીના માલેક તરીકે!

આ ચુટી કાહાડેલા એનાડીઓની મંડળી ચાલતી હતી તેટલામાં મરહુમ શેઠ મેરવાનજી સાહાપુરજી બંગાલીએ રાસ્ત ગોફતાર માં લખાણ કીધાથી મી. કાબરાજીએ એક નવી પદ્ધતિની પારસી નાટક મંડળી પોતાને હીસાબે અને જોખમે ઉભી કરવાની એક 'કાઇનેનશિઅન સ્કીમ' ઘડી કાહાડી તેમાં પગારદાર એનાડીઓ રાખવાની પેહલ સુચવી. પણ શેઠ સોરાબજી બંગાલીએ એક અધિપતિ તરીકે રહી, તેવી રીતે નાણાના જોખમદાર થઈ નાટકના માલેક તરીકે કામ ચલાવવા તેમને ના કહ્યાથી, તે યોજના મી. કેખુશરોએ મરહુમ મી. દાદાભાઈ ઠુંઠી, કાવજીભા અને હોરમજી મોદીને સ્વાધીન કીધી અને એરીતે

## વિક્ટોરિયા નાટક મંડળી

ઉભી થઈ હતી. એ મંડળીના બંધારણમાં વખત જતા ઘણા ફેરફાર થયા છે, તો પણ એની સાથનો પોતાનો સંબંધ મી. કેખુશરોએ કેટલેક દરજ્જે ચાલુ રાખ્યો હતો. જેમ મી. કેખુશરોના પેહલા ઇંગ્રેજી નાટકો તેમજ લાંબા અંતરે તેમના છેલ્લા બે પારસી સમારી નાટકો એજ મંડળીને ભજવવા આપ્યા હતા. બીજી ઘણીક બાબતોમાં એ મંડળી શેઠ કેખુશરોને આભારી છે, જે વાત એમના અને 'રાસ્ત ગોફતાર'ના માનમાં કરેલા ખાસ ખેલ વખતે મંડળીના હાલના માલેકે પોતાના ભાષણમાં કબૂલ કીધી હતી. પણ અને એ મંડળીમાં દાખલ થવા પામેલા ચોક્સ તત્વોને લીધે મરહુમ એટલા નારાજ અને નાસીપાસ થયા હતા કે તેઓએ એક વર્ષ ઉપરથી એ મંડળીના નાટકોમાં જવાનું બીલકુલ બંધ કીધું હતું. હવે એ નાપસંદ બીના આંતરે પડતી મુકી નાટકમાં ઉંચા પ્રકારનું સંગીત દાખલ કરવા માટે મરહુમે શું શું કીધું છે તે વિષે બોલુંછું.

## કેખુશરો કાબરાજી એક્ટર તરીકે

જેટલો શોખ મરહુમને સંગીત સુધારવા વધારવાનો હતો, તેટલોજ ઉમદા નાટકની તે વખતની હાલતને સુધારવાનો હતો. 'વિક્ટોરિયા નાટક મંડળી' એવાજ વિચારથી તેઓએ ઉભી કીધી હતી અને તેવીજ નેમથી તે નાટક મંડળી માટે 'બેજન મનીજેહ'નો ખેલ મરહુમે લખ્યો હતો. સૌથી પેહલા સારંગી તબલા સાથે ગવાતા ગાયન 'બેજન મની જેહ'ના ખેલથી શરૂ થયા હતા. એ ખેલમાં મનીજેહનો ભાગ ભજાવનાર એનાડી જમશેદજી દાજી નામનો એક ચાલાક જવાન હતો. મનીજેહનો ભાગ ભજવતા તે પ્રજાની મોટી વખાણગીમાં આવી ગયો હતો. આ 'જમસુ મનીજેહ'ના લગ્નને ટાંકણે તેને એક 'બેનિફિટ નાઈટ' આપવાનું નક્કી થયું. પણ તે ખેલમાં બેજનનો ભાગ લેનાર ધણી જે સાધારણ રીતે ધનજી બેજન'ને નામે ઓળખાતો હતો, તેનું ગળું બેસી જવાથી—ખેલની ટિકિટો મોટે ભાગે વેચાઈ ગઈ હતી, તે છતાં—ખેલ બંધ પડે એવા દરેક સંજોગો હતા. આવા વખતે કેખુશરો કાબરાજીને વળી એક નવો વિચાર સુઝ પડીયો—કાં નહી પોતે નાટક તખ્તા ઉપર પોતાનો નાટકી અનુભવ એક વાર અજમાવી જોય? તુર્તજ પોતે વિચાર કીધો કે પોતાની કલમથી લખાયલા ખેલમાં પોતેજ એક ભાગ ભજાવવો. એક ગરીબ હમદીનની ભલાઈમાં પોતાની માએનગીરી આપવાની આ તક હતી. તેને થતું નુકસાન અટકાવવાની શુભ નેમથી 'બેજન મની જેહ'ના ખેલમાં પોતે બેજનનું પાત્ર ભજવવાને કેખુશરો તૈયાર થયા. પણ 'રાસ્ત ગોફતાર'ના એ અધિપતિ કોઈબી કામમાં ઉછાછળાઓની માફક ઝીપલાવતા નહી હતા. તેઓએ પેહલા શેઠ સોરાબજી બંગાલી અને 'ટાઈમ્સ'ના તે વખતના માલેક મી. મનની સલાહ ચાહી. એક શુભ



*ઈંગ્રેજી ગાયનવિદ્યાનો પાઠ*

**મી. કાબરાજી અને મી લોપેસ.**

તેમ સામલભટ્ટની આ સુંદર વાર્તા, દોહરા અને ચોપાઈ, છંદ અને છપ્પામાં લખાયલી છે, અને ત્યાં સુધી મી૦ કેખુશરોએ એ કવિતાઓ તરેહવાર રાગ રાગણીમાં બેસાડીને ગાઈ બતાવી ત્યાં સુધી તે કેવી મધુર રીતે ગાઈ શકાય તેનો કોઇને ખ્યાલ પણ આવ્યો નોતો આ ત્યારે સગીતનીજ નહીં પણ ગુજરાતી સાહિત્યની સેવા થઈ આ વાચણ એટલું તો લોકપ્રિય થયુ કે પેહલે ગાયન મંડળીમાં, પછી ફરામજી કાવસજી હોલમાં હાનરેબલ મી૦ એરાબનેરનાં પ્રમુખપદ હેઠલ, પછી ભાત્યા માહાજનવાડીમાં પાલીતાણાના નામદાર ઠાકોર સાહેબના પ્રમુખપદ હેઠલ, અને છેલ્લે અમદાવાદમાં હેમાભાઈ લાઇબ્રેરીમાં ત્યાંનાં નગરશેઠના પ્રમુખપદ હેઠલ, એમ લોકોની માગણી ઉપરથી ફરી ફરીથી કરવું પડયું હતું.

એ પછી "રૂસ્તમ અને સોહરાબનો સગીતસાર" સાભળવા અનેક મેલાવડાઓ થયા. આ દાસ્તાન પસંદ કરવામાં મી૦ કેખુશરોની ખાસ મતલબ જુદા જુદા રાગો જુદા જુદા જુસ્સાઓને કેવા અનુસરતા છે, અને તેઠલા માટે બાબતને અનુસરતા રાગનાં ગીત કેમ જોડવાં જોઇયે તે બતાવવાની હતી. વાંચનાર જાણે છે તેમ ઉપલી હૃદયભેદક કથામાં એ પ્રમાણે તરેહ તરેહના જુસ્સાઓ જોવામા આવેછે. તેટલા માટે મી૦ કેખુશરોએ ગુજરાતી સલીમ એબાગમા ઉપલાં દાસ્તાનનો સાર લખી કાહાડવા ઉપરાત ૫૬ ગીત જુદા જુદા સહેલ તેમજ ખીકટ રાગના તૈયાર કીધા, અને તે પોતાનાં દીકરા દીકરીઓ તથા કેટલાક મિત્રોની મદદથી મોટા વગવાળા મેળાવડાઓ સન્મુખ ગાઈ સભળાવ્યાં આપણે ઇચ્છીશુ કે એ ગીતો તથા તેનાં રાગ રાગણી સાથનું મી૦ કેખુશરોએ જે દાસ્તાન તૈયાર કીધુ હતુ તે એમનું એમ બાહાર પડવા પામે તો તે ગીતો હંમેશાના જળવાઈ રહે.

એ પછી મર્હુમ માહારાણી વિક્ટોરિયાના જન્મદિવસની ખુશાલીમા એ બનાવને અનુસરતા ગાયનોનો એક જલસો કીધો હતો, તથા એક માહારાણીશ્રીની ૬૦ વર્ષની જ્યુબિલીના પ્રસગે ટાઉન હોલમા મોટો મેળાવડો સમક્ષ કીધો હતો. એ શિવાય એક જલસો મી૦ દાદાભાઈ નવરોજજી એમ. પી મુંબઈ આવ્યા ત્યારે તેમના માનમા તથા એક બીજો ભાવનગરના મર્હુમ ઠાકોરસાહેબ સર તખ્તસિંહજીના માનમા કીધો હતો એ શિવાય બીજા જલસાઓ અને પાર્ટીઓ જે નોતરેલા મેલાવડાઓ સન્મુખ થયા હતા તે સર્વે અત્રે લખાણ નહિ કરતા ધર્મખાતાઓની મદદને માટે કીધેલા જાહેર જલસાઓ ઉપર આવુંછુ.

ગજ્જરબાઈ ટાવરવાલી હોનારત વખતે મર્હુમ બાઇઓની યાદને ઇનામ આપવા માટે જે ફંડ ઉભુ થયું હતું તેના લાભ માટે મી૦ કાબરાજીએ એક જાહેર જલસો ફરામજી કાવસજી હોલમાં કર્યો હતો, જેમા સઘલા ગીત 'સ્ત્રી મરણનું મતલ્કાર્તન" કરતારા પસંદ કર્યા હતા એ જલસો ફરી એકવાર પારસી સુવાવડખાનાંનાં ફંડના લાભાર્થે કરયો હતો. ત્યારપછી ટાઉન હોલમાં એક મોટો જલસો ઘણાંક બાનુઓ અને ગૃહસ્થોની મદદથી મરુગાનાં રક્તપીતયાં નાચારોના આશ્રમગ્રહના ફાયદા માટે કરયો હતો જેમાં ગુજરાતી ગાયન શિવાય કેટલાક જાણીતાં ઇંગ્રેજી ગીતોનો ગુજરાતીમાં મી. કેખુશરોએજ તરજુમો કરી ગવડાવ્યાં હતાં આ જલસામાં એક પારસી કુટુંબ ઇંગ્રેજી વાજીંત્રો ઉપર મી. કેખુશરોએ ખાસ તૈયાર કરાવેલાં ગુજરાતી ગીત ઓરગન તથા ગાનારાઓ ભેગાં વજાડયાં હતાં, જે દેશી સગીતના સુધારામાં એક નવાઈ જેવો વધારો હતો આ જલસો સાંભળવા નામદાર ગવર્નર લાર્ડ હેરીસ અને લેડી હેરીસ ઉપરાંત પુષ્કળ યુરોપિયનો પણ હાજર થયા હતા, અને તે એટલો ફતેહમંદ થયો કે તે એકવાર ફરીથી ગાઈ સભળાવીને ખીજીવારની ઉપજ મી. મર્જબાનવાળાં ગરીબ જરથોસ્તીઓની નાવીનાં ફંડમાં આપી હતી

## ગુજરાતી રાજગીત.

ઉપલા જલસાઓ શિવાય બીજા ત્રણે ગાયનના મેળાવડાઓની ખાસ નોધ લેવાની જરૂર છે. ૧૮૮૨ માં ઇંગ્રેજી "નાશનલ એન્થમ" નો જુદી જુદી ભાષાઓમાં તરજુમો કરાવવાની કેનન હાર્ફર્ડ વિલાયતમાં જે યોજના ઉભી કીધી હતી તેના સબધમા ગુજરાતી રાજગીત તૈયાર કરવાનું મી કેખુશરો કાબરાજીને સોંપવામા આવ્યું હતું. આ રાજગીત તૈયાર કરી તે મજુર રહ્યા પછી મી કાબરાજીએ તે પહેલે ફરામજી કાવસજી હોલમા એક મોટી મીજલસ સન્મુખ ગવડાવ્યું હતું, જે વેળા નામદાર ગવર્નર સર જેમ્સ ફર્ગ્યુસન પ્રમુખસ્થાને બીરાજયા હતા તે પછી ટાઉન હોલમા નામદાર ગવર્નર લાર્ડ રે અને લેડી રેની હાજરીમા એક જલસો કીધો હતો જેમા દેશી અને ઇંગ્રેજી ગીતોના દાખલા આપી રાજગીતનો અસલ ઇંગ્રેજી રાગ દેશી સગીત શાસ્ત્રને આધારે દેશી રાગ જેવો છે તે બતાવવાની કોશેશ કીધી હતી આ વેળાએ ગુજરાતી ગીત પહેલવહેલાં "ઓરગન "મા ઉતરાવી તેની સાથે ગવડાવ્યા હતાં વળી મર્હુમ નામદાર પ્રિન્સ ઓવ વેલ્સ આલબર્ટ વિક્ટર મુંબઈ પધાર્યા ત્યારે તેમને ગુજરાતી રાજગીત સભળાવવા ટાઉનહોલમા એક ખાસ મેળાવડો કીધો હતો, પણ તે નામદાર એકાએક બીમાર થઈ જવાથી આવી શકયા નહી ત્યારે પાછળથી તેમની વીદાયગીરી વખતે બદરપર ગુજરાતી રાજગીત જેમ ઇંગ્રેજીમાં સાર "પારેસમા " ગવાય છે તેમ ગાઈ સભળાવ્યું હતું, જેની ફતેહને માટે નામદાર પ્રિન્સે મી૦ કાબરાજીને પોતે મુબારકબાદી આપી હતી. એ પ્રમાણે પ્રરામા પામેલુ "રક્ષરેવ " નું રાજગીત આજે અવિબધ સભળાય છે.

## જાહેરમાં ગાવા બજાવવાની પારસીઓની રીટ—મી કાબરાજીએ મેળવેલી ફતેહ.

"રૂસ્તમ સોહરાબના સગીતસાર"નાં ગીત ગાવામાં મી૦ કાબરાજીનાં દીકરીઓ પેહલ પેહલાં સામેલ થયાં હતાં, પણ એમની મતલબ જે બીજા પારસી બાનુઓ પાસે

ની મધરાવવાની હતી તે ચોકકસ એઓએ પાર પાડી તેમ કરવા માટે ઘણી હિમતની જરૂર હતી, અને વિરુધ વિચારવાળાઓ તરફથી મી૰ કાબરાજીને ઘણું સાંભળવું પડ્યું પણ તેઓના હાથમાં તે વખતે સુધારાવાળાઓનો છાપો 'રાસ્ત ગોફતાર' એક એવું તો જબરૂં હથીઆર હતું કે 'સોનીના સો તો લુહારનો એક' જેવી મજબૂતાઈથી તેઓ સુધારાના વિરુધીઓને હરાવી શકતા. 'રાસ્ત ગોફતાર' પોતાની જવાનીના જોરમાં એવું તો જોરમંદ હતું કે તે જમાનામાં કાબરાજીએ બતાવેલી સહનશીલતા માટે આજે જેટલું બોલ્યે એટલું થોડું ગણાય.

પારસી બાનુઓમાંથી ગાયન ગાવાની છીટ દૂર કરવા અને જાહેરમાં ગાયન કરવાના કામને ઉત્તેજન દેવાનું જે મુશ્કેલ કામ કેખુશરો કાબરાજીએ માથે ઉપાડી લીધું હતું તેમાં હવે તેમની ફતેહ શરૂ થઈ. તેમની ફતેહ એજ તેમનો સંતોષ હતો. પારસી બાનુઓ અને ગૃહસ્થોને જાહેરમાં ગાયન બજાવન કરતા જોઈ તેઓ બેહદ ખુશી થતા. આ લેખના લખનારે તૈયાર કરેલા 'રૂસતમ અને સોહરાબ'ના સંગીત દાસ્તાન તથા 'જમશેદ અને ઝોહાક'ના સંગીત કીસ્સાને જાહેરમાં ત્યારેબાદ રજુ કરવામાં આવતા ત્યારે મર્હુમ હમેશાં પોતાની સામેલગીરી ખુશીથી આપતા એટલુંજ નહીં પણ તે કામ પ્રસંગે પ્રમુખપદે બીરાજતા હતા.

કેખુશરો કાબરાજીની સંગીતની ફતેહ કુધારાના અંધકારમાં વિતનાશના કાળ વચેથી કેવી રીતે આજે પ્રકાશી રહી છે તે એક બાબતથીજ માલમ પડે છે કે આજે પારસીઓમાં ઘરેઘર રંગરાગ અને ગાનતાન ચાલે છે. ઘરેઘર વાજીંત્રો સાધારણ થઈ ગયાં છે. જાહેર મેળાવડાઓમાં આજે જે સંગીત ગાજીવાજી રહેછે તે મર્હુમની આગ મહેનતનું ફતેહમંદ પરિણામ છે. આ લેખના લખનારે ટાઉન હોલમાં કરેલા જલસા એમનાજ પહેલ પછીની વાત છે. સંગીતની આવી ફતેહની ૩૦ વર્ષ ઉપર કોણે આશા રાખી હતી? આજે જેઓ એ સુવાસથી પોતાના મગજનું સુખ લે છે, આજે જેઓ એ સુવાસથી મોજ અને એશઆરામ ભોગવે છે, અને આજે સંગીત જે આપણા પારસીઓમાં સ્ત્રી કેળવણીનો એક મુખ્ય ભાગ અને મુખ્ય શણગાર થઈ લાગ્યા છે તે સર્વેનું માન માગે એ મર્હુમ મિત્ર કેખુશરો કાબરાજીને ઘટે.

**દેશી રાગ રાગણીઓ વિષે ભાષણોની હારમાળા.**

મી૰ કાબરાજીએ સંગીતનું જ્ઞાન ફેલાવવા માટે 'જ્ઞાન પ્રસારક મંડળી તરફથી લગભગ ૨૦ ભાષણો જાહેરમાં આપ્યા હતા. પોતાની એ કોશીશ મર્હુમે છેવટ સુધી ચાલુ રાખી હતી, તે એટલે સુધી કે પોતાના મરણની એક મહિના અગાઉ એઓએ ગાયન વિષે એક વધુ ભાષણ આપવાનો ઠરાવ કીધો હતો. આ લેખના લખનારને, સંગીતના વિષય ઉપર 'જ્ઞાન પ્રસારક મંડળી' તરફથી ભાષણ આપવાની સલાહ મર્હુમેજ આપી હતી.

મી૰ કાબરાજીએ આપેલા સંગીતવિદ્યાને લગતા ભાષણોમાં નીચે પ્રમાણે મુખ્ય હતા—

૧ "દેશી સંગીત'
૨ 'દેશી સંગીત વીદ્યા' (બે ભાષણ)
૩ "સ્વરવિદ્યા'
૪ "તાલ વિદ્યા
૫ "રાગ વિદ્યા
૬ "પારસી ગાયન
૭ "પારસી લગ્નના ગાયન"
૮ 'ગરબા'
૯ "રાગણી ઇત્યાદી'
૧૦ 'ગાયનની ભાષા
૧૧ "હોળીના ગાયન
૧૨ 'મલ્હારના ગાયન'
૧૩ "બહારની મોસમના ગાયન (આપવા ધારેલું છેલ્લું ભાષણ અધુરે ગયું)

એવી રીતે દેશી સંગીતની સેવા બજાવનાર, પારસી કોમમાંથી કસબીઓના નાચ અને નાયકણીઓના તાએફાના રેવાજને જુસ્સાથી ઉખેડી નાખનાર, દેશી નાટક તખ્તાને સુધારનાર મુંબઈ શહેરમાં સંગીત કળાનો શોખ પેદા કરનાર સંગીતને નાટકમાં આમેજ કરનાર એક સાચો પારસી સુધારક, કલમનો એક કાબેલ ધણી, પારસી લેખકોની કલગી—પોતાની કોમ તરફ પોતાના દેશ તરફ પોતાના ધર્મ તરફ અને છેલ્લે પોતાના રાજકર્તા તરફ સાચા અને સાફ મગજથી વફાદારીભરી સેવા બજાવી દોસ્તો અને કુટુંબીઓને ગમમાં ગરક કરી ગુજર પામ્યો છે. 'એ ખુદા! તારો પ્યાર ક્યાં છે? અએ મોત! તારો માર ક્યાં છે? ખુદા કેખુશરોના રૂહને શાન્તિ બક્ષો!'

દામ રહા ન જામ ન સીકન્દર શાહ બાદશાહ
તખ્તે જમશીદ સેંકડો આએ ચલ ગએ



# કેખુશરો કાબરાજી—પત્રકાર અને લેખક તરીકે.

લખનાર—મી૦ પેસ્તનજી ખ૦ તારાપોરવાળા.

એક પત્રકાર અને એક લેખક તરીકે કેખુશરો કાબરાજી એક અસરકારક અભ્યાસ પૂરો પાડે છે. હિંદના આગલા તથા હાલના તમામ દેશી અધિપતિઓની હરોળમાં કાબરાજી એક એવું નામ ધરાવતા હતા, કે જેણે પૂર્વથી પશ્ચિમ સુધી અને હિમાલયથી કન્યા કુમારી સુધી જો એકસરખું વ્હાલ નહિ તો એકસરખી વિખ્યાતી મેળવી છે. એક પત્રકાર લેખેની કેખુશરો કાબરાજીની કારકીર્દી અલબતાં ખામીઓથી ખાલી તો નહિજ હતી. મગર એ કાંટા અને કવચ વચ્ચે કાબરાજીના ચોક્કસ અંગત ગુણો એક એવો અમર પમરાટ મુકી ગયા છે, કે જેને લીધે દરેક પ્રમાણિક દિલ એ વિરળા પુરૂષને તેના સઘળા દોષો સાથે ચાહવાને તથા માન આપવાને હમેશ ખેંચાતું અને ખેંચાતું રહેશે.

સ્વતંત્રતા, બાહોશી, અને આપ-આશ્રયતના ત્રિશુલમાં કાબરાજીની ફતેહનો આખો ભરમ સમાયલો હતો. એક અસાધારણ માણસના બાબમાં સરજત સદા જેમ કરે છે તેમ એ લખનારની પેહેલી સેવાઓ તો ખીનકદર જમીનપર જઈ પડી. મગર છતીના લેખે કાબરાજી નામનું રાસ્ત ગોફતાર નામ સાથનું ઐતિહાસિક જોડાણ કરવાને આગળથીજ નિર્માયું હતું, અને એ સંબંધે જેમ પત્રની તેમજ પત્રકારની ખ્યાતીને કેટલી બુલંદ બનાવી, તેથી ફક્ત ગુજરાતી બોલનારીજ નહિ પણ તમામ દેશી આલમ માહિતગાર છે.

આજથી અર્ધી સદી ઉપર એક એવા હિંદી પત્રે દિવસની રોશની દીઠી, કે જેણે તેના જન્મની સાથેજ સુધારા અને સચ્ચાઈની તરફથી પોતાનો આવાજ બલતવારીથી બહાર પાડવાને કસદ કીધો હતો. અલબતાં તે એક નાદર અને એક નેક ઠરાવ હતો, મગર તેને અમલમાં મુકવાનું કામ એક એફલિમને માટે પણ મુશ્કેલ હતું. છાપાના મેદાનમા કાબરાજી એક એફલિમ હતા હિંમત અને આપઆખત્યારી,—એ બે ઘોરણોને અનુસરીને ચાલવા સારૂ "રાસ્ત ગોફતાર" ને તેના પેહેલા માલેકોએ જન્મ આપ્યો હતો.* મજકુર પત્રના અધિપતિની સત્તા મેળવવા જોડે ઉપલી બે રાહેપર રસ્તો કાપવાની જોખમદારી કાબરાજીએ માથે લીધી. તેણે પોતાની કલમનો હિંમતને જમણો અને આપઅખત્યારીને ડાબો હાથ બનાવ્યો. અને એ બે હથિયારોને પોતાની એક પત્રકાર લેખેની જિંદગીના છેડા સુધી વફાદારી સાથે વળગી રહીને તેણે "રાસ્ત ગોફતાર" ની કીર્તિના સ્થભને એક મનોહર સુંદરતા આપી છે

ખુદ કેખુશરો કાબરાજી સાથે 'રાસ્ત ગોફતાર" ના માલેકોએ સને ૧૮૬૨ માં જે કરાર કીધો હતો, તે કરાર અક્ષરે અક્ષર પાળવાને તેણે ચાલુ ખંત અને કાળજી દેખાડી છે. એવો એક કરાર અદા કરવાનું કંઈ સેહેલ કામ ન હોતું. કારણ બીજી શર્તો સાથે તેણે કાબરાજીને ઈંગ્રેજ સરકાર તરફ સાચી વફાદારી બતાવવાને માટે બાંધી લીધા હતા ખરેખર, હાલજ એક પ્રમાણિક હિંદી અધિપતિની મુશ્કેલી ઉભી થાય છે. લૉર્ડ કર્ઝનના શબ્દોમાં રાય અને રૈયત વચ્ચે ઈનસાફનાં "ત્રાજવાંને સમતોલ ધરવું,"—એ દરેક લેખકની મકદૂરમાં નથી. અને એવું એક બિકટ સાહસકર્મ પાર પાડવાની આજ્ઞા "રાસ્ત ગોફતાર"ના અધિપતિને શીર તો ખાસ આવી પડી હતી. દરેક પત્રકાર કાબરાજીની માફક સરકાર તરફ સંપૂર્ણ વફાદારી જાળવીને પછીજ પોતાની કલમનો ઘોડો ડપટાવવાની લેખિત કબૂલાત કરતો નથી. તેમ વળી દરેક પત્ર "રાસ્ત ગોફતાર"ની માફક "આપણા દેશીઓની હરએક તરાંહાંની-શું સરકાર બાબેની ઈચ્છા શું હરએક કારોબારીઓ બાબેની ફરીયાદ, હોએચ, તેને" સ્વતંત્ર આવાજ આપવાનો પોતાના જન્મની જોડેજ વાચક આલમની સાથે કરાર* કરતું નથી.

રાજા અને પ્રજા વચ્ચેનો ઉપલો હિસાબ બરાબર જાળવવામાં કાબરાજી કેટલે હિસ્સે ફતેહમંદ નીવડ્યા છે? મેં આગળ જણાવ્યું તેમ સાર્વજનિક લાભની સાથે અગત્યનો તાલુકો ધરાવતા અનેક મોટા રાજદ્વારી સવાલોના બાબમાં તેણે રૈયતની હાજતો અપક્ષપાતપણે અને અસરકારક રીતિ રજુ કીધીછે. એક બાજુએ સરકારનાં કામોને અપમાનકારક ભાષામાં હીણી નહિ કાઢતાં બીજી બાજુએ પ્રજાના વાજબી હકોને માટે તેણે "રાસ્ત ગોફતાર"ની કટારોમાં સંખ્યાબંધ બહાદુર લડતો ચલાવી છે. ખેતીવાડીની આબકારી, લશ્કરી, અને બીજી અનેક જાહેર બાબતોની ચર્ચામાં તેણે લોકલાભનું કાળજીથી રક્ષણ કીધું છે.

મારે કબુલ કરવું જોઇએ કે પાછલાં વર્ષોમાં ચોક્કસ બાબતો વિષે "રાસ્ત ગોફતાર"ના વિચારોમાં એક અપ્રજાપ્રિય ફેરફાર થવાની ફરિયાદ ઉઠી છે, પણ તે એક મતફેરની વાત છે. કાબરાજીએ પોતે અનેક વાર એ વિષે ખુલાસો આપ્યો છે, ત્યારે એટલું તો આપણે માનવુંજ જોઈએ કે એ નર ગમે તે લખતો તે એક પ્રમાણિક અંત:કરણથી લખતો હતો. કેખુશરો કાબરાજીએ અધિપતિની ખુરશીને ન્યાયાસન જેવીજ પવિત્ર પ્રમાણી છે, અને તેથીજ તેનું નામ એક પત્રકાર લેખે હિંદના બધા ભાગોમાં મશહુર બન્યું છે તેણે તો સ્વતંત્રપણાના જુસ્સામાંજ, જાહેર લાગણીના જોરામાંજ, પોતાની કલમ ડપટાવી છે એ ધસારાબંધ લેખણુ-સ્વારીમા કોઈવાર તે ખોટે રસ્તે હાંકી ગયા હશે, ખાડા અને ખાંચુમાં ગબડ્યા હશે. મગર તેની મકસદ તો પ્રમાણિક હતી, તેનો હેતુ સાફ હતો, તેની નેમ ઉંચી હતી, તેનો ખ્યાલ બુલંદ હતો ખરેખર, પોતાની સગવડ સાવચેતીથી તપાસીને જે બાજુએ વધુ સિક્કા હોય ત્યાં ધસી પડનાર લોભ્યા અધિપતિ તે નહિજ હતા, પણ પોતાના ખાબોને ભોગે પણ અંત:કરણને વાજબી લાગે તે બેધડક બોલનાર તે હતા!

* "અહેવાલે રાસ્ત ગોફતાર," સફો ૧૧

* "રાસ્ત ગોફતાર," ૧૫મો નવેમ્બર ૧૮૫૧.



" રાસ્ત ગોફ્તાર " અને " શ્રી બોધ "ના ૪૦ વર્ષ સુધીના અધિપતિ.

બાકી તો કાબરાજીનો એક નાટકકાર તરીકેનો "Motif"—સમજવામાં તદ્દન નિષ્ફળ ગયો છે. એક નાટકકર્તા મહાન હોવાને માટે તે જેટલો એક ચિતારો તેટલોજ એક શિક્ષાગુરૂ હોવો જોઇએ જેમ ખરી જિંદગી—શેકસપિયરે જણાવ્યું છે તેમ–નાટક તખ્તાનો ભાસ આપે છે, તેમજ નાટક–તખ્તાનું કામ ખરી જિંદગીનો ભાસ આપવાનું છે ખરૂં મગર તે નાટક–તખ્તાનું આખું કામ નથી, એ બીના પણ ખાસ ધ્યાનમાં રાખવી જોઇયે એક પ્રજાની અથવા એક દેશની ખરી જિંદગીમાં ઘણુંક એવું છે કે જે રસીલું અને બોધક છે; પણ બીજી હાથપર તે ખરી જિંદગીમાં ઘણુંક એવું રહે છે કે જે સદ્ગુણી, નકલ કરવા લાયક, નમુનેદાર રહેતું નથી એક સારા નાટકકર્તા તેટલા માટે પોતાનું એક ચિતારા તરીકેનું કામ એટલાજ પ્રમાણમાં બજા લાવે છે, કે ખરી જિંદગીના જે રંગો પોતાની ખાસિયતથી ખેંચાણ કરે છે તે રંગોને બહાર લાવીને તે પોતાના તમાશબીનોની નજર-ની આગળ ખડા કરે છે મગર હાં તેનું એક ચિતારા તરીકેનું કામ પૂરૂં થાય છે અને એક શિક્ષાગુરૂ તરીકેનું કામ શરૂ થાય છે, તે નાટકકર્તા પોતે જે જિંદગીનો ભાસ રજુ કરતો હોય, તેના પેલા ખરાબ અસર ઉપજાવનારા નાપસંદ રંગો નીસ્તીમાં ડુબાવી દઇને તે રંગોને બદલે તે પોતાની તરફના કાલ્પનિક રંગોનો એક નહિ જેવો અસર પેલા ખરી જિંદગીમાંથી બહાર કાઢેલા રંગોમાં મેળવી નાખે છે ખરી જિંદગી ( realism ) અને કાલ્પનિક જિંદગી ( idealism ) એ બેની હાજરી વગર કદિ પણ એક મહાન નાટક ઉપજી શકતું નથી તેટલાજ માટે શેકસપિયરના નાટકો આજે જમાનાઓના જમાના સુધી લોકોના દિલ અને આત્મા ઉપર હકુમત કરતા રહ્યા છે, અને હવે પછી જમાનાઓના સુધી કરશે એક નાટકકાર તરીકે કાબરાજીએ એવોજ એક ઉંચો નમુનો પોતાની માનસિક નજર આગળ ધર્યો હતો, અને તેથીજ ફક્ત લોકોને બે ઘડી હસાવી-રમાડીને બગાડી નાખનારા નહિ પણ ગમત સાથે આનંદ આપનારા જ્ઞાની અને બોધક નાટકો તેણે ગુજરાતી સાહિત્ય અને દેશી રંગભુમિને બક્ષ્યા છે જ્યાં સુધી મારા વિષયને લાગેવળગે છે, ત્યાં સુધી નાટકકર્તાએ ઉપલું ધોરણ કેવી રીતે અમલમાં મુક્યું છે તેનો એકજ દાખલો આપીશ કાબરાજીના નાટકોમાં પારસીઓના ઘરમાં દરરોજ બોલાતી મરડાયલી—મચડાયલી ભાષા વાંચવાનો તમને ઓરતોજ રહી જશે આ લેખક માનતો હતો કે જો કે ખરી જિંદગીમાં બોલાતી ભાષા આબેહુબ રજુ કરવાનું એક નાટકકારનું કર્તવ્ય છે, તોપણ ચાલુ ભાષાના "realism" ની જોડે નમુનેદાર ભાષાનું 'idealism' પ્રજા આગળ ધરવાનું એક નાટકકારનું પહેલું કર્તવ્ય છે એ મુજબ ત્યારે નાટકની રચના અને રસીકતાના ભેદી ઊંડાણમાં પેલો પારસી ગુજરાતીને સુધારવાના પાછળ ઉલટથી મંડેલો સાહિત્યનો ચેલો અનદીઠ રીતે પોતાની માતૃ—વાણીની ઉપાસના કર્યો જતો હતો

હાં વળી કાબરાજીના નાટકોમાં આવતા ગાયનો વિષે એક ખાસ નોંધ લેવી ઘટે છે એ નાટકોમાં આપણે ઘણું કરીને સારી રાગ અને ઉમદા રાગણીઓ વધુ પસંદ કરેલી જોઇયે છિયે મગર એ ગાયનોની વધુ દિલપઝીર ખાસિયત તો એ છે, કે તેમની ભાષાની મધુરતામાં અને વિચારની સુંદરતામાં તેઓ ઘણા ખરા દરેક કવિતા છે. અલબત્તા કોઇએ કહ્યું છે તેમ દરેક કવિતા એક ગાયન છે, અને દરેક ગાયન એક કવિતા પણ કવિતાના અંગત તત્વો કાબરાજીના ગાયનોમાં જેટલા ખુલ્લાં મળી આવે છે, તેટલા કોઈ પણ બીજા પારસી નાટકકર્તાના ગાયનોમાં આપણને જડતા નથી ગાયન સાહિત્ય નથી, પણ કવિતા સાહિત્ય છે તેટલા માટે કાબરાજીએ ફક્ત પોતાના નાટકોના ગદ્યમાંજ મેં ઉપર દેખાડયું તેમ સાહિત્ય ભર્યું નથી, પણ તે નાટકોના સંગીતમાં પણ સાહિત્ય રેડયું છે. હાં ત્યારે આપણને પેલા સાહિત્યના આરાધકની સાચી વફાદારીની એક બીજી નાદર ગવાહી મળી આવે છે

કાબરાજીના નાટકોમાં આવતા ગાયનો આપણી પ્રજાના વ્હાલમાં જે આગેવાન જગ્યા રોકે છે, તેને ઉપલા સબબને સારૂ તેઓ તદ્દનજ લાયક છે આ ગીતો ફક્ત એ લેખકના નાટકોમાંજ સમાયલા નથી, પણ "રૂસ્તમ સોહરાબનો સંગીત સાર,' અને "વંચાયલો વર' તથા "ભોળો દોલો" ના વાચન વિગેરેમાં પણ તેમની લહેજત આપણને ચખાડવામાં આવી છે કાબરાજી એ ગીતો જે સહેલાઇથી રચી શકતા હતા, તે ખરેખર અજાયબી પમાડનારી હતી જે દિવસે તેમને એક ચોક્કસ વાચન કરવાનું હોય, તેજ દહાડાની સહવારે બેસીને તેને તેજ વખતે કાબરાજી પાસ-છ કે તેથી પણ વધુ એવા ગીતો જોડી કાઢતા હતા તે છતાં—આ પુસ્તકમાં આપેલા કેટલાક ગીતના દાખલા ઉપરથી વાચનાર જોઇ શકશે કે—એ ગીતો કેવી ઉંચી રાગરાગણીઓ ઉપર, સુર અને શબ્દોની મેળવણીપર કેટલું ધ્યાન રાખીને રચવામાં આવતા હતા, અને કેવી નિર્મળ નીતિના સહેલા પાઠ શિખવતા હતા એ વાતનો જ્યારે આપણે ખ્યાલ કરિયે છિયે,—ત્યારે આપણે એકજ છેવટ પર આવિયે છિયે કે આ નાદર અને નમુનેદાર ગીતો જોડવાની કાબરાજીની શક્તિ કેવળ અદ્ભુત અને અસાધારણ હતી

કાબરાજીની વાર્તાઓનો મિઠાશ અને બોધ કિયા ગુજરાતી વાચનારે મેળવ્યો નથી? નવલકથા ઇંગ્રેજી સાહિત્યમાં જેવો અગત્યનો દરજ્જો ભોગવે છે તેવો તે ગુજરાતી સાહિત્યમાં ભોગવતી નથી કારણ ગુજરાતી વાર્તા લખનારાઓનો મોટો ભાગ સાહિત્યમાં કાયમનું જળવાઈ રહે એવું કંઇ લખવાના કરતા લોકોના દિલ જેથી કરીને મોથી વધારે ખેંચાય અને ચોપડીનો ઉઠાવ તુર્તવેળા મોથી ઉતાવળો થઇ જાય એવી રીતે વાર્તાઓ રચવાની ફિકર વધારે રાખે છે આ બાબત ઉપર આ અરના લખનારે પોતાના એક જાહેર ભાષણમાં ખુલ્લા દિલથી થોડાક મજબુત બોલો બહાર પાડવાને જરૂર વિચારી હતી મગરૂર ટીકા જે ખાલિસ મકસદથી પસાર કરવામાં આવી હતી, તે મકસદ પામવાની ઘણા થોડા લેખક મહાશયોએ તસદી લીધી હતી એક ગૃહસ્થે તો મને જાહેર 'ચૅલેંજ' કીધી હતી, કે મારા ઉપલા વિચારો સાથે મારા સાંભળનારાઓમાંથી એક પણ માણસ એકમત થયલો મારે બતાવી આપવો આ ભાઇને થોડીજ ખબર હતી કે મારૂં ભાષણ સાંભળ્યા પછી કેખુશરો કાબરાજી જેવા એક નામધારી પારસી લખનારે પોતે મને એક ખાસ પત્ર લખીને મારા મજકુર વિચારો સાથે પોતાની દિલસોજી દેખાડી એ વિચારો બહાર પાડવામાં મેં બતાવેલી હિંમતની વખાણ

# સ્ત્રી કેળવણી તથા સંસાર સુધારાની ફતેહો.

## લખનાર—ડાકટર રતનબાઈ રૂસ્તમજી મલબારવાળા.

બેહેસ્તનશીન શેઠ કેખુશરો નવરોજજી કાબરાજીની સ્ત્રી કેળવણી તથા સંસાર સુધારા સંબંધી લડતોથી આજ કોણ અજાણ્યું છે. કાબરાજી નામ સાથ પારસી સંસાર સુધારાનું નામજ જાણે જોડાયલું છે. "રાસ્ત ગોફતાર" પત્રના પોતાના અધિપતિના ઓહોદાની ફરજ દરમ્યાન, તેમજ જાહેર શોહેરી તરીકેની પોતાની કારકિર્દી દરમ્યાન એ હિંમતવાન નરે ઘણાક સંસારી સવાલોના હિંમતથી નિકાલ લાવ્યા હતા. આજથી આશરે પચાસ વર્ષ ઉપર જુદદીન સાથ ખાવું પીવું પારસી ધરમની રૂએ ઘણું ખોટું ગણાતું હતું, અને તે વખતે તેને લગતી પુષ્કળ તકરાર થતી હતી, પણ જ્યારે મર્હુમ શેઠ કાબરાજીએ "રાસ્ત ગોફતાર" પત્રમાં તરેહવાર તકરાર પછી બતાવી આપ્યું કે એ તો ફક્ત મનની સુગ છે, ત્યારથી પારસીઓમાં જુદદીન સાથ ખાવું પીવું ચાલુ થયું હતું. એ સુગ એટલી હદ સુધીની હતી કે ૧૮૫૭ના બળવામાં મદદે આવેલા ઇંગ્રેજી લશકરને જ્યારે જયાફત આપવામાં આવી ત્યારે જ્યાફતમાં નાણું ભરનારા ઇંગ્રેજ સાહેબો સઘળા જમવા બેઠા હતા, તે વેળા તેમના જેટલું, બલકે વધુ નાણું ભરનારા પારસી શેઠીઆઓ, ખાણાંના ચુકરા ઉપર ભાગ ન લેતાં, ઇંગ્રેજોની આસપાસ ઉભા રહ્યા હતા, જે દેખાવ ખીદમતગારો સુફરા આસપાસ ઉભેલા હોય તેવો કાંઇક ભાસ આપતું હતું. એવા દેખાવની "રાસ્ત ગોફતાર"માં શેઠ કાબરાજીએ હાંસી તેમજ ઠેકડી કીધી હતી. એવા લખાણો પછી હાલમાં અને તે વખતમાં એ બાબતમાં શી તરેહનો ફેરફાર?

એ ઉપરાંત શેઠ કાબરાજીએ "રાસ્ત ગોફતારમાં" બાળ લગનના સવાલ માટે, તથા પારસીઓના વારસા હીસ્સાના સવાલ બાબે પણ જબરી જીકર ઉઠાવી હતી. અને બાળ લગનનો જંગલી રેવાજ બંધ પડી ગયો, એ શેઠ કાબરાજીના "રાસ્ત ગોફતાર"માંના હિમાયત કરેલા સુધારાઓની એક મોટી જીત થઈ પડી છે.

"રાસ્ત ગોફતાર" જન્મ પામવા સાથ સ્ત્રી કેળવણીનો સવાલ હાથ ધરવામાં આવ્યો હતો, જે વખતે સ્ત્રીઓને કેળવણી આપવા માટે મજબુત વિરૂધતા ચાલતી હતી. એ વિરૂધતા એટલે દરજ્જે આગળ વધી હતી કે સ્ત્રીઓને કેળવણી આપવી એવો શબ્દ બહાર કાઢનારને કોમ દુબાઉ, કોમનું નખોદ વાળનાર, એવા અપશબ્દોથી વખોડી કાઢી નાખવામાં આવતો હતો. એવી વિરૂધતાના વખતમાં, એવો સુધારો દાખલ કરવા માટે મોટી ધીરજ, ઘણી સહનશીલતા અને જાતી ભોગની જરૂર હતી. એ સર્વે ગુણો મર્હુમ શેઠ કાબરાજીમાં સમાયલા હોવાથી, ભારે પેહેલવાની અને મરદાનગીભરેલી હિંમતથી સ્ત્રી કેળવણીનો સવાલ મર્હુમ શેઠે આગળ વધાર્યો હતો, અને તે વખતની વિરૂધતાના વમળમાં તેને ડુબી જતાં સેહજમાં તેરવી કાઢ્યો હતો. સ્ત્રીઓને કેળવવી એ તે વખતે એક અધર્મી અને પાપનું કામ લેખાતું હતું, અને તેની મજબુત હિમાયત પોતાની તીક્ષ્ણ કલમ અને ખંતભરેલા કામોથી મર્હુમ શેઠ કાબરાજીએ કીધી હતી. જ્યારે ગુજરાતી કેળવણી માટે આટલી બધી મુશકેલી હતી ત્યારે સ્ત્રીઓને ઇંગ્રેજી કેળવણી આપવા માટે તો એક શબ્દ પણ ઉચ્ચારવાની કેળવણીના હિમાયતીઓ હિંમત કરી શકતા ન હોતા. તે વખતની સ્ત્રીઓનાં અભણપણાનો વિચાર કરીએ છીએ અને હાલ જ્યારે પારસી બાનુઓની આગળ વધેલી કેળવણી આપણે તેની સાથે સરખાવીએ છીએ ત્યારે આપણને કેવી ખુશાલી લાગેછે કે આટલા અરસામાં સ્ત્રી કેળવણી કેટલી આગળ વધી છે! એ સર્વે રૂડાં વાણાં મર્હુમ શેઠ કાબરાજીની ખરી કાળજીભરેલી ખંતને આભારી છે. સ્ત્રી કેળવણીના પ્રકાશ પછીજ પારસી સ્ત્રીઓમાં ધર્મ સંબંધી, તનદરૂસ્તી સંબંધી અને સંસાર સંબંધી જે ખ્યાલી વેહેમો પેઠસ થયલા હતા અને જે કોમનો અણુદીક નાશ કરતો હતો, તે જડમુળથી હાલમાં ઉખડી ગયા છે. કોમનું ભલુ કરવા માટે આ કાંઈ નાનું જેવું કામ નથી, અને કોમના ભલા માટે આવાં કાર્યો કરનારની કદરશનાસી સુધરેલા દેશોમાં સોનાને તોળની થાય છે, તેની કશી કદરશનાશીની દરકાર કર્યા વિના મોટા જાતી ભોગે મર્હુમ શેઠ કાબરાજીએ સ્ત્રી કેળવણીના બાબમાં કોમની અમુલ્ય સેવા બજાવી છે. એવી સેવાઓની જો ગેરહાજરી રેહેત તો આ લખનારને ભય લાગેછે કે સ્ત્રી કેળવણીનો સવાલ સદન્તર કચડાઈ ગયો હતે, અથવા એટલે દરજ્જે આગળ વધી શક્યો ન હતે. મર્હુમ શેઠ કાબરાજીના સંતાપકારક મરણથી પારસી સ્ત્રી કેળવણીની હિમાયત કરનાર એક ઝળકતો સેતારો અસ્ત પામ્યો છે, અને લાંબા વખત સુધી એવા ઝળકતા સેતારાની રોશનીની ગરજ પારસી કોમને રેહેવાનીજ.

મર્હુમ શેઠ કાબરાજીએ ફક્ત સ્ત્રી કેળવણી અને પારસી સંસારના સવાલો હાથ ધરી સબુરી પકડી થી. પણ સ્ત્રી જાતીના છુટાપણાનો સવાલ પણ "રાસ્ત ગોફતારમાં"

ઘણા જોગથી અગ્ગાળ્યો હતો. આગના વખતમાં એક પારસી સ્ત્રીએ કોઈ મેળાવડામાં હાજરી આપવી એતો જાણે ખૂન થવા જેવી વાત હતી અને બાપડી સ્ત્રીઓએ શું એક મોટો ગુનાહ કીધો હોય તેમ તેણીઓને હેક વાતે બાતલ ગણવામાં આવતી હતી. આપણી કન્યાશાળાઓના વાર્ષિક મેળાવડામાં શિક્ષકની બાળકીઓના બાપોજ માત્ર હાજર થતા હતા અને બાનુઓને નોતરવામાં પણ આવતી નહી હતી. એવા મેળાવડામાં સ્ત્રીઓની હાજરીની જરૂરયાત શેઠ કાબરાજીએ પોતાના અધિપતિપણા હેઠલ ચાલતા "રાસ્ત ગોફતાર"માં બતાવી અને તુરત ને ચાલુ જ ગણવાથી એક વખત મરહુમ શેઠ બેહરામજી જીજીભાઈના બાગમાં તથા બીજી વખત તારદેવના "પ્રિ" હાલમાં જરથોશ્તી છોકરીઓની નિગાહ રખી તરફના મેળાવડામાં પારસી બાનુઓને નોતરા થયા હતા અને એ રીતે બાનુઓએ મંડળમાં ફરવાની પહેલ થઈ.

શેઠ કેખુશરો કાબરાજીએ અધિપતિપણા દરમ્યાન ખબરોના કામો ઉપરાંત ખાનગી રીતે પણ એઓ સ્ત્રી કેળવણીને ઘણુ ઉત્તેજન આપતા રહ્યા હતા. આ લખનારને પણ એક વખત લખવાનો શોખ ઉત્પન્ન કરવામાં એમનુ ઉત્તેજન ઘણુ હતુ.

મરહુમ શેઠ કાબરાજી સ્ત્રી કેળવણીના હિમાયતી તરીકે સંસાર સુધારક તરીકે તથા કોમમાં દાખલ થયેલા નાખી મુદતના જુના રિવાજોનું બળતવારીથી ખંડણ કરનાર તરીકે નામના મેળવી ગયા છે. પારસી સ્ત્રી કેળવણીના એઓ એક ખરા શૃંગાર હતા પણ અફસોસ છે કે મારી બેહનપણીઓ જેઓ હાલના જમાનામાં કેળવણીના બળથી ઉગી નિકળીછે, તેઓ આ કેળવણીની હિમાયત કરનાર બહાદુર નરની તેના મરણ બાદ જરા પણ કદરદાની કરતી જણાતી નથી.



## સર્વજીત મીઠી બોલી.

બેહાગ—ચાલ ચતરંગી ચાલે.

મીઠા વેણુ ભરે તે જે ન કડવા ઝેર,
મારે ગોળે વળે ના જેનું ઝેરી કેહેર,
દેખાડે મમતા મધુર માયા મેહેરે,
માન પામી વસે તે શું ગામ કે શેહેરે—મીઠા વેણુ૦
વળે શું, વળે શું ધમકી ધાવન થકી?
નથ વાણી પામે જીતજ નકી
જીભથી મીઠી કામની પકી
વદે જેમ જેમ, વદે શુભજ વકી
જીતે જગતે સર્વના વાત મધુર બકી—મીઠા વેણુ૦
મીઠી જીભની અમર જાદુઈને ચમત્કારી
સ્વાદિષ્ટ છે તે એક મિઠાશની મધપુડી,
કામ સરે વાપરે મીઠી જુબાન તો
કડવા વેણ ઉચ્ચારે તે ખરોજ અનાડી

કે૦ ન૦ કાબરાજી



# શેઠ કેખુશરો નવરોજજી કાબરાજી.

## એક ચુસ્ત પારસી અને હિંમતવાન ધર્મસુધારક.

### લખનાર—એરવદ શેહેરીઆરજી દાદાભાઈ ભરૂચા.

---

ગઈ સદીના છેલ્લા અરધા ભાગમાં પારસી કોમના ધર્મ સબંધી તથા તેઓની પુરાતન તવારીખ સબંધી જે જે ચરચાઓ અને સુધારા વધારા થવા પામ્યા છે તેમાં મર્હુમ શેઠ કેખુશરો કાબરાજીએ પોતાની બળવાન કલમથી કેવો અને કેટલો ભાગ લીધો હતો અને તેના સબંધમાં એ મર્હુમની કેવી ખામીઅત માલમ પડે છે તેની કેટલીએક માલદામત ઉપરથી ઉપજાવેલી નોંધ કરવી એ આ વિષયની મતલબ છે.

આજે જરથોસ્તી ટોળામાં ધર્મ સબંધી તથા ઈરાનની પુરાતન તવારીખ સબંધી શુદ્ધ જ્ઞાન જે થોડું ઘણું આગળ વધ્યું છે તેનું અને તેવું ગયા પચાસ વર્ષ ઉપર નહીં હતું. ધર્મ સબંધી તકરારો અને તવારીખ સબંધી લખાણો થતાં હતાં ખરાં પણ તેઓમાં પશ્ચિમ તરફના વિદ્વાનોથી દિનપરદિન એ બાબતો ઉપર જે જે અજવાળાં પડવા માંડ્યાં હતાં તેની વાકેફી નહીં સરખી હતી. દસ્તુર, મોબેદ અને બેહદીનો જ્યારથી મજકુર બાબતો ઉપર વાદવીવાદો કરતા હતા ત્યારે ચાલતી આવેલી રીતે ઊંડાણમાં ઉતરવા વિના તકરારો કરતા હતા. ખરૂં છે કે તાબુત, મોહરમાવલી હોલી, કાકાબલીઆ, છઠી, રાંદેર, ઈરાની રોજે, તાવીજ, માદલીઆ, બાડાઅપતી અને એવી એવી બીજી પરધર્મની માનતાઓ તથા જાદુ ટોણા, ભુત ખવીસ, મંતર, મુઠ, નજર લાગવી વગેરે વહેમો છોડાવવા ઉપર આગલા પારસી સુધારાઓએ કોશેશ કરવા માંડી હતી અને તેમાં થોડાએક સુધારા પક્ષની વિરૂધવાળાઓએ પણ સામેલ થવા માંડ્યું હતું પણ વખત જતાં ખસુસ કરીને ૧૮૬૧ પછી જરથોસ્તી ધર્મ અને ઈરાનની પુરાતન તવારીખ ઉપર પશ્ચિમ તરફના અજવાળાની મદદથી ધીમે ધીમે પણ મક્કમ રીતે વધારે રોશની પડવા માંડી. તે વખત પછીથી જે જે અગત્યની અને ઉપયોગી બાબતોની શોધો થઈ તે વિષે આપણા લોકોમાં ધર્મનું જ્ઞાન ફેલાવવા અને સુધારાવધારા કરાવવાની હિમાયતો અને તકરારો વધારે થવા માંડી. તે વખતથી મર્હુમ શેઠ કેખુશરોએ ઘણી ઉલટથી સુધારામાં ભાગ લીધો. એ વિર પુરૂષ એવું તો મજબુત મન ધરાવતા હતા કે એકવાર એક મસલા વિષે એ મર્હુમની અંતઃકરણથી ખાતરી થઈ કે પછી ચીવટપણે તેની પુઠે લાગી રહીને વર્ષો સુધી તે બાબતની ખંતથી પુઠ પકડી રહીને પોતાના ઝમકદાર લખાણોથી તે એવી તો લોકોના મન ઉપર ઠસાવતા હતા કે જેની અસર પારસી ટોળામાં ઘરેઘર લાગુ પડી ગયલી આપણે આજે જોઈએ છીએ. એક સચાઈ ગમે તેવી મુસ્તકીમ હોય તોપણ તે જો વારેઘડીએ લોકોની આગળ રજુ કરતી નહીં રહે તો તે ખુણે પડી રહીને કીગાયા કરે છે. પારસી કોમના સારા નસીબે તેઓમાં શેઠ કાબરાજી જેવો એક અથાક જાહેર લખનાર ઉત્પન્ન થયો હતો કે જેણે રાતદિન કોશેશ ચાલુ રાખીને ધર્મસુધારાની બાબતોને અને ઈરાનની તવારીખને લગતી શોધોને વિસરતી અટકાવી અને તેથી આજે એ કોમ ધર્મસુધારામાં બીજી કોમો કરતાં આગળ વધી છે. પારસી કોમને આ દરજજે પોંહચાડવામાં શેઠ કેખુશરોએ પોતાની અનોખી ખામીઅતનો એક ઉમદા નમુનો આપણને પુરો પાડ્યો છે.

એક વખત એવો હતો કે જ્યારે ગ્રોટાફિન્ડ, લાસન, બરનુફ, રાવલિનસન, સ્પીગલ, વગેરે અલૌકીક શક્તિના યુરોપીઅન વિદ્વાનોએ ઈરાની ખીનારોકી હખામનીઅન જમાનાની ભાષા ઉકલાવી ત્યારે કેટલાક પારસીઓ તે વાત માનવાને નાપાડતા હતા. તેઓ કહેતા કે એમ બનેજ કેમ કે જે લખાણનો કોઈ જીવતો વાચનાર નહીં, જેનો તરજુમો નહીં, જેનો શબ્દ કોષ નહીં, જેનું વ્યાકરણ નહીં, તે વાંચીજ કેમ શકાય? માટે એ બધું યુરોપીઅનોની કલ્પના છે. તેઓ દરીઆફત નહીં કરતા કે ચાર આગળનું આદમીનું ભેજું કેવા કેવા મુશ્કેલ તલેસમો તોડી શકેછે, અને કુદરતના કેવા છુપા ભેદોની કુંચીઓ શોધી કહાડેછે. મર્હુમ મી૦ જાહાંગીર બરજોરજી વાચ્છાએ ઈરાની ખીનાગેકી લખાણો ઉપર એક રેસાલો લખ્યો હતો તેમાં અને શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાજીએ પોતાના "જરતોશ્તી અભીઆસ"માં જોકે સારો ખુલાસો કીધો હતો તે છતાં ઘણાઓની એ બાબતમાં ખાતરી થતી નહીં હતી એ ઉપરથી મર્હુમ શેઠ કેખુશરોએ આ અદના લખનારને સુચના કરીને એ લખાણ કેવી રીતે ઉકેલાયું હતું તેની હકીકત સમજાવવા જ્ઞાન પ્રકાશક મંડળીની મારફતે સને ૧૮૭૯ માં ત્રણ ભાષણો અપાવ્યાં હતાં. એ પછીથી વારેઘડીએ પોતાના લખાણોમાં પ્રસંગ મળે જીકરો કરીને આ એક મહાભારત શોધની સચાઈ એવી તો આપણા લોકોમાં એ મર્હુમે ફેલાવો કીધો કે આજે શું બુઢ્ઢે કે શું જવાન હખામનીઅન પાદશાહીના જમાનાને માનતું થયુંછે અને શાહનામામાં એ તબકકાના

# જરતોસ્તી રોજ-માહની શુદ્ધ ગણત્રીનો સવાલ,

## મર્હુમ મી૦ કાબરાજીની સેવા.

### લખનાર—મી૦ બેહેરામગોર તેહમુરસ અંકલેસરિયા, એમ. એ.

મર્હુમ શેઠ કેખુશરૂ નવરોજજી કાબરાજીએ નવ વર્ષની વાત ઉપર "રાસ્ત ગોફતાર" ના અધિપતિ તરીકેના પોતાના અમલ દરમ્યાન તેની કદારોમાં જરથોસ્તીઓને માટે શુદ્ધ રોજ-માહને લગતું પંચાગ ઉભું કરવાનો જે સવાલ ઉપાડી લીધો હતો તે ઘણોજ મહાભારત અને બીકટ હતો અને વળી તે લગભગ ૧૨૦૦ વર્ષ ઉપરનો જુગણો હતો. એ મજકુર અરસામાં એ સવાલ ઘણા મહાન, નામાંકિત અને વિદ્વાન નરોએ ઉપાડી લઇ તેની ઉપર પુરી વિદ્વતાથી વિવેચણ કર્યું હતું દાખલા તરીકે, અબીફ મોઅન્‌દીદ, અબીફ મુતવકેલ, સુલતાન મલેકશાહ મનસુરી વગેરેએ ઇરાનમાં એ તકરાર જગાડી હતી તે પછી ઘણી લાંબી મુદતે શ્રી ઇરાનથી જામાસ્પ વેલાયતી (હકીમ) થી મું-બઈ આવ્યો, તેણે ઇરાની રોજ-માહ અને પારસી રોજ-માહ વચ્ચે ૧) મહિનાનો ફરક જોયો, તે ઉપરથી તેણે હિંદુસ્તાનના પારસીઓમાં એ વિષે ચર્ચા જગાડી એવું દેખાડવા માગ્યું કે હિંદુસ્તાનના પારસીઓ રોજ માહની ગણત્રીમાં ભૂલ કરતા હતા તેણે મુંબઈમાં મુલ્લા કાઉસ સુનજાનમી, મોબદ મંછાનજી તથા કુમાના દાદદારૂ એ ત્રણને પોતાના શાગીર્દ બનાવી એ બાબતની પહેલી તકરાર હિંદુસ્તાનમાં શરૂ કીધી, તે ઉપરથી એ ચર્ચાએ ઘણું જોર પકડ્યું હતું અને સખ્ત વાદવિવાદ વ્યાપી રહ્યો હતો અને તેના પરિણામમાં શહેનશાહી અને કદીમી એવા બે પંથો ઉભા થયા હતા એ જામાસ્પ વેલાયતી પેહલ વેહલો ઇરાનથી સને ૧૭૨૦ ઇસ્વીમાં સુરત આવ્યો હતો, કે જે વેળાએ ગુજરેલાની લાશના પગ વાળવાની તથા પદાન બાંધવાની ઘણીજ ઝનુની તકરાર ઉભી થઈ હતી તેના ઉપર જણા વેના શિષ્યોમાં નવસારીવાળા દસ્તુર જામાસ્પ આશા પણ હતા એ જામાસ્પ વેલાયતીના સમજાવવા ઉપરથી સુરતમાં ઇસ્વી સન ૧૭૨૧ અને યઝદજર્દી ૧૦૯૧ ના રોજ ૨૬મા, માહ ૧લા કદીમી, તથા રોજ ૨૧મા, માહ ૧૨મા શહેનશાહીને દિનેથી ત્યાંના નહીરા શેઠ માણેકજી એદલજી અલ્માનીના દબાવ, ( જેઓને વડોદરાના હાલના પ્રખ્યાત વિદ્યાધિકારી શેઠ જમશેદજી અરદેશર દલાલ M. A., L. L. B ના બાપાવાના પિતાજી તરીકે વાચનાર ઓળખશે.) તેઓએ કદીમી રોજ-માહ પળવો શરૂ કરી મોટી તકરારને જન્મ આપ્યો હતો એ જામાસ્પ વેલાયતીએ ફક્ત એકલોજ ફરક કરાવ્યો ન હતો પણ ક્રિયા વગેરેના સંબંધમાંથી બીજો કેટલોક તફાવત કરાવ્યો હતો, જેમાંનો એક પરણેલી સ્ત્રીનું નામ તેના ખાવંદ સાથે ન લેતાં તેણીના પિતા સાથે લેવાનો હતો.

એ બનાવને લાંબી મુદત વીતયા બાદ આપણા પ્રખ્યાત જરથોસ્તી ધર્મના અથાક અભ્યાસી અને આજના જરથોસ્તી અભ્યાસી વર્ગના સ્થાપક અને પૂજ્ય ગુરૂ શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાજીએ પોતાની યુરોપની મુસાફરી દરમ્યાન જરથોસ્તી ધર્મનો ત્યાંના વિદ્વાનોની રીતિ મુજબ અભ્યાસ કરી આવ્યા બાદ ઉપલા સવાલને ઉપાડી લીધો તેમણે અસંખ્ય ભાષણો અને વચ્ચનોથી તથા ઘણાક પુસ્તકો પ્રકટાવી તે સવાલ જગાડ્યો તેમજ ચરચાતો ચાલુ રાખ્યો હતો, જેને આજે લગભગ ૪૦ થી ૪૫ વર્ષ થવા આવ્યા છે.

તે પછી એ તકરારને વહેવારૂ અને સંગીન રૂપ આપી, અમલમાં લઈ અને સાચુ શું છે તેની તજસ્સુસ કરવાને અને દરેક બાબતને તેની સઘળી બાજુથી તપાસી શોધ-ખોળ કરી એ બાબતમાં યુરોપના નામાંકિત વિદ્વાનોના પ્રસિદ્ધ કરેલા પુસ્તકોની બારીકીથી તપાસ લેઈ, તેમજ આપણા વચ્ચે એ વિષે સઘળી તરફથી ઉઠેલી તકરારોની તપાસ લેઈ, કોઈ ચોક્કસ શેવટ ઉપર આવવાને બને એટલા માટે મર્હુમ શેઠ કાબરાજીએ, તા ૧૩ મી ડીસેમ્બર સને ૧૮૮૫ ઇસ્વી. રોજ ૨૮મા, માહ ૩જા, શેહનશાહી, માહ ૪થા, કદીમી સને ૧૨૫૫ યઝદજર્દીને દિને કોટમાં હોર્નબી રોડ ઉપર પોતાના તે વેળાના વસવાતના મુકામમાં લગભગ ૨૦) જાણીતા કામના એવંદ માહેલો તથા તેમાં ઉલટ અને દિલસોજીથી ભાગ લેનારા બહેદીન સાહેબોની, સર્વથી પહેલી સભા પુનાવાળા સરદાર, ખાન બહાદુર, શમ્સુલ-ઓલમા ડાક્ટર દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પ આશાના પ્રમુખપદ હેઠલ મેળવી હતી, અને તે દિવસથી એ કમિટીના કામનું મંડાણ ચાલુ કર્યું હતું. તે કમિટીમાં પાછળથી લગભગ ૭૫ થી ૧૦૦ ગ્રહસ્થો સામેલ થયા હતા, અને એ કમિટીએ ઘણીજ ધીરજ, ખંત, સહનશીલતા અને ચીવટપણુ જાળવી એ સવાલના તરફની તથા સામેની દરેક તકરાર

# એક મિત્રનો વિલાપ.

## લખનાર–કવિ કાહાનજી ધર્મસિંહ.

---

### દોહરા.

કુશળ કલમકસ ને કવિ, વક્તા વિમળ વિચાર,
ગત મિત્ર સ્વર્ગે જતા, ગયા સભા શણગાર ! ૧

સરળ હૃદય સદ્બુદ્ધિથી, લાયક લખ્યા લખાણ;
વિદેશમાં પણ તે થકી, વધતા થયા વખાણ, ૨
ઉત્તમ કવિતા વારતા, નાટક ને સંગીત;
સમાદિક વિષયો લખ્યા, અનુભવ જ્ઞાન સહીત ૩

સ્ત્રીબોધ માસીક ને, શારદ પત્ર પકાય,
તે કેખુશરો લેખનો, ખરેખરો મહિમાય ૪

જ્ઞાન પ્રસારકમાં કર્યાં, જ્ઞાનદાન વ્યાખ્યાન;
ઘણી સભા શોભાવિને, પામ્યા પ્રમુખ માન ૫
દેશ સુધારા કાર્યમાં, જાતે કર્યો પ્રયાસ;
સર્વે કોમ તેથી કહે, કેખુશરો શાબાશ ૬
વેરી પર પણ વેર નહિ, ઉલટી ઉરમાં મ્હેર,
એ વિવેક સાગર જતા, થયો અંધેર કેર ૭
મિત્ર ધર્મમાં તે થકી, વધતા નર વિરલાજ,
જતા જગતથી તેમને, જનસમાજ નારાજ ૮
અમૃત પીતા જીવને, તૃપ્તિ કદી ન થાય,
હળતા મળતા તેમને હૃદય સદા લોભાય ૯

જાયું મરવું સકળને, પણ જે લાયક જાય,
તેની મ્હોટી ખોટ તે, કેમ કરી પૂરાય ? ૧૦
કેખુશરો મમ ક્યાં મળે, શાંત ચિત્ત ગંભિર,
સુણિ સંદેશો મરણનો, નયણે વરસે નીર ૧૧
ઈશ્વર એમને આપજો, સદા શાંતિ આરામ,
માગો એવું મન થકી, વાચકવર્ગ તમામ ૧૨



તમો લાયકી સાથ "ના પાડો છો. પણ મારા લખવાનો કેટલો આધાર છે તે આ ખાનાથી તમોને જણાશે કે મારી 'મીઠી મીઠ્ઠી' ની વાતો બાહર પડી ત્યારે એક ગરીબ સ્ત્રી જે પોતાનાં નહી એવા બચ્ચાંઓને પાળી પોષી ઉછેરે ને મોટાં કરે એ વાત ઘણાકોના માનવામાં નહી આવી અને પારસીઓમાં એવાં કોણ બેરાં છે તે પુછીને કેટલાકો મારી એ વાતને હસવા લાગ્યાં હતાં. પણ આજે તમારા દાખલાથી એ વાત ખરી પડી છે અને તમે એક જીવતી 'મીઠી મીઠ્ઠી' છો." ઇત્યાદી, ઇત્યાદી. લાયકીભર્યો વાંચનારાંઓ, લખાણનો ઘણાઓ કરેછે, વાંચેછે પણ ઘણાઓ, પણ જે વાંચનો જાવેદાનની જીગરમાં રૂડી અસરો કરેછે તેવાં લખનારાઓ આજે ક્યાં છે? અરે! અમારા બીનસ્વાર્થી ભલી લાગણીના તે પવિત્ર આત્મા, પરવરદેગારે તમોને હજી ઘણાં વર્ષ સુધી અમારે માટે જીવાડ્યા હોત કે અમો તમારાં પાકી બુદ્ધિના સ્વચ્છ અને ઉપયોગી લખાણોના સુંદર અક્ષરો વાંચી તૃપ્ત થાત. ઠંડી પીવાની વસ્તુ અને સ્વાદીષ્ટ પુષ્ટિકારક ભોજન માણસને જે ટાઢક અને સેવન બક્ષેછે તેવાં તેઓનાં એકેકી વખતના લખાણો હતા તેની અસર અમારા જીગરમાં આમેજ કરી તેઓ તો જલદી ચાલ્યા ગયા. કવી વર્ડસવર્થ લખી ગયા છે કે "અરે, સાહેબ, રૂડાં પેહલાં મરેછે અને જેઓના અંતઃકરણ સુકા ધુળ જેવાં હોય છે તેઓ છેવટની ઘડી સુધી જીવતાં રહેછે." શુ એ ખરી વાત નથી? અનુભવી કાબેલો જે એવા એવા પોતાના નાદર વિચારોના ટુકડાઓ દર્શાવી ગયા છે, તે આવી વખતે મનમાં તાજા થઈ યાદ આવેછે રૂડાંઓ સો વર્ષની ઉમરના થઈ મરણ પામે તો પણ તે કદરદાન વાંચનારાઓના મનથી તો જલદીજ ગયા એમ લાગેછે. રૂડાંઓની દોસ્તી કરવી, રૂડાંઓના લખાણો વાંચવાં, અને તેઓ એવી-જાતના લખાણો કરે એ એક જાતનો મોટો ધર્મ હુ તો સમજુ છુ. અમારા એ સ્વર્ગે સધાવેલા ભલા મિત્રે જો પૈસાથી ધર્મ કર્યો નહીંબી હોય, તો પણ તે કરતાં ઘણો ઉત્તમ રીતનો ધર્મ કીધો છે. મિત્ર લેખે, યા તો સગા લેખે, યા તો જાહેર પુરૂષ લેખે કહો, યા તો કેળવણીના કામમાં પેહલા ઉત્તેજક દાખલ, તેમજ સ્વતંત્ર અને દયાળુ સ્વભાવ બતાવી દુખિયારાની સહાયે, ખરા સુધારાના સાથી તરીકે, એ સિવાય જે કંઈ સારા ગુણો માણસ જાતને પરમેશ્વરે બક્ષેલા છે તેવડે તેઓએ જે ધર્મ કીધો છે અને પોતાનુ કર્તવ્ય આ દુનિયામા સ્વચ્છ જીગરથી બજાવ્યુ છે તે ગમે એટલા પૈસા ખરચવાથી સંપાદન થતુ નથી. તેઓ પોતાના મન ઉપર આફતની વેળા કેટલો બધો કાબુ રાખવાની કોશેશ કરતા હતા તેનો કંઈક ખ્યાલ તેઓના પોતાનાજ શબ્દો વાંચ્યાથી જણાય છે, અને તેથી સામાને એક ખરો સબક અને દાખલો મળેછે. પોતાની વાહાલી પુત્રીઓના કમબખતના મોતથી તેઓના મન ઉપર જબરો ફટકો લાગ્યો હતો તે ફટકાના ધડાકાઓથી તેઓનુ જીગર આટલુ જલદી તુટી ગયુ હોય એવો કંઈક શક ઉત્પન્ન થાય છે. બિચારા એક વખતે મને લખેછે કે "પ્યારા બેનજી, તે દેખાવ એવો તો છાતી ફાડી નાખનાર હતો કે તે દેખાવ દેખવાને બોલનારાએ મને જીવાડ્યોજ શુ કરવાને એમ હુ પોતાને કહેતા હતો પડ્યો પણ નસીબ અને દાદારની મરજીને તાબે થઈ મેં ધીરજ ધરી છે. અને પાછો મારા કામકાજોમાં પડ્યો છું." ઉપલી લીટીઓ વાંચી પોતાના ભારે દુઃખમાં ધીરજની શાંતિ કોઈને પણ મળ્યા વગર રહે નહિ. આવા આફતદાયક વખતે પણ પોતાનાં "કામકાજો"—લોકોપયોગી—એમ પોતાનુ પહેલુ કર્તવ્ય સમજનાર પુરૂષ આ દુનિયામાં કેટલા મળી આવશે? લોકપ્રિય કાબરાજી શેઠની પેહલી લડત આપણ બાનુઓના સુધારા, વધારા અને ફાયદા અર્થેની હતી. તેમાં બીજી બીજી વાતો આણી તેમજ ધર્મના ખ્યાલો લાવી, તેઓની લાગણીને કંઈ થોડી સતાવણી થઈ નહોતી. પણ ખરો ધર્મ કયો છે અને ધર્મને બાહને ચાલતા જુના અને ખોટા રીવાજો આપણામાં કેટલા બધાં ઘર કરી બેઠા છે, તે તેઓ પુરી રીતે જાણતા હતા. તેવા રીવાજોમાંથી આપણને તેરવી કાઢી આપણે પરવરદેગારના ફરમાનના સત્ય માર્ગપર આવ્યે તે માટેની જીગર તોડ જુમબેસમાં તેઓએ કેટલુ બધુ આપણે માટે ખમ્યુ છે. તેવા એક નરની ખુબીઓ માટે જેટલુ લખાય અને જણાય તેટલુ થોડું સમજવુ પણ જ્યારે એક બીજા વચ્ચે થોડો પણ મતફેર પડ્યો તો તે જીદ ને વળગી રહી તડાંઓ પડી જાયછે અને એક બીજાની લાગણી દુખાવા બળતીજ વાતો ઉડાડેછે.

સ્વર્ગવાસી કેખુશરોજીએ આવી જાતનું તો ડગલે અને પગલે ખમ્યુ છે. જેવી પોતાની મગજ શક્તિ જોમભરી મોટી હતી, તેવોજ તેઓનો દિલસુરેદો પણ મોટો હતો તેમ નહિ હોત તો બધાં સામે ઉસ્તવારીથી વારંવાર કેવી રીતે હામ ભીડત? જ્યારે ત્યારે પોતાના મનમાં આ વિચારતો આવાજ હશે, કે "હં. તેની શી દરકાર છે? મારૂ તો મન નિખાલસ છે." ખરા ધર્મ સબંધી આચાર વિચારો તેઓના હૈડાંમા અને રગોમાં કેટલા બધા ઠસેલા હતા, તે ફક્ત ગણત્રીના તેઓના શબ્દોથી સહજમા જણાઈ આવે તે માટે લખુછુ. પોતાની બન્ને પુત્રી તેહમીનાના મરણ વિષે મને લખતા લખેછે કે, "બીજી સહવારે બિચારીની લાશને દોખમાની ગેરહાજરીમા જમીન મધ્યે દફણાવવામા આવી અને તેથી ગામના એકબી જરથોસ્તીની વસ્તી નહી હોવાના સબબથી કશા પણ ભણતર યા કશી ક્રિયા વગર ગાડામા હાંકી લઈ જઈ જમીન મધે ગારવામા આવી તે દેખાવ છાતી ફાડી નાખનારો હતો.' કેવી ધર્મની ઉંડી લાગણીથી ભરેલો આ ફકરો છે. વાંચનાર આવીજ રીતે અસરકારક અને આપણા દિલમાના વિચારો પોતે ખ્યાલમા જઈ એટલે દુર પોંહચ્યા મિત્ર અને દોસ્ત આસનાઓના દિલમા હિંમત અને સાચી આશાઓના કિરણો ઉપજાવેલા છે દુખના વખતમા તેઓ ફક્ત જઈ નાહિંમત અને નકામા જેવા થઈ જવા કરતા આવતા વખતમા સુખની આશા રહે અને બીજાઓને ટેકો અને મદદ આપણે થઈ પડીએ તેવુ જોમ આપણા મનમા આણવાને હમેશાં તેઓ કોશેશ કરતા એવા એક મદદગાર મિત્ર ગયા ખરા! આવી લાગણી સાથે જ્યારે શેઠ કેખુશરોજીના મરણના સમાચાર વાંચતાં તેઓના નામની પેહલે "મર્હુમ" શબ્દો વાંચ્યા ત્યારે હાથમાથી ન્યુસપેપર ભાન વિના પડી ગયુ, અને જીવ દગરજ થઈ ગયો પારકાઓમા આવીલાગણી એક શહરસ માટે થાય એ કાંઈ થોડી વાત સમજવી નહી તેઓની વાત જ્યારે પણ અમો અરસ પરસ કરીએ છીએ ત્યારે અમારૂં હૈડુ ભરાઈ આવેછે એટલુજ નહિ પણ ગરમ આંસુઓ પડવા

વગર રહેતા નથી તેઓની ગરજ્યદારી, સમારી અને બીજી બૂબીઓપરની અખંડ શક્તિ માટે તેઓની જીંદગીના વૃત્તાંત લખવાનું કામ તેઓનાજ જેવા જ્ઞાની પુરૂષનું છે મને જે લાગણી થઈ છે તેનો, એક મિત્ર તરીકે તેઓ કેવા ભલા, સાચા, દિલસોજ, અને સંપૂર્ણ માનને લાયક હતા તેનો કંઈક નિર્જીવ હેવાલ ટપકાવ્યો છે પોતાના જુના દોસ્તની ભલાઈનો બદલો તેના કુટુંબ તરફ કેવો વાળનાર હતા કે એ પોતાના મિત્રની નાદુરસ્ત તબીયતમાં વધારે અને વધારે કાળજીથી માવજત તેઓના કુટુંબીઓ કરે અને પોતાના મિત્રને તેથી રાહત થાય તેને માટે સદા ઉત્તેજન આપતા હતા ઉત્તેજન કે બીજી લાગણીઓની પણ હદ હોય છે પણ અમારા તે કદરદાન દોસ્ત હદથી બહાર જતું ઇચ્છનાર સાબેત થઈ ચુક્યા હતા ઉત્તેજન કેવી રીતે અપાય તેની ચાવી તેઓ પાસે હતી એક વેળા લખેછે કે "એ વહાલા બાપનો આટલી લાંબી મુદત થઈ બચાવ થયો છે તે તમારી નિમકહલાલ પરવરસી અને વફાદાર ખીજમત તથા માવજતથી થયો છે અને તે બચાવ ખોદા કાયમ રાખે એ મારી દુવા છે' આટલે દૂર વસતા છતા, તેમજ પોતાના ઓહદાના કામકાજ દરમ્યાન પણ પોતાના જુના દોસ્તોની ખબર કહાડતો તેઓ કેવી રીતે મેળવતા હતા અને સધ્યારાના તથા ઉત્તેજનના શબ્દો કેવી અને કઈ રીતે લખતા તે માટે આ ઉપરથી એક મોટો દાખલો અને ધડો આપણને મળે છે એવા મિત્ર દુનિયામાંથી આપણને કેમ ના મળી આવશે?

આવા કામકાજના પુરૂષ હોવા છતા તેમનામા બીજી એક જે ખુબી હતી તે એકે કાગળો લખવામા વખત સર અને સંપૂર્ણ હતા પોતાનો વખત કિંમતી હોવા છતા જો કંઈ ઢીલ થઈ તો મોટા દિલ અને ખ્યાલથી લખતા કે કાગળ લખવામા ઢીલ થઈ તે ઢીલને માટે દિલગીર છુ અને તમારી માફી માગુ છુ આ ઉપરથી કેટલું બધું આપણને શિખવાનું છે તેમજ અભિમાનને એકદર ત્યાગ કરવાનો આ એક નમુનો દાખલોજ બસ છે. ધણુંક હજી વધારે લખતે, તે શિખનાર અમારા મિત્રની ખોટ હવે વધારે સાલશે દુખ સુખનો ઉભરો કોના આગળ ખાલી કરવો, અને તેના બદલામા આપણું પોતાનું મન નિરાંત થઈ ખુશી તેમજ સારી આશાઓ ઉત્પન્ન કરે તેવા તે દોસ્તનો વાસો અને ઘણી જલદી સ્વર્ગમા થયો વારસાર ત્યાં વધારે પવિત્ર અને મહત્વના કામ માટે પરવરદેગારે ચુંટી લીધા તેઓને લીધા છે જ્યારે તેઓપર ભારી કેસો આવતા ત્યારે ધીરજ એ તેઓનો મોટો સધ્યારો હતો ખાનદાની રીતભાત બહાદુરી માયાળુ, સ્વતંત્રપણું એવા તેઓના 'મોટા જ હતો તેવા વખતમા જીવ અધર ગએલો દરમ્યાન પણ પોતાના માયાળુપણા ઉપર એટલા તો મુસ્તાક રહેતા હતા કે એક મોટા કેસની ઝુંબેશમા મન અને તન રોકાયેલું છતા, આશા રાખી લખ્યુ હતું કે ' છેવટે ફતેહ તો છેજ'' શું ઉમદા ખાસિયત! જોકે તેઓની લાગણી અને દિલ તો નાજુક અને પ્યારભર્યા હતા, પણ માયાળુના બચાવ જવાબ વખતે પહાડ જેવા મોટા અને પથ્થર જેવા સંગીન તેઓ સાબેત થયા છે બચ્ચાઓને કેવી જાતની કેળવણી આપવી કે બચ્ચાની માતાઓ અને બાપો દેશની નગરસી ધરાવા જોગ નિવડે તે વિષે તો તેઓનો જાતી દાખલો આપ છે ગરીબી છતા પોતાની કોમને કેટલી બધી ઉચી કોમમની કેળવણી તેમજ આચાર વિચારો અને વર્તણુકથી પ્રફુલીત કરી હતી તેના બદલે પોતાના બચ્ચાઓને ઉછાર્યા ઉછેર્યા એટલુંજ નહિ પણ દોસ્ત આમના પોતાના બચ્ચાઓની કેળવણીની ગરજ પણ હૈડે ધરી હતી અમારા તે માનવતા મિત્ર એક વખત લખતા લખેછે કે "છોકરાઓ તોફાની હોય તેની દરકાર કરવી નહિ, પણ તેઓને મજાળથી ઉછેરજો અને તેમની કેળવણી ઉપર ધ્યાન આપજો" પોતાની એક ખુબી ભરી વાર્તામા લખ્યું છે કે "દીકરા તે દોલત અને કેળવે તે ભોગવે" આ શબ્દોમા કેવી મહાભારત અને ઉંડી શીખામણ! કઈ માતાઓએ આ શબ્દો વાચીને પોતાના જીગરમા કોરી રાખ્યા નહિ હોય, અને તે પ્રમાણે ચાલી નહિ હોય? પોતે બિચારાએ નાની ઉમરમા કેટલી બધી અગવડો સહી હતી હાથે જાતે માબાપની માવજત અને સાથે સાથે ઘરનું પણ કામકાજ કરતા હતા આવી જીંદગીની શરૂઆત છતા જાતી કોશેશ અને બળથી આજે તેઓ એક મોટા માણસ થવા પામ્યા હતા! શુક્ર ખુદાના! એ પણ તેઓનાજ બોલામા બોલીએ તો "જમાનાની એબી એક તાસીર" સમજવાની અમારા તે મર્હુમ કાબેલ મિત્રનો દરેક શબ્દ એવો તો અસરકારક હતો કે તે કોઈના પણ જીગરમા ઘર કરી બેસે

એવા એવા કારણથી આ કમનસીબ લખનારના જીગરમા તેઓએ જે ઉંડી છાપ બેસાડી છે તે કદી ભુસાવાની નથી તેઓની મારા તરફની પુરી આહેનાત અને તેઓની વારવારની શિખામણો હવે તેઓના ગુમ થવાથી ફરી હું મેળવીશ નહિ, એ વિચારથી મારૂં જીગર બહુજ ગમખાર થયું છે આવા એક પુરૂષની ખુબી ગાવાને હું એકદર કાચી અને બીનલાયકાત છું એમ હું મારા મનથી સારી પેઠે સમજુ છું પણ જે મારા મિત્રે પોતાની ફરજ પોતાના જુના દોસ્તની નોકરી તરફ કોઈ અનહદ રીતે બજાવેલી તેની ફરજ કદી પણ તે અમારા મરહુમ મિત્રના કુટુંબ તરફ બજાવવાની અમારી શક્તિ નથી તોપણ તેઓના અરોઅમર યાદગારીની એક તુચ્છ પિછાન કરવાની તેઓનાં પ્રિય દુખી કુટુંબે જે કોશેશ કરી છે તેમા આ મારો અદના હિસ્સો આપ્યો છે અમારા એ ભલા મિત્રના ગુમ થવાથી અમુને જે ખોટ ગઈ છે તે કદી પુરાવાની નથી સ્ત્રી જાતીના ભલા અર્થે ચલાવેલી લડતોની હું તેઓની ખરા અંતકરણથી વખાણનારી છું, તેમજ તેઓના રસીલા અને સ્વચ્છ લખાણોની હું ચુસ્ત પુજારી છું મહારાણીનું સરા વસુન જ્યારે તે કાબેલ પુરૂષથી બહાર પડ્યું હતું ત્યારે તે ટુંકા સંક્ષેપમા એક રાજ્યકર્તી મહારાણી સાહેબની નકલ કરવા જોગ વાતોનો સંગ્રહ તેમજ રૈયતની પ્રીતિ પોતાના રાજ્યકર્તા તરફ દોરવવાની આ એક નમુનેદાર ખુબી કેવી અચરકારક રીતે તેમા દર્શાવેલી હતી સ્ત્રીઓને નીતિનું લખાણ કરવાને ઉત્તેજન આપનાર તેઓ પેહલા અને પેહલા હતા પોતે મગરૂરીથી એક વખતે લખેછે કે "મને મોટી ખુશી પેદા થાયછે, તમારા લખાણો 'સ્ત્રી બોધ'મા દાખલ કરવાને મારા જુના દોસ્ત બાઇ દીનશાહના પહેલા લખાણો પણ મેંજ દાખલ કર્યા હતા અને તેઓના દીકરીના લખાણો પણ મારાજ હાથમા પહેલા આવ્યાછે" એથી હું ખરેખર મગરૂર છું મર્હુમ મહારાણીજી સાહેબના ૫૦ વર્ષના રાજ્યની જુબિલી ટાંકણે—એક ઘણી નાદર ભેટ—રાસ્ત ગોફતારના ઘરાકોને મળી હતી તે માટે તેના ભલા માલિકને

હતા, અને તેવા ઘણાક સમારી સુધારાના મધુર ફળનો મીઠાસ આજે ઘણા કુટુંબોમા સાધારણ રીતે ચખાય છે.

જે વેળા મી૦ કાબરાજીએ પારસી સ્ત્રીઓના માથાબાના વિરુદ્ધ લખાણો કર્યાં હતા, તે વેળા એમને અને એમના કુટુંબને લોકો તરફથી ઘણુ સાંભળવું, ઘણુ સોસવું પડયુ હતુ આજે તે સુધારો ઘણી વડાઈ સાથે ઘણા ઘરોમા જોવામા આવે છે કેટલાક ધર્મ-સબંધી કરમો સિવાયે સામે પણ મર્હુમે ઘણી ઝનુની લડતો હિંમતથી ચલાવી હતી, અને તેવા સુધારા પણ ઘરથીજ શરૂ કર્યા હતા

રીતની ભીખ માગવાનો પવન જે થોડા વર્ષોપર પારસીઓમા ફાટી નિકળ્યો હતો, અને જે હજી પણ કેટલાક આકારમા, કેટલાક બહાના અને ઢોંગ ઢતીંગ હેઠળ ઘણે મોટે ભાગે ચાલુ છે તે સામે મર્હુમે લખેલા વાજબી લખાણો અને પારસીઓને તેમજ પરણતા છોકરાઓને મારેલા ચાબકાનો ચચરાટ લાગતા-વળગતાઓને થોડો લાગ્યો નહિ હતો આ સુધારો પણ એઓએ પોતાના ઘરથીજ શરૂ કર્યો હતો

એક જમાનો એવો હતો કે જ્યારે બાનુઓને ગ્રહસ્થોની મિજલસમા જવામા બાધ હતો તે બાધ એઓએ ઘણાક મેળાવડાઓ અને જલસાઓ કરીને અને તેમા પોતાના કુટુંબની બાનુઓને સામેલ કરીને તોડયો હતો મારા બચપણમા "રાસ્ત ગોફતાર' મા વાંચેલો એક હેવાલ મને યાદ આવે છે એક નિગાળનો ઇનામનો મેળાવડો એક પૈસાવાળા પારસી શેઠિયાના મકાનમા થયો હતો પણ તે શેઠિયાના કુટુંબના બાનુઓ તે મેળાવડામા સામેલ થવાને બદલે બારણાના "વીનીશન' માંથી છુપાઇને સઘળું જોતા હતા; જે બાબત મર્હુમ ઘણી હિંમતથી બાહેર લાવ્યા હતા આજે તો ભાગ્યેજ એવા મેળાવડા હોય કે જ્યા પારસીના બૈરાઓની હાજરી નહિ હોય! આજે તો સઘળુ સાધારણ થઈ ગયુ છે કે જે વર્ષો અગાઉ તમામ અસાધારણ અમર્યાદાભર્યું, સ્ત્રી જાતીને ન છાજતું ગણાતું! આજે તો કૈંક બૈરાઓ મેળાવડામા સામેલ થતા રહી જાય છે તો મોટો સંતાપ કરતા નજરે પડે છે! આ સુધારો મર્હુમ મી૦ કાબરાજીને મોટે ભાગે આભારી હતો

આગળા જમાનામા ગાયનના મેળાવડામા પારસી સ્ત્રીઓએ ભાગ લેવો એ તો એક આફત સમાન ગણાતુ આજે તો ઘરેઘર ગાયન અને હાર્મોનિયમ વગેરે સાધારણ થઈ ગયુ છે ગાયનના મેળાવડા અને જલસાઓમા પોતાની દીકરીઓને પહેલ દાખલ કરી આ સુધારો પણ મી૦ કાબરાજીએ ઘરથીજ શરૂ કર્યો હતો મી૦ કાબરાજી હિંદી સંગીતના જો કે ઉસ્તાદ નહિ હતા, તોપણ ઘણા શોખીન હતા અને તે શોખ એઓએ પોતાના દીકરા—દીકરીઓમા પણ ઉત્પન્ન કર્યો હતો, અને બીજા ઘણાકોને ઉત્તેજન આપ્યુ હતુ આ સુધારામા પણ ગરીબ બિચારા કાબરાજીને લોકો તરફથી ઘણુ સોસવું પડયુ હતું કેટલાકોએ તો ખાસ કાગળો લખીને પોતાના ઉભરા કાઢયા હતા પણ પાછળથી પોતાની ભૂલ જોતા નમી જઈને પાછા મળી ગયા હતા! એવા આ જમાનાનો રંગ અને ઢંગ છે!! ગમે એવી ગમગીનીમા પણ એઓ પોતાના વ્હાલાઓના મંડળ સાથે ગાયનમા ભાગ લઈ પોતાનું તેમજ તેમનું અંધુ દુઃખ થોડો વખત ભુલાવવાની તજવીજ કરતા હતા

સ્ત્રીઓને છાજતું છુટાપણુ અપાવવામા મર્હુમ સદા તત્પર હતા અને તે સુધારામા તેઓએ હિંમતથી ભાગ લીધો હતો, પણ કમનસીબે તેઓએ પાછળા વખતમા જોયુ હતુ કે તે છુટાપણાનો લાભ હદ ઓળંગી જવામા લેવાયો હતો અને તેમા મર્હુમની પહેલનો કશો કસુર નહિ હતો. એ સિવાય ઘણાક સમારી સુધારાઓ મી૦ કાબરાજીને આભારી છે સ્ત્રી-કેળવણીના એઓ એક હિમાયતી હતા, પણ મરદના જેવી કેળવણી સ્ત્રીઓને આપવાની તેઓએ હિમાયત કરી નહિ હતી

એક પારસી લેખક તરીકે મર્હુમ મી૦ કાબરાજી એક ગોહર સમાન હતા એઓની તેજી કલમે કૈંક માતબરોને, કૈંક શેઠિયાઓને, કૈંક સુધારાના દુશ્મનોને ગજ ગજ કુદાવ્યા હતા! એમની મમરોગરૂપી કલમથી કૈંકો ઉઘાડા પડી જવાની બિહિકથી થરથર ધ્રુજતા હતા. એમના જાહેર લેખક તરીકેના સ્વતંત્ર અને સુખવા ખવાસથી કૈંકોને લાગેલા ચટકાનો ચચરાટ હજી સુધી ચમચમ થયા કરતો હતો કૈંકો ખોટી ધાસ્તીથી એઓથી ડરીને ચાલતા હતા

એક લેખક દાખલ જે ગ્રહસ્થ તાલીમ વર્ષો પસાર કરે તો અલબતા લિપિમા સુધારો થાય અને લખાણો પ્રજાપ્રસંસાને પાત્ર થાય તેમા કશો શક નથી પણ એમના લખાણમા એક ખુબી હતી જે બાબત બીજાઓ ગજ ગજ લાંબા મથાળા સાથે પાનાના પાના ભરીને લખતા તેજ બાબત એઓ ટુંકમા રસીલી ઢબે સમજાવતા અને એઓના લખાણનો રેલો પાણીના પ્રવાહ સમાન સડસડાટ સદા સાદા શબ્દોમા, રંગીલી એબારતમા વેહેતો હતો મારા મર્હુમ વ્હાલા માતુશ્રી "રાસ્ત ગોફતાર"ના અને મર્હુમ મી૦ કાબરાજીના લખાણના સદા વખાણનારા હતા લગભગ પાંત્રીસ વર્ષો સુધી એઓએ "રાસ્ત અને મી૦ કાબરાજીના લખાણો એક સરખા હોંસ ઉમંગથી વાંચ્યા હતા અને જો પોતાથી નહિ બને તો બીજાઓ પાસે વંચાવતા હતા

મી૦ કાબરાજીના લખાણો ઘણી વેળા તિખા તમતમતા, ઝેણુ અને જબરદાર અને જોસવાળા હતા પોતાના લખાણની નેમ ટુંકમા દર્શાવવામા સદા ડહાપણ અને દૂરઅંદેશી દેખાડતા હતા પોતાના બચપણથીજ એક લેખક તરીકેની કારકીર્દિમા તેઓએ શરૂઆતથીજ સચ્ચાઇની અને સ્વતંત્રતાની સોબત પકડી હતી અને તેજ સ્વતંત્રતાને લીધે તેઓ સદા સાદા અને ગરીબ રહ્યા હતા પારસીઓને લગતી બાબતોના કેટલાક લખાણો એઓએ મર્હુમ મી૦ બંગાલી અને મી૦ નવરોજજી ફરદુનજીની પડખે રહીને કર્યા હતા જે બીના ઘણા વર્ષો પછી મર્હુમ મી૦ કાબરાજીએ એક જાહેર ભાષણમા કબૂલ કરી હતી જો મી૦ કાબરાજીએ તે વેળા હિંમત હારીને પારસી સંસાર સુધારાને લગતા લખાણો કર્યા નહિ હોત તો કાંઇક સુધારા પાછળ પડયા હોત! એક અધિપતિ તરીકેની ફરજો અદા કરતા કૈંક લાલચોને મારી હટાડવાના એમના ઉમદા ગુણના દાખલાઓની નોંધો જળવાઈ રહી છે જે મર્હુમને માટે તેમજ એમના કુટુંબને માટે ખરેખર મગરૂરી લેવા જોગ વિગતો છે આવા એમના સુદ્ધા સ્વતંત્ર ખવાસને લીધેજ એઓ ઘણાક જાહેર મંડળોમા એક આગેવાન શેહરી તરીકે ઉગી નિકળ્યા હતા

પારસી સંસાર સુધારક તરીકે મી૦ કાબરાજી બાહેર પડ્યા હતા એટલુંજ નહિ, પણ હિંદુ સંસારનો સુધારો કરવામાં એમની કાળજી, દિલસોજી અને લખાણો કાંઈ ઓછાં નહિ હતાં મર્હુમ શેઠ માધવદાસ રૂઘનાથદાસના પુનર્વિવાહ સંબંધી કાર્યોમાં એઓ એક મોટા મદદગાર હતા અને જાહેરમાં એ બાબતને ઉત્તેજન આપી લખાણ કરવામાં સદા તત્પર રહેતા. જ્યારે પણ મી૦ માધવદાસના મકાનમાં પુનર્લગ્નની ક્રિયા થતી, ત્યારે હમેશાં ઉત્તેજન દેવા તેઓ સદા હાજર રહેતા. એવી દમનો ભાગ્યેજ કોઈ મેળાવડો હોય કે જેમાં મર્હુમ મી૦ કાબરાજીની હાજરી નહિ જણાય!

માન "રાસ્ત ગોફતાર"ના અધિપતિ રહીને મી૦ કાબરાજી એ એકજ કાર્ય બજાવતા નહિ હતા, પણ હમ-કોમ કે પરકોમના લાભને લગતી મંડળીઓમાં કે સભાઓમાં સામિલ થઇને તેમાં આગેવાનીભર્યો ભાગ લેતા હતા. ખુદ કેટલીક મંડળીઓના તો એઓ સ્થાપક હતા.

વળી "કોરપોરેશન" તેમજ "સ્ટેન્ડિંગ કમિટી"માં વર્ષો સુધી પ્રજાના ભલા કાજે એઓએ કાંઈ ઓછી સેવા બજાવી નથી. ત્યાં પણ મજબૂત અને વિદ્વાન હરિફો સામે એઓ હિંમતથી બાથ ભીડી પોતાના સ્વતંત્ર વિચારો જાહેર કરતા અને પ્રજા-લાભાર્થે બાપોકાર બોલતા હતા.

સરકાર તરફની એમની વફાદારી વિશેષ વખાણને પાત્ર હતી અને તે વફાદારી અમુક આકારમાં એમના લખાણોથી જગ જાહેર થઈ હતી. તાજ તરફની લાંબા વર્ષોની એમની જાનફેશાની છતાં કોઈ પણ જાતના માન-ચાંદ વગર માત્ર સાદા મિસ્તરના એલકાબ સાથે આ જહાંની જગતને છેલ્લો સલામ કરવામાં સંતોષ માની લીધો હતો. ધડો લેવા જોગ આવો એક અનુપમ દાખલો એથી બીજો આપણને કયો મળે?

એક લેખક દાખલની ચાળીસ વર્ષની મી૦ કાબરાજીની જેહમતો માત્ર આટલા કર્યોમાંજ પૂરી થતી નથી. એમની જીંદગીનો જો હેવાલ લખવા બેસિયે તો મોટા દળદાર ગ્રંથો થઈ શકે, પણ ટુંકમાંજ કહીશું કે એઓએ એ ઉપરાંત ઘણુંક કરી દેખાડ્યું છે. નવલકથાઓ અને નાટકો લખતા, ભાષણો આપતા અને બીજાઓના ભાષણોનું પ્રમુખસ્થાન સ્વીકારતા. અંગબળની કસરતોને ઉત્તેજન આપી તે કાર્યોને હાર પાડી આપતા, અને તેવી મંડળીઓને મુસ્તકીમ પાયા ઉપર લાવી મુકવાને દિલોજાનથી પોતાના કિંમતી વખતનો ભોગ આપી મેહનત લેતા, ઘણાક જાહેર સવાલોમાં ઝીપલાવતા જેથી એમનું નામ પોતાની તેમજ પારકી કોમોમાં પ્રખ્યાત થઈ ગયું હતું. મી૦ કાબરાજી પોતાના જગ-જાહેર કાર્યો અને લખાણોથી સદા જીવતા રહેશે! એક ગ્રહસ્થ તરીકે ગરીબ છતાં જાહેર જીંદગી એમણે માન સહિત ભોગવી હતી, અને એમના ઘણાક જાહેર કાર્યો અને સંસારી સુધારાથી પારસી કોમમાં એમનું નામ એક ઘરઘતુ બોલ જેવું થઈ ગયું હતું. આવી એક ઉપયોગી જીંદગીનો અંત અકાળ આવેલો જોઈ કોણ દિલગીર નહિ થાય!

તે કિરતાર મર્હુમના રૂહને અમર શાંતિ બક્ષો!



## પુરૂષ ઊપર સ્ત્રી કેવું કાયમ રાજ્ય ચલાવેછે!

### બેહાગ-ઠુમરી

અચળ અમલ છે સ્ત્રીનો પુરૂષપર, નામે ગણાય જોકે નારી,
નબળી, નાજુક, કોમળ તોપણ
અચળ અમલ છે.
રાજ કરે નાજો નખરાનું માન ભોગવતા ન નામનું,
અબળા છતે પામતાંજ સબળપણું આબરૂ ઇજ્જત અતિ સારી
અચળ અમલ છે.
નાજુક પગની માટેજ મરતી, પુરૂષ પ્રજા, સ્ત્રી રાણી,
ખાટે જગતનું માન ખરેખર, નામે નવસારી નર ભારી
અચળ અમલ છે.

કે૦ ન૦ કાબરાજી



# એક સ્ત્રીનો શૃંગાર-શેઠ કેખુશરો કાબરાજીની તે માટેની લડત.

## લખનાર—મી૦ જાહાગીર ન. પાલીશવાળા.



"ઇમ અશાઉનામ વંઘોહીશ સુગઉ સ્પેંતાઓ ક્રવશિયો યજમહૂદે"

અર્થ—અહી અશો બના બહાદૂર વૃદ્ધી કરનાર ફરોહરોને અમો આશીર્વાદ છીએ.

એક આદમીના મરણ પછી તેનું નામ કેવી રીતે અમર રહી શકે? તે નરના સદ્દગુણો સાંભરવાથી તથા તેના કીધેલા શુભ કાર્યોના ફળ ચાખવાથી તે નામ અમર રહી શકેછે. શેઠ કેખુશરો કાબરાજી આપણાથી વિખુટા પડયા છે, પણ તેના કામો અને તેણે બજાવેલી ફર્જોની યાદ આપણી સાથે મેલી ગયા છે. આપણી આ દુનિયાની ફર્જો વિષે એક કવિ લખેછે કે —

What is our duty here?

To plack the flowers that round us blow
Scattering our fragrance as we go
And so to live that when the sun
Of our existence sinks in night,
Memorials sweet of mercies done
May shrine our names in memory's light
And the blest seeds we scattered bloom
A hundredfold in days to come

આજ પ્રમાણે એ મર્હુમના સુકતરૂપી પુષ્પોનો કંઇક પમરાટ આપણને હમણાંથીજ મળવા લાગ્યા છે. પારસી સંસાર અને પારસી સુધારો એ બાબતપર એ વિદ્વાન લેખકની કલમ જેટલી ઘસાઈ હતી તેટલી બીજા વિષયોમા ભાગ્યેજ હશે. આ બાબતોથી કોઇબી રીતે વધુ ફાયદો આજની પારસી સ્ત્રીઓને થયલો છે. પારસી સ્ત્રીઓનો સુધરેલો સંસાર, તેમનું છુટાપણું, તેમની કેળવણી અને તેમનું સંગીત કૌશલ્ય આ કલમકસનીજ ઉલટભરી કોશેશના પરિણામ છે, તેટલા માટે આ વિષયમા એક સ્ત્રીનો શૃંગાર શેઠ કાબરાજીની નજરમા શો હતો તેનો કંઇક ખ્યાલ લઇશું. અવસ્તામા જણાવ્યા પ્રમાણે 'વિસપચ્ય હવરતે શ્યૉથ્ન યજમઇદે' એટલે તમામ સારા કીધેલા કામોની (આજ) આપણે આરાધના કરીશું. એક સ્ત્રીનો શૃંગાર શો છે? એક અંગનાના સદ્દગુણો તથા તેનો વિવેક એજ તેના આભૂષણો છે. કવિ મિલ્ટન એક નારીની સુંદરતા માટે નીચલી લીટી લખેછે.—

Holy divine, good amiable or sweet

એવી એક અબળાપર પ્રખ્યાત કવિ શેક્સપીયર પોતે સઘળું દ્રવ્ય સદકે કરેછે.—

All my fortunes at thy foot I'll lay

શેઠ કાબરાજીના લખાણની લડત સ્ત્રીઓના મુખ્ય ત્રણ હક્કો માટે હતી. આથી આ ત્રણ બાબતપરજ કંઇક વિવેચન કરીશું. આ ત્રણ બાબતોમા સ્ત્રીકેળવણી, સંગીત, અને જાહેર છુટાપણું હતા.

આજથી લગભગ ૪૦ વર્ષ આગમજ 'જગતપ્રેમી' નામના ચોપાનીયામા શેઠ સોરાબજી શા. બંગાળીએ સ્ત્રીઓની પદવી વિષે લખાણો શરૂ કીધા, જે લખાણોએ સ્ત્રીકેળવણીની ચર્ચા ઉઠાવી. એ ચર્ચામા શેઠ કાબરાજીએ આગેવાન ભાગ લઇને આપણી સ્ત્રીઓ માટે કેળવણીની અગત્યતા માન્ય કરાવી. સ્ત્રીકેળવણી આજ કેટલી વધી છે તેનો સામટો સરવાળો લેતા આપણને ખુશી ઉપજેછે કે આજ દરેક પારસી ઘરમા એક છોકરા સાથ એક છોકરીને પણ કંઇ નહી તો શરૂઆતની કેળવણી આપવાની સંભાળ લેવાય છે. આગળ એક પારસી છોકરી ઇંગ્રેજી શિખે તો તે ખ્રિસ્તી ધર્મમા વટલાઈ જશે અથવા તો ઇંગ્રેજી કથા વાચીને 'પ્યાર'ના ઓઠા તળે કંઇક ગડબડ ઘોટાળો કરશે એવી ધાસ્તી રાખવામા આવતી હતી. પણ હાલમા તો છોડીઓ માટે લગભગ અરધો ડજન શાળાઓ ઉભી થઈ છે, જે 'મેટ્રિક' સુધીના અભ્યાસની જોગવાઈ બાળકીઓને કરી આપેછે. આજ કેળવણીના ધોરણ વિષે મતભેદ છે, આજ અપાતી કેળવણીની ખામીઓ શોધી કાઢવામા આવી છે. આજ સ્ત્રી કેળવણી કેટલીક રીતે એક સ્ત્રીની જીદગીને માફક નહીં આવતી લેખવામા આવી છે, પણ આજ કોઇબી રીતે સ્ત્રીકેળવણીની અગત્યતા સ્વીકારવા સામે કોઇએ શક દેખાડવાની હિંમત કીધીજ નથી. આજ પારસી સ્ત્રીઓ જાહેર લખનારી થઈ છે, આજ પારસી સ્ત્રીઓ પોતાના હક્ક માટે લડત ચલાવનારી થઈ છે. આજ પારસી સ્ત્રીઓ ગ્રંથકર્તા બની છે, આજ પારસી સ્ત્રીઓ ગ્રાજ્યુએટ અને ડાકતરની પદવી લેવા લાગી છે. આ સઘળી હાલત માટે શું આપણે પારસી સ્ત્રીકેળવણીના આગળા અગ્રેસરોને આભારી નથી? અને આ અગ્રેસરોમાના એક તરીકે શેઠ કેખુશરો કાબરાજીના શું આપણે થોડા ઓસીંગણ થઇશું?

હવે બીજી બાબત લેતા સંગીતનો શૃંગાર એક કામનીની દોલત છે. ગાયન ગાવું એ અસલી નજરમા પારસી સ્ત્રીઓ માટે બહુજ હલકું કામ લેખવામા આવતું હતું, આથી આ ખુદાઈ હુનરની ખીલવણીમા સ્ત્રીજાત દૂર રહેતી અને જે જાતિ માટેનો આ હુનર તેજ જાતિને તેનો લાભ મળી શકતો

# સ્ત્રી-વર્ગનું છુટાપણું.

## લખનાર – બાઈ ભીખાઈજી અરદેશર ઝવેરી.



આખા હિંદુસ્તાનમા પ્રસીદ્ધતા પામેલા 'રાસ્ત ગોફતાર' પત્રના માજી અધિપતિ મર્હુમ શેઠ કેખુશરો નવરોજજી કાબરાજીના અકાળ મરણની ખબર પડતાજ માત્ર પારસી કોમજ નહીં પણ આ દેશની હરેક કોમમા અતિશય દલગીરી ફેલાઈ હતી

આજના નવા જમાનાના લોકોને સ્ત્રીકેળવણી અને સમાર સુધારા માટેની ખાસ દેશહિતકારી મર્હુમ નરો શેઠ નવરોજજી ફરદુનજી, સોરાબજી શાપુરજી બગાલી ફરામજી નશરવાનજી પટેલ ખરશેદજી નશરવાનજી કામા, માણેકજી ખરશેદજી માણેકજી અને કેખુશરો નવરોજજી કાબરાજી તથા હૈયાત નરો શેઠ દાદાભાઈ નવરોજજી અને ખરશેદજી રૂસ્તમજી કામાની તન, મન, અને ધનથી કીધેલી મેહેનત તથા નડતરનો ખ્યાલ આવનો મુશકેલ છે

જમાનાના વેહેવા સાથ હિંદુસ્તાન જેવો સદીઓનો દેશ બધી રીતે ગાફેલગીમા આવ્યો તેની સાથ સ્ત્રીકેળવણી અને સમાર સુધારામા પણ અતિશય પછાત પડયો હતો, અને તેથી સ્ત્રીઓની દાઝ હૈડે ધરી ઉપર જણાવેલા ખરા પારસી સુધારકો ઘણી બાબતોમા અણસમજ લોકોની ખફગીમા આવ્યા છતા હિંમતથી બાહેર પડયા હતા તેઓ સાથ મર્હુમ મી કાબરાજીએ મોટો આગેવાન ભાગ લીધો હતો બિનાગાર્થે દેશીઓની ખરી દાઝ હૈડે ધરી મર્હુમ મી કાબરાજીએ તરેહવાર સેવાઓ બજાવી છે તેમા સ્ત્રીકેળવણી અને સસાર સુધારા માટે તેઓ એટલાતો ચીવટપણે બાહેર પડયા હતા કે જેથી આ અતિ અગત્યની બાબતોને જેઓ ધોકો પુગાડવાને કોશેશ કરતા હતા, તેઓ સામે બનતવારીથી ખડા ઉભા રહી કેટલીક વેળા મોટી રકમનો અને વખતનો ભોગ પણ આપવાને પાછા હઠયા નહીં હતા મર્હુમ મી કાબરાજીની લખાણની કલમ એટલી તો કમાયલી અને અસરકારક હતી કે હરેક પ્રસગે પારસી કોમ તેના જે ભીરા ફેલો આપતી તે જોઈ દરેક દેશી કોમ તેમજ રાજકર્તી બ્રિટિશ પ્રજા ઘણી ખુશાલી સાથ અચરત પામતી હતી મર્હુમ મી કાબરાજીના દિલમા ફેશનને ખરી પદવીપર લાવનાર ઉપજી બળો માટેનો સાફ એકનપીરાય શું ખીલકુલ હતું નહીં પણ પારસી સાથ દરેક દેશી કોમમા સ્ત્રીકેળવણી અને સસાર સુધારાને ફેલતો જોવાને તેઓ ઘણા આતુર હતા ખોટા ચળકની બાઈ આઈના સુધારા અને ફેશન ઉનીને તેઓ અત કરણથી ધિક્કારતા હતા પણ ખરા સુધારા સાથે સાદાઇને હમેશા પસદ કરી તેજ પગલે મરણની છેલ્લી ઘડી સુધી ચાલ્યા હતા એઓની જોરદાર કલમથી 'રાસ્ત ગોફતાર' પત્ર લોકોમા એટલું તો માનીતુ થઈ પડયુ હતુ કે તે વચાયા વગરનો રવિવારનો દિવસ તદન લુખો લાગતો હતો ફક્ત વર્તમાનપત્રોમાજ લખાણ કરીને એઓ બહાદુર નડવૈયા બેઠા નહીં પણ વારવાર ભાષણો આપી, તેમજ ચોપાન્યા નાટકો વગેરે રચી પોતાની માનીતી બન્ને બાબતો તરફ લોકની ઉસકેરણી ચાલુ રાખી હતી જેથી પારસી સાથ દરેક દેશી પ્રજા તે તરફ ગ્રુતિ રફતે ધમડાવા લાગી જ્યા સુધારા વધારાને લગતા ફેરફારો આગળ વધે ત્યા વચમા આડા ખબોચીઆઓ નડે તે સભવિત છે અને તેમ જ્યારે તે મરનારના જોવામા આવતું ત્યારે એવા તો બનતવારીથી બાહેર પડી તે ખાડામા પડનારને ચોકાવતા કે તે વખતસરની ચેતવણીથી ડોળા ફાડી અહીં તહીં લોક પરપુછ કરી સાવચેત બનતા હતા સ્ત્રીકેળવણીના સાચા સરદાર માફક જરૂર પડવે પોતાના જુના મિત્રોની વિરૂધ બોલવા કે લખવાની જરૂર પડે તો જરા પણ અચકાતા નહીં અને તેઓ જ્યારે આડકતરા રસ્તાથી તેવા લખાણોને બધ પડાવવાની પેતરણ ચલાવતા ત્યારે મોટી જુસ્સેમ ચલાવીને સ્વતત્રપણે પોતાના પ્રસન્ન મતને વળગી રેહતા હતા

ચાળીસ વર્ષની વાત ઉપર સેંકડે પારસીઓમા બે-પાચ સ્ત્રીઓને લખતા વાચતા આવડતું હોય તો નવી નવાઈ ગણાતી હતી પણ આજે શું તવગર કે શું મુફલેસ પારસીનુ એકબી કુટુંબ એવું નહીં હશે કે જેની દીકરીઓ ભણ્યા વગર રહી હોય એટલુંજ નહીં પણ બી એ એમ એ એલ એમ એન્ડ એસ અને એમ ડી સુધીની ખરી પદવી ધરાવનાર બાનુઓ ઉપર જણાવેલા માનવતા મર્હુમ ગ્રહસ્થો સાથ મી૦ કાબરાજીના આભારી છે એમ કહીએ તો તમા લેશભાર મહરાગત જેવું નથી

આ સઘળા સાથે સ્ત્રીઓના શૃગાર—ગાયનકળા ને બીન વગાડવા વધારવામા મર્હુમ મી૦ કાબરાજીએ ઘણીજ વખાણવા લાયક રીતે મેહેનત કરી કેટલીક વેળા ગાયના ગોપીચંદ

# મિત્રશોક.

લખનાર—કર્નલ કાન્હોબા રણછોડદાસ કીર્તિકર, આઈ. એમ. એસ.



શ્લોક. (ભુજંગ પ્રયાત, વૃત્ત)

"મનહરની, ગવહરની, દુખહરની"—સદુક્તિ
હતો ધર્મ જેનો, સદા સાચ્ય વૃત્તિ ।
અહા ! તેમને મોત આવ્યું અકાળે !
રડે છે ઘણાઓ બહુ આંસુ ઢાળે ॥ ૧ ॥
ખુદા ! ભાઇને આપજે પૂર્ણ શાન્તિ ।
ખુદા ! પાળજે તેમનાં સર્વ ગોતી* ॥
ઘણો હોય અફસોસ અફસોસ મુને
સદાચારિ ભાઈ જતા છોડિ સૌને ॥ ૨ ॥

**પદ.**

રાગ—પિલુ — તાલ, ત્રિવટ.

જગમાં જનહિત કરવા સારું ।
જન્મ્યા કાબરાજી હું ધારું ॥
તન મન ધન સૌ આપી દીધું ।
જનસેવામાં—શું તે કહું હું ॥ ૩ ॥

( શ્લોક (શાર્દૂલ વિક્રીડીત—વૃત્ત )

પોતાના શ્રમથી ભણ્યા ગણિયા પામીછ જે જે સ્તુતી
તેઓમાં ગણુંજે સુમિત્ર જગના કૈખુશરો ઝગોરાની ।
પોતાનો વ્યવસાય છોડિ હવે કૈખુશરો ભાઈ ગયા ।
મુંબાપુર હવે રડે વળિવળી—"આવ્યું અમા મોત આ" ॥ ૪ ॥

* ગોતી=ગોત્રજ.



દાસ મુળજી અને મી૦ કેખુશરો નવરોજજી કાબરાજી વગેરે મિત્રો તરફથી મારા પિતાજી શેઠ માધવદાસને વખતો વખત રૂડી સલાહ, ધનની મદદ અને ઘટતું ઉત્તેજન મળ્યું હતું અને તેથી ખુલ્લે ખુલ્લું જણાવવું જરૂરનું છે કે હિંદુ સંસાર સુધારા વિષેનો મારા પિતાજી શેઠ માધવદાસનો પ્રયત્ન, પૂરેપૂરી રીતે મી૦ કાબરાજી અને મી૦ કરશનદાસ સરખા સમાજ સુધારાના મહાન યોદ્ધાઓનેજ આભારી છે. આમ હોવાથી મી૦ કાબરાજીની જાહેર કારકીર્દિના જુદાં જુદા અંગોમાંના એક અંગ "હિંદુ સંસાર સુધારા વિષેની મી૦ કાબરાજીની પરમાર્થી ખંત" માટે લખાણ લખવાની મને જીજ્ઞાસા થઈ અને તેના પરિણામે આ લેખ લખું છું. તથાપિ કહેવું જોઇએ કે મી૦ કાબરાજીના દેશહિતકારક પ્રયત્નો વિષે વાંચીને તથા મનન કરીને મેં માહિતી મેળવી છે. ખુદ મી૦ કાબરાજીના ઘાડા સંબંધમાં આવીને તેમના ઉત્તમ વિચારોનો મેં અભ્યાસ કર્યો છે. હિંદુ સંસાર સુધારા વિષેના ચાલુ પ્રયત્ન માટેના મી૦ કાબરાજીના ઉમંગનો અને મી૦ કાબરાજીની સહાયતાનો મેં અનુભવ પણ મેળવ્યો છે. તથાપિ હું લેખક નથી—જાહેરમાં લખાણ લખીને પ્રકટ કરવાનો મને પ્રસંગ મળ્યો નથી અને આવા એક સુધારાના મહાન યોદ્ધાની કીર્તિનું યથાયોગ્ય કથન કરવું એ મારી શક્તિની બહારની વાત છે, તોપણ સાચા સુધારક વિષેની પૂજ્ય બુદ્ધિ અને હિતકારક સુધારા તરફની ચાહનાને લીધે, મી૦ કાબરાજીની હિંદુ સંસાર સુધારા વિષેની ખંતના સંબંધમાં લેખ લખવાને મારા ઉશ્કેરાયલા મનને હું રોકી શકતો નથી.

## મી૦ કાબરાજી અને હિંદુ સંસાર સુધારો.

*હિંદુ સંસાર સુધારાનો ઇતિહાસ અને એ સુધારો ખરેખરુ પારસીઓનો આભારી*

કોઈ પણ દેશની, કોઇ પણ દેશના લોકોની કે કોઈ પણ લોકોમાંની જાતિની સાંસારિક કે બીજી કોઇપણ પ્રકારની હાલત બિગડવાનું મુખ્ય કારણ તેઓનું અજ્ઞાનપણું, ચાલુ રૂઢીના બળવાન સંસ્કારો, ચાલુ રૂઢીને વળગી રહેવાની હઠીલાઈ અને તેઓના મનની નબળાઈ હોય છે. ચાલતા આવેલા જુના નુકસાનકારક વિચારો અને રીત રીવાજોને વળગી રહેવું અને નવા હિતકારક વિચારો અને આચરણોને વખોડીને હમી કહાડવા એ અજ્ઞાનતાના અંધારામાં ફસી જવા જેવું અધમ અવસ્થાને ધારણ કરવા જેવું દુરાચાર અને અનીતિના ગલીચ માર્ગ પકડવા જેવું, પરોપકારી પુરૂષોના પ્રયત્નમાં પથરા મારીને કૃતઘ્ન—હરામી બનવા જેવું અને દેશ કે દેશબાંધવોની ચઢતી હાલતને એટલે તેમના સુખ, ઉદ્યોગ અને દોલતને બાર દરિયે ડુબાડી દેવા જેવું નાચમાં નીચ વર્તન ગણાય. આવી દુઃખદાયક સ્થિતિ ઓગણીશમા સૈકાની શરૂઆત પછી પણ બે ત્રણ દાયકા સુધી અમારા હિંદુઓની હતી. મુંબઈ ઇલાકામાં તે સમયે વિદ્યાની કેળવણી શરૂ થયાને વધારે વખત થયો નહોતો. છતાં ઇ૦ સ૦ ૧૮૫૦ થી કેળવણી પામેલા જુવાન પારસીઓમાં સભાઓ મેળવીને દેશહિતની બાબતો ઉપર ભાષણો આપવા, લેખ લખવા અને ચર્ચા જમાવવાનો પહેલવહેલો ઉમંગ ઉત્પન્ન થયો. એના પરિણામે "ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી" સ્થાપન થઈ. આ હિલચાલનું બરૂબાર માન શેઠ દાદાભાઈ નવરોજજી વગેરેને ઘટે છે. "ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી"ના સંસ્થાપકો પારસીઓ હતા અને પાછળથી હિંદુઓ પણ ઉમેરાતા ગયા. એ મંડળીમાં હિંદુઓનું તત્વ ઉમેરાવાથી હિંદુ બાબતો વિષે ચર્ચા થવા લાગી અને તેથી પરગજુ પારસીઓનું, હિંદુઓની કઢંગી સાંસારિક હાલત ઉપર લક્ષ દોરાયું. હિંદુ નિર્દોષ બાળવિધવાઓ ઉપર હિંદુઓ તરફથી ગુજરતા અન્યાય, જુલમ અને ઘાતકીપણાની પીડા દૂર કરવાના ઉપાયો અને પુનર્લગ્નનો રીવાજ ચાલુ કરવાની જરૂરીયાત વિષે જોસભરી ચર્ચા ચાલુ થઈ. "જ્ઞાન પ્રસારક મંડળી"ના તે વખતના સેક્રેટરી મી૦ એદલજી મુનશીઆ મારફતે "વિધવા વિવાહ" વિષે નિબંધ લખનારને રૂ ૧૫૦) નું ઇનામ આપવાની એક દયાળુ પારસી ગૃહસ્થે જાહેર ખબર છપાવી. મતલબ કે હિંદુ સંસાર સુધારાની શરૂઆત પણ પારસીઓના દયાળુ પ્રયત્નને આભારી થઈ. એ સમય પછી હિંદુ સંસાર સુધારા વિષે હિંદુઓમાં વિશેષ જાગૃતિ આવી. મુંબઈમાંજ "બુદ્ધિવર્ધક સભા" હિંદુઓએ સ્થાપી અને હિંદુ સંસાર સુધારા માટે કવિ નર્મદાશંકર લાલશંકર, શેઠ કરશનદાસ માધવદાસ, શેઠ ગંગાદાસ કિશોરદાસ, વગેરે યત્ન કરવા લાગ્યા. સાહસિક પારસીઓએ "રાસ્ત ગોફતાર" વગેરે વર્તમાન પત્રો પ્રકટ કર્યાં, અને તેમાં પારસી સંસાર સુધારાના લખાણો સાથે હિંદુ સંસાર સુધારાના લખાણોને ઉદાર દિલથી અને પરગજુ લાગણીથી જગ્યા મળવા લાગી. અહીંથી મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીની હિંદુ સંસાર સુધારક તરીકેની કારકીર્દિની શરૂઆત થઈ. હિંદુ સંસાર સુધારક મી૦ કરશનદાસ મુળજીએ પારસી વર્તમાનપત્રોનું અનુકરણ કરીને હિંદુઓ માટે ૧૮૫૫થી "સત્ય-પ્રકાશ" પ્રકટ કરવા માંડ્યું અને "રાસ્ત ગોફતાર"ના એક અધિપતિ અને મુખ્ય લેખક મી૦ કાબરાજીએ હિંદુ સંસાર સુધારા વિષેના મી૦ કરશનદાસના લખાણોને પોતાના જુસ્સાવાળા લખાણોથી ટેકો આપવા માંડ્યો. આથી મી૦ કરશનદાસના જાહેર હિંમત અને જાતિબળ ખરેખરા આવેશમાં આવી ગયા. "રાસ્ત ગોફતાર" અને "સત્ય પ્રકાશ"ના તે સમયના લખાણો, હિંદુઓની બુરી રૂઢી રસમને દૂર કરવા માટે ખરી લાગણીથી અને દેશાભિમાનના ખરેખરા જુસ્સાથી કરવામાં આવતા હતા. મી૦ કાબરાજી હિંદુઓની સાંસારિક શોચનિય હાલત માટે જેમ ઘણો બળાપો કરતા હતા તેમ ઘણી દયા પણ ખાતા હતા. પારસી સંસાર સુધારો કરવાની, પોતે પારસી હોવાથી તેમની પહેલી ફરજ હતી અને તેમ છતાં પારસી સુધારો કરવા સાથે હિંદુ સંસાર સુધારાની બાબતો પણ તેમણે હાથે ધરી. હિંદુઓની સાંસારિક બદીઓ અને બુરી રૂઢી રસમોની તેઓએ હિંદુ મિત્રોની મારફતે પૂરેપૂરી માહિતી મેળવી અને પછી એકેક બાબત ઉપર વિસ્તારથી તેઓ વિવેચન કરવા લાગ્યા. મી૦ કાબરાજીના આ લખાણોથી પરગજુ પારસીઓના મન, હિંદુ સંસાર સુધારાના કાર્યને ટેકો આપવા માટે ઉશ્કેરાયાં. સુધારક મી૦ કરશનદાસ મુળજી વગેરેને તેઓએ ઉલટથી મદદ આપવા માંડી. આવી રીતે સંસાર સુધારાની શરૂઆત જેમ પરગજુ પારસીઓને આભારી છે, તેમજ હિંદુસંસાર સુધારાની થયલી મજબૂતી પણ, પોતાની જીંદગીના આખર સમય સુધી હિંદુઓને ઉપદેશ આપનાર અને હિંદુ સુધારકોને ખરા જીગરથી સારી સલાહ અને યોગ્ય સહાયતા આપનાર મી૦ કાબરાજી સરખા પરગજુ પારસીઓનેજ આભારી છે.

આઓની બધી નાતના મહાજનોએ આખી નાગરવાણીઆઓની જાતને મહાજન બહાર મૂકી! આથી નાગરવાણીઆઓને કોઈપણ રીતની હાની નહી હતી. જોકે બીજા વાણીઆઓ તેઓને મહાજન બહાર મુકે તેથી તે નાગર વાણીઆઓનો, લગ્ન કે બીજો કોઈપણ પ્રકારનો, વ્યવહાર અટકી પડે તેમ ન હોતું. છતાં નાગરવાણીઆની આખી નાત નબળા મનની બની ગઈ અને તેણે મુછ અને માથું બોડાવીને તથા ગોબર (છાણ) ખાઈને પ્રાયશ્ચિત લીધું અને તેમ કરીને તે નાત વાણીઆઓના મહાજનમાં દાખલ થઈ. આ વેળાએ મી૦ કાબરાજીએ કરેલાં લખાણો હાસ્ય ઉત્પન્ન કરનારાં, ઘણી ચાનક આપનારાં અને સાચા સુધારાની ખરી ખુબી સમજાવનારાં તથા હિંદુ સુધારકોને ખરેખર શૂર ચઢાવનારાં હતાં.

૧૮૬૦ માં વૈષ્ણવ મહારાજ જદુનાથ સાથે પુનર્લગ્ન વિષે શાસ્ત્રાર્થ કરવા માટે કવિ નર્મદાશંકર બહાર પડયા અને શેઠ કરશનદાસ મુળજી, કરશનદાસ માધવદાસ, મથુરાદાસ લવજી, લક્ષ્મીદાસ ખીમજી, ધીરજરામ દલપતરામ અને રામદાસ ભાણજી વગેરે સુધારાના નાયકોએ વહેમ પાખંડ અને ધર્મને બહાને થતાં દુરાચાર અને ઠગાઈને ઉઘાડાં પાડવા માટે લખાણો કરવા માંડયા, તે સમયે મી૦ કાબરાજીએ પોતાનાં લખાણોથી હિંદુ સુધારકોને ખરેખર શૂર ચઢાવ્યું હતું. વળી "મહારાજ લાયબલ કેસ" વખતે (૧૮૬૨) મી૦ કાબરાજીએ જાહેર લખાણોની અને બીજી ઘણી કિંમતી મદદ મી૦ કરશનદાસ મુળજીને આપી હતી. તે સમયે મી૦ કરશનદાસના "સત્ય પ્રકાશ" ને મી૦ કાબરાજીવાળા "રાસ્ત ગોફતાર" નો અપૂર્વ ટેકો મળ્યો હતો.

**પુનર્લગ્નની પહેલ કહાડનારને મી૦ કાબરાજીની કિંમતી મદદ**

૧૮૭૨ નું વર્ષ હિંદુ સમાજ સુધારાનાં સંબંધમાં ઘણું વિજયી નિવડયું હતું સુધારાના ઇતિહાસને શોભાવે તેવું એક મહાન કાર્ય તે વર્ષમાં થયું હતું. અત્યાર સુધી સુધારાવાળાઓ માત્ર બોલી બતાવતા હતા પણ સુધારો કરવામાં જાતે દાખલારૂપ થઈ પડવાની તેઓમાં હિંમત આવી ન હોતી. મારા મર્હુમ પિતાજી શેઠ માધવદાસ રૂગનાથદાસ તે સમે સુધારક મંડળના એક મિત્ર હતા, અને તેમના વિચારો સુધારાનો ઉત્તમ નમુનો પામ્યા હતા. વળી હિંદુ બાળવિધવાઓના દુઃખ અને તેમના પર ગુજરવામાં આવતા અન્યાયથી તેમના હૃદયમાં ઘણો કમકમાટ ઉપજતો હતો. હરકોઈ પ્રકારનો સુધારો—જો આગેવાનો જાતિભોગ ન આપે, તો કોઈપણ દેશમાં કે દેશની કોઈપણ નાતમાં તે દાખલ થઈ શકતો નથી એમ તેઓ અંતઃકરણપૂર્વક માનતા હતા, અને તેથી પોતાની નાતની કોઈ યોગ્ય બાળવિધવા સાથે પુનર્લગ્ન કરીને સુધારાની પહેલ કહાડવા, સમાજસાગરમાં સુધારાનું વહાણ ઝુકાવી તરીને પાર ઉતરવા, જુના વિચારોવાળા હિંદુ આગેવાનોની ઉંધી સમજણ અને હઠીલાઈને દુર કરવા અને હાનિકારક જ્ઞાતિબંધન અને રૂઢીબંધનને તોડીપાડવા તેઓ તૈયાર થઈ ગયા તેઓ તે માટે પોતાના મિત્ર મી૦ કાબરાજીને મળ્યા અને મી૦ કાબરાજીએ મારા પિતાજીને તેમના રૂડા વિચાર માટે ઉત્તેજન અને અભિનંદન આપ્યું. મારા પિતાજી ઘણા દૃઢ મનના અને ખંતીલા હોવાથી પોતાની એ મુરાદ એજ વર્ષમાં તેમણે મી૦ કાબરાજી અને મી૦ કરશનદાસ સરખા મિત્રોની મદદથી પાર પાડી, એટલે મારાં પુજ્ય માતુશ્રી ધનકોરબાઈ સાથે તેમણે પુનર્લગ્ન કર્યું. નાત જાતની મતાવણીની દરકાર કર્યા વિના, જુના વિચારના લોકો તરફના તિરસ્કાર અને અનાદરની પરવા રાખ્યા વિના, નાત બહાર રહેવાની, અને નાતબહાર રહ્યા પછી પડતી મુશ્કેલીને ગણકાર્યા વિના, કેવળ નિડરપણે, ખરેખરી હિંમતથી તેમણે આ કાર્ય કર્યું. આ કાર્યમાં મી૦ કાબરાજીએ વખતો વખત તેઓને જાહેર લખાણોથી, સારી સલાહોથી અને બીજી ઘણી કિંમતી મદદ ખરી લાગણીથી કરી હતી. અમારી કપોળ વાણીઆઓની નાતમાં અને વિશેષ કરીને ગુજરાતી સકળ પ્રજામાં જો કોઈએ પુનર્લગ્નની પહેલ કરી હોય તો તે મારાં પૂજ્ય માતાપિતાએજ કીધી હતી. એ પહેલ કરવાનું માન જો કે તેમનાં જાતિ ધૈર્ય અને અસાધારણ નીતિબળથીજ તેઓ મેળવી શકયાં હતાં, તો પણ એ સુધારાની પહેલવાળા સાહસમાં જે કિંમતી સહાયતાની જરૂર હતી તે મી૦ કાબરાજી સરખા મિત્રોથીજ મળેલી હોવાથી એ માનની શોભા તેમને પણ ઘટે છે. મારા પિતાજી શેઠ માધવદાસ પુનર્લગ્નની પહેલ કરીને કાંઈ શાંતીથી બેસી રહ્યા નહીં; પરંતુ ઉચ્ચ વર્ણના હિંદુઓ કે જેમની નાતમાં બાળવિધવાઓના પુનર્લગ્નની છુટ નથી તેઓમાં પુનર્લગ્નનો પ્રચાર કરવા માટે ભગિરથ પ્રયત્ન કરવા લાગ્યા અને પ્રયત્નમાં મી૦ કાબરાજી લખાણો વગેરેથી તેઓને ઉત્સાહિત કરતા ગયા. આ પ્રયત્નને લીધે વખત વિતતા હિંદુઓની ઘણી બાળવિધવાઓ મારા માનવંત માતુશ્રીની પેઠે પુનર્લગ્ન કરીને સધવા અને સુખી થઈ. જે જે બાળવિધવા મારા પિતાશ્રીના આશ્રય તળે આવીને પુનર્લગ્ન કરતી હતી તે તે બાળવિધવાના લગ્ન સમારંભમાં મી૦ કાબરાજી દિલોજાનથી ભાગ લેતા હતા અને તે લગ્ન સમારંભ વિષે લાગણીભરેલા અને ઉત્તેજન આપનારાં લખાણો કરતા હતા મતલબ કે હરકોઈ પુનર્લગ્ન કરનાર જોડાંને મારા મર્હુમ પિતાજીની પેઠે મી૦ કાબરાજી પોતાનાં જ્ઞાન અને વખતના ભોગે કિંમતી મદદ આપતા હતા.

**પુનર્લગ્નની તરફેણનો અને બાળલગ્નની વિરૂધનો કાયદો—મી૦ મલબારીની લડત અને મી૦ કાબરાજીનો ટેકો**

૧૮૮૮–૮૯માં મી૦ બેહેરામજી મેહેરવાનજી મલબારી કે જેઓ ઘણા છુટા વિચારના સુધારક છે, જેઓ ઇંગ્રેજી અને ગુજરાતી ભાષાના જાહેર લેખક અને પ્રસિદ્ધ વિદ્વાન છે અને જેઓને હિંદુ સંસાર સુધારાની તરફેણમાં પૂરેપૂરી લાગણી છે, તેઓએ પુનર્લગ્નની તરફેણમાં અને બાળલગ્નની વિરૂધમાં સરકાર કને કાયદો

ફગાવવાની યોજના ઘડી કહાડી અને તે માટે મોટી લડત ચલાવી. આથી જુના વિચારના લોકો મુંબઈમાં ખળભળી ઉઠ્યા, અને એ ટોળાના આગેવાન શેઠ વરજીવનદાસ માધવદાસે રાવસાહેબ વિસ્વનાથ નારાયણ મંડલીક સરખા ચુસ્ત બ્રાહ્મણને સાથે મેળવીને થોડાક લોકોને ઉશ્કેરી ઉભા કીધા અને માધવબાગમાં મી૰ મલબારીની હિલચાલ સામે એક મોટી સભા મેળવી. એ સભાએ "અમારી મેળે અમે અમારામાં સુધારો દાખલ કરીશું અને સરકારે વચ્ચે પડવાની જરૂર નથી." એવી સરકારને વિનંતિ કરી. આ સમયે મી૰ કાબરાજીએ મી૰ મલબારીવાળી યોજનાની હિમાયતમાં ઘણા અસરકારક લખાણો કીધાં હતાં. એ લખાણોમાં બાળલગ્નનો અટકાવ કરવાની જરૂરીયાતનાં અને અનાથ અબળા બિચારી બાળવિધવાઓ ઉપર પડતાં દુખ અને ગુજરતા અન્યાયના સંબંધમાં આબેહુબ ચિત્રો રજુ કર્યાં હતાં. વળી માધવબાગની મીટિંગવાળાઓની ફજેતી કરવામાં પણ એ લખાણોને અંગે મી૰ કાબરાજીએ કાંઈ પણ કચાસ રાખી ન હોતી. મારા પિતાજી શેઠ માધવદાસે પણ ચર્ચાપત્રોના આકારમાં તે બાબતના સંબંધમાં કેટલાંક હૃદયદ્રાવક લખાણો લખ્યાં હતાં અને તેને મી૰ કાબરાજીએ "રાસ્ત ગોફતાર"માં આનંદપૂર્વક જગ્યા આપી હતી.

**મુડદાં બાળવાનાં બાપફદોની ચર્ચા**

હિંદુઓમાં મરણ પામેલાંઓને અગ્નિસંસ્કાર આપવામાં આવે છે. અને એ રીતથી પંચ તત્વો તેનાં મૂળ સ્વરૂપને જલદીથી પામે છે એ ઉત્તમ રીતિથી કોહાણ કે હવાને બિગાડો બિલકુલ થવા પામતો નથી અને તેથી ઘણા યુરોપિયન વિદ્વાનો પણ એ રીતિને પસંદ કરે છે આમ છતાં સ્મશાન ભુમિમાં હાલ જે રીતે મુડદાંઓને બાળવામાં આવે છે તે રીત વધારે સગવડવાળી નથી. જે સમયમાં વધારે મરણની સંખ્યા આવે છે તે સમયમાં જગ્યાની કોતાઇને લીધે ફટાફટ મુડદુ બાળવાનો વારો આવતો નથી ચોમાસાના સમયમાં સળગાવેલી ચીતા ઓલવાઈ જાયછે, અને લોકોને ઘણી હેરાનગતિ ભોગવવી પડે છે. આથી બોઇલરો મારફતે મુડદાં બાળવાની ચર્ચા સન ૧૮૮૭માં ઉભી થઈ. મુંબઈના જુના વિચારના લોકો આ ચર્ચાથી ચમકી ઉઠ્યા, પણ મી૰ કાબરાજીએ આ ચર્ચાના સંબંધમાં ઘણાં અસરકારક લખાણો લખીને હિંદુઓને ઘણો બોધ આપ્યો હતો.

**પરોપકારી બાનુ મિસ મેનિંગ, પુનર્વિવાહ હૉલ અને મી૰ કાબરાજી.**

* હિંદુસ્તાનની કેળવણી અને સંસાર સુધારાની ઇંગ્લાંડમાં હિમાયત ચલાવનારી પરોપકારી બાનુ મિસ મેનિંગ ૧૮૮૮ માં મુંબઈ પધાર્યાં હતાં તે વેળાએ તેમનાં માનમાં જે જે મેળાવડા થયા હતા તેમાંના એક ઘણાજ અગત્યના મેળાવડા સાથે મી૰ કાબરાજીનો સંબંધ હોવાથી તે વિષે અહીં થોડું લખવું અયોગ્ય ગણાશે નહીં. મી૰ કાબરાજી એક પારસી હતા, છતાં તેઓનું દિલ પરગજુ હોવાથી હિંદુ સંસાર સુધારાના સંબંધમાં તેઓ એક ખરેખરા હિંદુ સુધારક સરખીજ લાગણી ધરાવતા હતા. મિસ મેનિંગનાં માનમાં મારા મર્હૂમ પિતાજી શેઠ માધવદાસે અને મારાં પુજ્ય માતુશ્રી ધનકોરબાઈએ અમારા "પુનર્વિવાહ હૉલ" માં એક મેળાવડો કર્યો હતો. એ મેળાવડામાં મી૰ કાબરાજીએ મુંબઈ ઇલાકામાં થયલાં પુનર્લગ્નનો ટુંક ઇતિહાસ કહી સંભળાવવા ઉપરાંત દિલ ઉશ્કેરી નાખે એવું અસરકારક ભાષણ કર્યું હતું. એ ભાષણ ઉપરથી હિંદુ સંસાર સુધારા વિષે તેમની પૂરેપૂરી લાગણી અને ખંત સ્પષ્ટપણે જણાઈ આવે છે. મી૰ કાબરાજીએ એ ભાષણમાં કહ્યું હતું કે "હું મારી જીંદગી સુધી સદા સગરૂર રહું એવું કારણ એજ છે કે આજ અઢાર વર્ષ ઉપર મી૰ અને મિસિસ માધવદાસે પુનર્લગ્ન કીધાં તે વેળા જે થોડાજ પુરૂષો એમની ગંભીર સલાહ અને મસલતને માટે મળ્યા હતા તેઓમાંથી એકલો હું જીવતો રહ્યો છું ... ... ... ... ... મી૰ માધવદાસ અને તેમની બાનુના ઇનસાફને માટે મારે કહેવું જોઇએ કે તેઓ કાંઈ માત્ર મોહડેથી બોલનારા સુધારાવાળા વર્ગના નથી, તેઓ કાંઈ સુધારાની ફક્ત ડોક હીલવવાની પટપટ કરનારા નથી પણ સંસાર સુધારાનું કામ બોલવાને બદલે કરી બતાવનારા થોડાક સુધારાવાળાઓ, જેઓ અહીં હાજર છે તેમની ટોળીના તેઓ છે. મી૰ માધવદાસ અને તેમના મિત્રો એવું માનનારા છે કે રાજ્યદ્વારી સુધારા અગાઉ સંસારી સુધારાની જરૂર છે અને સંસારી સુધારો એ સઘળા રાજ્યદ્વારી સુધારાનો મુળ આધાર અને પાયો છે. મી૰ માધવદાસના દાખલાથી તેઓ પછી હિંદુઓનાં પુનર્વિવાહ ઘણા વધ્યાં છે અને તેમની નકલ કરીને સંખ્યાબંધ પુનર્વિવાહ થયાછે જેમાંનાં ઘણાંક આ મકાનમાં થયાછે, અને તેમાનાં ઘણાખરામાં સહી અને મેરા બનવી હું ભાગ લેતો રહ્યો છું" મી૰ કાબરાજીના આ ભાષણ ઉપરથીજ હિંદુ સંસાર સુધારા વિષેની તેમની સાચી લાગણીની સાબિતી મળી શકે છે. મી૰ કાબરાજી જેમ ઉત્તમ લેખક હતા તેમ ઘણા સરસ વક્તા પણ હતા અને તેથી તેમણે બન્ને રસ્તે હિંદુ સંસાર સુધારાનાં કાર્યને મહાભારત મદદ આપી હતી. આ મેળાવડામાં તેમનાં વક્તૃત્વથી ઘણી ગંભીર અસર થઈ હતી, અને તેથીજ તેમના ભાષણના જવાબમાં મિસ મેનિંગે જણાવ્યું હતું કે,—"હું મી૰ અને મિસિસ માધવદાસનો, મી૰ કાબરાજીનો તથા બીજા મિત્રોનો મોટો આભાર માનું છું કે જ્યાં આટલાં બધા પુનર્વિવાહ થયાછે તેવે ઠેકાણે હાજર થવાની મને તક આપવામાં આવી છે. વિધવા વિવાહના સવાલે ઇંગ્લાંડમાં ઘણા લોકોનાં મન ખેંચ્યાં છે અને તેઓમાં ઉલટ ઉશ્કેરી છે. વિધવા વિવાહ થવાઓનો મી૰ કાબરાજીએ જે હેવાલ કહ્યો તે મને ઘણો

ગયો છે. આ વિવાહ કરનારાઓ ઉપર જે સતાવણીઓ ચલાવવામા આવી છે અને લાગતા વળગતાઓએ જે હિંમત અને આપઅખતિયારી દેખાડી છે તેનાં, હું આશા રાખુંછુ કે વેહેલા ફળ ઉગશે અને હવે પછી વિધવાવિવાહ કરવામા સઠ્ઠો ઓછા થશે ઇંગ્લાંડમા મારા ઘણા મિત્રો હિંદુઓના વિધવાવિવાહને માટે ઘણી કાળજી ધરાવે છે અને તેઓ ખરા દીલથી ચાહે છે કે વિધવાઓની દશા જે ખચિત બહુ દુઃખ ઉપજાવનારી છે તેમા જલદી સુધારો થાય અને આવા ઘણા જોડા સધાય "

**બાળલગ્નની વિરૂદ્ધનો અને પુનર્લગ્નની તરફેણના કાયદાઓ**

**સમ્મતિવય (રાઇટ ઓફ કનસેન્ટ) નો કાયદો અને શ્રી કાબરાજી**

સમ્મતિવય ( રાઇટ ઓફ કનસેન્ટ ) નો કાયદો ઠરાવવા વિષેની શ્રી મલબારીની લડતનું પરીણામ દુરાગ્રહી-હઠીલા હિંદુઓની વિરૂદ્ધતાને લીધે ઠીક આવ્યું નહીં, તથાપિ હિંદુ સુધારા વિષેની લડતમા શ્રી મલબારી પછાત પડ્યા નહીં શ્રી કાબરાજી પણ પોતાના મક્કમ વિચારો " રાસ્ત ગોફતાર " મારફત પ્રકટ કરીને શ્રી મલબારીને ટેકો આપતા રહ્યા શ્રી મલબારીએ અડગ દ્રઢતાથી ભરપુર દલીલોથી લડત ચલાવી કે હિંદુઓ કાચી ઉમરના બાળકોને પરણાવી તેઓના તન મનની ખરાબી કરે છે, અને તેમની ઉછરતી જીંદગીને કચડી મારે છે. આ સર્વ ખરાબીનું મુળ જો કે બાળલગ્ન છે તથાપિ અસાધારણ વિરૂદ્ધતાને લીધે જ્યારે નામદાર સરકાર કાયદો કરી શકતી નથી, ત્યારે એવી અજ્ઞાન પ્રજાની થતી ખરાબીનો બીજે રસ્તે પણ ખાસ અટકાવ કરવાની જરૂર છે. એ બીજો રસ્તો સઘળા હિંદુઓના હિતને માટે ઘણો જરૂરનો છે હિંદુઓ પોતાના કાચી ઉમરના બાળકોને પરણાવે છે અને તેવા કાચી ઉમરના બાળકોને સહટવાસમા પણ નાખે છે માટે ચોક્કસ ઉમરે ન પહોંચે ત્યા સુધી સહટવાસ કોઈ કરે નહીં તે વિષે ખાસ કાયદો કરવાની જરૂર છે આ લડત નામદાર સરકારના ધ્યાનમા ઉતરી, હઠીલા હિંદુઓ આ હિતકારક હિલચાલની પણ સામે થયા પરન્તુ તેઓનું કાંઈ ચાલ્યું નહીં અને ૧૮૯૧ મા નામદાર સરકારે કાયદો પસાર કર્યો શ્રી કાબરાજીએ આ સમયે એવા તો ઉલટભર્યા લખાણો કર્યા હતા કે જેથી શ્રી મલબારી સરખા સાચા સુધારકને ઘણો સંતોષ ઉપજે અને ઓછી અક્કલના હિંદુઓને પણ ઘણો સુબોધ મળે કહેવાનો તાત્પર્ય એ છે કે હિંદુ સસાર સુધારાની ગમે તે હિતકારક બાબતમા તે બાબત ઉપાડી લેનારને શ્રી કાબરાજી દિલોજાનથી લખાણો મારફત મદદ કરતા હતા

**હિંદુ સુધારકોની નબળાઈ અને શ્રી કાબરાજી**

શ્રી કાબરાજીના મહાન સદ્ગુણોમાનો એક સદ્ગુણ એ હતો કે ' બોલવું તે પ્રમાણે કરી બતાવવું ' જે હિંદુ સુધારકો બોલ્યા પ્રમાણે કરી બતાવતા નહીં તેમના ઉપર તેઓ ખરી લાગણીભરી ટીકા કરતા હતા સુધારો કરવો એ કાંઈ નબળા મનના પુરૂષોનું કામ નથી. એ તેમના મનનો સિદ્ધાંત હતો નબળા મનના એ સુધારકો કરતા દ્રઢ મનનો અને કહેવા પ્રમાણે કરી બતાવનાર એક સુધારક દેશ અને દેશબાંધવોની ઘણી કિંમતી સેવા બજાવી શકે છે એમ તેઓ અંતઃકરણપૂર્વક માનતા હતા અંતઃકરણ વેચીને કામ કરનારા સુધારકો ઉપર શ્રી કાબરાજીની ટીકા તે ખરેખરી વિચારવાજોગ ટીકા હતી આવા બનાવો જ્યારે જ્યારે બનતા હતા ત્યારે ત્યારે શ્રી કાબરાજીની કલમ કટારી સચોટ જોસભરી રીતે ચાલુ થતી હતી શ્રી કરસનદાસ મુળજીએ વિલાયત જઈ આવીને જો મુછ મુંડાવીને પ્રાયશ્ચિત્ત કર્યું હોત તો તેઓ પોતાની હયાતી સુધી ન્યાત બહાર રહેવા પામત નહીં, પરન્તુ પ્રાયશ્ચિત્ત શા માટે જોઇએ ? કોઈ મહાભારત અપરાધ કીધો હોય તો તેને માટે પ્રાયશ્ચિત્ત હોયછે, અને શું વિલાયત જવું એમા પાપ છે કે પ્રાયશ્ચિત્ત લેવામા આવે ? શ્રી કરસનદાસે અંતઃકરણ વેચ્યું નહીં અને તેથી શ્રી કાબરાજી તેના પોતાની જીંદગી સુધી વખાણનારા થયા આવીજ રીતે જેમણે અંતઃકરણ ખોઈ દીધું હતું તેમની શ્રી૦ કાબરાજીએ સખ્ત વિરૂદ્ધતા બતાવવામા મણા રાખી નહોતી ૧૮૯૨ મા પુનામા પંડિત રમાબાઈને ત્યા કેટલાક સુધારકોએ ચહા પીધી અને તેથી તેમના નાતીલાઓ આડા થયા કે પ્રાયશ્ચિત્ત લ્યો તોજ ન્યાતમા લઈએ ? તેઓએ નબળા મનના થઈને પ્રાયશ્ચિત્ત લીધું આવી રીતે કેટલાક હિંદુ સુધારકોએ બતાવેલી મનની નબળાઈથી શ્રી૦ કાબરાજીને બહુ લાગી આવ્યું અને તેમની લખાણો દ્વારા સખ્ત ખબર લીધી શ્રી૦ કાબરાજીના વિચારોનો કીલ્લો મજબુત અને દ્રઢતાના ચણતરથી રચાયલો હોવાથી હરકોઈ સુધારાની હીલચાલમા તેઓ પૂરેપુરા જય અને કીર્તિ પામતા હતા તેમા કશો પણ શક નથી

**શ્રી૦ દામોદરદાસ સુખડવાળા અને શ્રી કાબરાજી**

કશી પણ કીર્તિની અને કશી પણ પ્રસંશાની અપેક્ષા રાખ્યા વિના સખાવત અને પરમાર્થ કરનાર શેઠ દામોદરદાસ ગોવર્ધનદાસ સુખડવાળા એક મહાન સુધારક છે સુધારાના હરેક કાર્યમા તેઓનો ઉત્સાહ અને મદદ ઘણા કિંમતી છે. શ્રી દામોદરદાસ મર્હુમ શ્રી કાબરાજીના ખાસ મિત્ર હતા અને હિંદુ સસાર સુધારા વિષેના વિષયો માટેના ઇનામી લખાણો શ્રી દામોદરદાસની ઇચ્છાથી શ્રી કાબરાજીએ ૧૯૦૦ ના વર્ષથી "રાસ્ત ગોફતાર મા શરૂ કીધા હતા "હિંદુ દેશાટણ" ' હિંદુ ધર્મસ્થાનોના ભરપુર પણ આળસુ બીડાગો,' "જાતિભિન્ના ઝેરનો અમલ જાતિ ઉપર કહેર,' "હોળી સબંધી નાશકારક સુધારો, "બાઈઓ ઓમા નવી બાજગડ' "સાઠ વર્ષના ડોસાની સોળ વર્ષની છડી બાયડી,' "વિધવાવિવાહ વિષેનો વિરોધ વિજય,"

"નાતવરાના ખાણા પાછળની ખાને ખરચી ' રોવાકુટવાનો કુચાલ "જાતિ ભેદનું એક બે ગાયણું "વિનાયન ના દેશાટણનો સવાલ "અધિક મામની અધીકતાઓ ઈત્યાદિ વિષયો ઘણા મનન કરવા જોગ, વિચારવા જોગ અને ઘણા સુબોધક મી કાબરાજીએ લખેલા હતા

### ૩ મીo કાબરાજીની પરમાર્થી ખત વિષે

### છેવટના બે બોલ

હિંદુ સમાજ સુધારા વિષેની મી કાબરાજીની કારકીર્દીનું કથન પૂર્ં કરતા તેમની પરમાર્થી ખત વિષે છેવટના બે બોલ બોલવા બહુ જરૂરના છે હિંદુ સુધારકો પોતાની હિંદુ કોમ માટે સુધારા કરવા માટે બનતું કરે તે તેઓની ખાસ ફરજ હોવાથી તેઓને મળતા જશ કરતા મી કાબરાજીને એથી વધારે જશ મળવો જોઈએ કારણ કે તેઓ પરાઈ પારસી કોમના છતા હિંદુ સંસાર સુધારાની બાબતમા તેમણે જે ભગીરથ પ્રયત્ન કર્યા છે તે કોઈથી અને વિશેષ કરીને હિંદુઓથી વિસરી શકાય તેમ નથી સુધારકો તો ઘણા હોય છે પણ મી કાબરાજી સરખા સાચા દિલના સુધારકો ઘણા થોડા હોય છે લેખકો તો ઘણા હોય છે, પણ મી કાબરાજી સરખા નિડર અને સ્વતંત્ર મનના લેખકો ઘણા થોડા હોય છે અને વકતાઓ તો ઘણા હોય છે પણ મી કાબરાજી સરખા "સ્પષ્ટ વકતા બહુ થોડા હોય છે 'સાચા બોલા મહુરો વેરી' એ કહેવત આપણામા રૂઢ થઈ પડી છે અને તે પ્રમાણે મી કાબરાજીના સત્યપ્રિય સ્વભાવ અને લખાણથી કેટલાકોના મનને તેઓ રૂચતા નહોતા તથાપી જેમને તેઓ રૂચતા નહોતા તેઓ પણ ભીતરથી તેમની જોરાવર જોરદાર હિંમત, નિસ્પૃહીપણુ, નિડરતા અને સ્વતંત્રતાના સબંધમા એક અવાજે વખાણ કરે છે રાજદ્વારી હિંદુસ્થાનને ચાહનાર લોકો મી કાબરાજીની કાંઈક વિરૂધતા ધરાવતા હોય એમ જણાય છે તેનુ આ પ્રસંગે જણાવવાની જરૂર છે કે મી કાબરાજી રાજદ્વારી હિંદુસ્થાન માટે કાંઈ અનુદાર મત ધરાવતા નહોતા, પણ તેમના વિચારો રાજદ્વારી સુધારાની આગાઉ સંસાર સુધારાની જરૂર છે અને સંસારી સુધારો એ સઘળા રાજદ્વારી સુધારાનો મુળ આધાર અને મુખ્ય પાયો છે આવા પ્રકારના હતા તેથી કદાચ બીજાઓને તે રૂચતા નહીં આવ્યા હોય તો તે જુદી વાત છે એકંદરે મીo કાબરાજીએ પોતાના જોરાવર કારકીર્દીને અંગે જે કાંઈ કર્યું છે તે સર્વ દેશહિતકારક દેશાભિમાનના નમુનારૂપ અને અનુકરણ કરવા અને ઉપદેશ લેવા જેવું છે તેમના પ્રયત્નને માટે આપણો દેશ, આપણા દેશવાસીઓ અને વિશેષ કરીને અમારા હિંદુઓ તેમના આભારી થયા છે મીo કાબરાજીની ખોટ કેમે કરી પૂરી પડે તેમ નથી તેમના સરખા સુધારાના મહાન યોદ્ધાની આપણા દેશને આપણા લોકોને અને આપણી બાયાને ઘણી જરૂર હતી મીo કાબરાજીનુ આ લેખ લખીને મેં જે કીર્તિ કથન કર્યું છે તેથી મીo કાબરાજીની જોરાવર કારકીર્દીને પૂરેપૂરો ઈનસાફ મળી શકે તેમ નથી કારણ કે તેમના સદગુણો તથા તેમની યોગ્યતાનો આબેહુબ ચિતાર આપવાની મારામા શક્તિ નથી હું છેવટે એટલુંજ ઇચ્છુ છુ કે પરમકૃપાળુ પરમેશ્વર મીo કાબરાજીના પરિવારનુ અને પવિત્ર આત્માને અખંડ શાન્તિ આપે

## મોહડે ચહડીને માન માગનારઓ

### જ્યોતિ-દાદરો

માન માન મોહ ચડીને લોભિયા જ્યાય
લોભી જણના માન ચમથી વસા ગણાય—માનo
જણ મોટા થવા જતા ખરેખર ખોટા થાય
ચવકે હીરા ખોટા બહુ એમ તે પરખાય—માનo
તુચ્છ માન હુન્નરથી મુલ્યવાન કેહવાય,
રંગને રોગાનથીજ એઓ દકાય—માનo
માન પણ માગવા જતા સામું મળવા આવે
તેજ ખરી ઈજ્જત ને મોટાઈ અંકાય—માનo

કેo નo કાબરાજી

# મહૂમ શેઠ કેખશુરો નવરોજજી કાબરાજી

અને

# સંસાર સુધારો તથા ગુજરાતી સાહિત્ય.

### લખનાર-રાવ બહાદુર લાલશંકર ઉમિયાશંકર



મુંબઈના જાણીતા અઠવાડિક પત્ર "રાસ્ત ગોફતાર અને સત્ય પ્રકાશ' ના માજી અધિપતિ, 'સ્ત્રીબોધ' માસિક પત્રના અધિપતિ અને માલીક, સંસાર સુધારાના હિમાયતી, સ્ત્રીકેળવણી અને સ્ત્રીજાતિ માટે અત્યંત લાગણી ધરાવનાર શેઠ કેખુશરો નવરોજજી કાબરાજી તા૦ ૨૫ એપ્રિલ ૧૯૦૪ના રોજ બાસઠ વર્ષની વયે મરણ પામવાથી સંસાર સુધારાના આગેવાનોને એક મોટા મદદગારની ખોટ પડી છે. તેમની જાહેર જીંદગીની શરૂઆત સન ૧૮૬૨-૬૩ની સાલથી, એટલે તેમની ઉમરના ૨૦-૨૧ મા વર્ષથી થઈ હતી. સન ૧૮૬૧ મા મહાન સુધારક, વહેમ અને પાખંડના ઉચ્છેદક કરસનદાસ મુળજી "રાસ્ત ગોફતાર અને સત્ય પ્રકાશ' પત્રના અધિપતિ થયા ત્યારે મી૦ કાબરાજી તેમના હાથ નીચે સબ એડિટર નીમાયા હતા. ત્યારપછી ટુંક મુદતમાંજ કરસનદાસ યુરોપના પ્રવાસે જવાથી, તે પત્રનું અધિપતિપદ મી૦ કાબરાજીને મળ્યું હતું. ત્યારથી તે "રાસ્ત"ની જ્યુબિલી સુધી તેઓ તે પદપર કાયમ રહ્યા હતા.

મી૦ કાબરાજીએ પોતાની જાહેર જીંદગીના ચાળીસ વર્ષ જેટલી લાંબી મુદત દરમિયાન જે અનેક પ્રકારે દેશસેવા રાજસેવા-પ્રજાસેવા બજાવી છે, તેમાં સંસાર સુધારાનો વિષય મુખ્ય ભાગે આવે છે. "રાસ્ત ગોફતાર" પત્રના પરગજુ સ્થાપકોએ તે પત્રને માત્ર એકદેશી ન બનાવતાં બધા લોકોને તે સરખી રીતે લાભકર્તા થાય તેવા ઉંચા ઉદ્દેશથી સ્થાપી ચલાવ્યું હતું, અને મી૦ કાબરાજીએ પણ તેજ ઉદ્દેશ સાચવી ચલાવ્યું હતું. તેથી એ પત્રમાં જેમ પારસી સંસાર સુધારા સંબંધના લખાણો આવતા હતા, તેમજ હિંદુ સંસાર સુધારા માટે પણ વખતોવખત લખવામાં આવતું હતું. તેનામાં હિંદુ સુધારાના લશ્કરના નાયક કરસનદાસના હાથમાં તે પત્રની લગામ આવવાથી તો હિંદુ સંસાર સુધારાનું તે ખાસ પત્ર હોય તેવું થઈ પડ્યું હતું. અને ત્યારપછી મી૦ કાબરાજીએ તે વલણ છેવટ સુધી મજબુતીથી ચાલુ રાખી હતી. "સત્પુરૂષોના સમાગમથી મનુષ્યની પ્રકૃતિને ઉત્તમ પોષણ મળે છે," એ સિદ્ધાન્ત પ્રમાણે પરોપકારી શેઠ સોરાબજી શાપુરજી બંગાળી, કરસનદાસ મુળજી તથા શેઠ નવરોજજી ફરદુનજી જેવા અનેક ગૃહસ્થોના સહવાસથી તેમના ઉછરતા અન્તઃકરણને સારૂં પોષણ મળ્યું હતું. તેઓ માત્ર મોઢેથી બોલીને અથવા લખીને બેસી રહેવામાં કર્તવ્યપરાયણતા માનતા નહોતા; પરંતુ પોતે જે જે સુધારાની આવશ્યકતા બતાવતા તે કરી બતાવવા માટે પણ હમેશાં તત્પર રહેતા, અને તેમ કરીને દાખલો આપતા હતા.

મી૦ કાબરાજી "રાસ્ત ગોફતાર અને સત્ય પ્રકાશ" પત્રમાં લખતા થયા એટલે સંસાર સુધારાના મુળ પાયા સ્ત્રીકેળવણીની વૃદ્ધિને અર્થે લખવાની શરૂઆત કરી, પોતાના ભવિષ્યની લડતનો પાયો નાખ્યો હતો. તે વખતે સ્ત્રીકેળવણીની ખરી કિંમત અને જરૂર સમજનારો વર્ગ બહુ નાનો હોવાથી, તેની વિરૂદ્ધના મોટા પક્ષે તે સામે સખ્ત હુમલા કર્યા, પરન્તુ તેમને પોતાની કાબેલ કલમથી જવાબો આપી સુધારક પક્ષની એ અગત્યની લડત તેમણે દૃઢતાથી ચાલુ રાખી. એટલુંજ નહિ પણ તેને આગળ વધારીને દેશી સ્ત્રીઓને ગુજરાતી ઉપરાંત ઇંગ્રેજી ભાષાની કેળવણી આપવાની અગત્યતા તરફ સમગ્ર વર્ગના આગેવાનોનું વલણ કરવાનો પ્રયત્ન આરંભ્યો હતો. તે વિષયપર તેમણે 'રાસ્ત'માં મહિનાના મહિનાઓ સુધી લંબાણ લેખો લખીને તેની જરૂરીઆત અને લાભો બતાવવાનો સ્તુતિપાત્ર પ્રયત્ન કર્યો હતો. આ પ્રયત્નના ફળરૂપે મુંબઇમાં "અલેકઝાંડ્રા ગર્લ્સ સ્કૂલ"ની પહેલવહેલી સ્થાપના સન ૧૮૬૩ માં મી૦ માણેકજી ખરશેદજીએ, તે વખતના મુંબઈના ગવરનર સર બાર્ટલ ફ્રિયરને હાથે કરાવી. ત્યારપછી તેઓ કોઇ પ્રસંગે અમદાવાદ આવ્યા હતા, તે વખતે તેમણે અત્રેની મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કાલેજમાં ગુજરાતી સાથે ઇંગ્રેજી ભાષાદ્વારા સ્ત્રીઓને શિક્ષણ આપવા વિષે સૂચના કરી હતી, અને થોડાજ વખતમાં તે સૂચના અમલમાં મૂકાઈ હતી.

દેશપ્રદેશના ઇતિહાસ ઉપરથી જણાય છે કે, પરાક્રમી દેશમાં પરાક્રમી મનુષ્યોને માન મળે છે; સુધરેલા દેશમાં સુધારકોને માન મળે છે, અને વિદ્યા-કળામાં વધેલા દેશમાં વિદ્યા કળામાં પ્રવીણ હોય તેવા મનુષ્યોને માન મળે છે. તેજ પ્રમાણે આપણા દેશમાં વહેમ, રૂઢીના બંધન અને

અજ્ઞાનતાના પ્રબળતા સમયે વહેમી અને પાખંડી લોકોને વધારે માન મળે, તથા સમગ્ર દેશની ઉન્નતિ માટે વિચારપૂર્વક સુધારા સૂચવનારનો સામાન્ય લોકો તરફથી યોગ્ય આદર ન થાય એટલું જ નહિ પણ તેમની હાંસી તથા નિંદા થાય, એ સ્વાભાવિક છે તેમ પ્રજા દેશની ઉન્નતિના પાયારૂપ સ્ત્રીકેળવણીની વૃદ્ધિની આ હિલચાલ તે વખતે ઘણા લોકોને ગમી નહિ તેથી સુધારક ગૃહસ્થોના પ્રયાસથી શરૂ થયેલી કન્યાશાળાઓ તથા અંગ્રેજી ગર્લ્સ સ્કૂલ સામે અનેક પ્રકારની નાલેશીભરેલી બનાવટી ચર્ચા તે લોકોએ કરવા માંડી હતી. પ્રત્યેક મહાન સત્યને અથવા મહાન મતને આ વિટંબના સર્વત્ર જગોએ નડ્યા વિના રહી નથી એમ ઇતિહાસ જોતાં જણાય છે. પ્રખ્યાત લેખક સ્માઈલ્સ પોતાના "સદ્વર્તન" નામે ગ્રંથમાં લખી ગયો છે કે, "મનુષ્ય જાતિના સુધારાના ઇતિહાસ પૈકીનું પગથીઉં તપાસતા જશો તો તે, વિરુદ્ધતાના દેહ અને વિઘ્નના કાંટા તોડી, ખમેડી પાડીને ચણવામાં આવ્યું છે એમ જણાશે. નિંદા ગાળ મશ્કરી અને ગાળના હુમલાઓની વચ્ચે થઈને (આગેવાનોને) માર્ગ કરવો પડ્યો છે." આ જોતાં આ લોકોની વિરુદ્ધતા માટે તેનો બહુ દોષ કાઢવા જેવું નથી. તેમ થવું એ સામાન્ય રીતે સ્વાભાવિક છે.

મુંબઈમાં સ્ત્રીકેળવણીની શરૂઆત થવાની સાથે જ સ્ત્રીસ્વાતંત્ર્યનો સવાલ ઉભો થયો હતો. તે સમયે હિંદુ સ્ત્રીઓની પેઠે પારસી સ્ત્રીઓને પણ ઘરના એક ખુણામાં ભરાઈ રહી પોતાની જીંદગી ગુજારવી પડતી હતી. સુધારામાં આગળ વધતા જમાનામાં સ્ત્રીઓની આવી સ્થિતિ કોઈપણ સુધારક જોઈ શકે નહિ, એ દેખીતું જ છે. મી. કાબરાજીએ આ વિષયપર "રાસ્ત"માં લેખો માંડી લખીને તેથી થતા લાભાલાભનું અસરકારક રીતે દર્શન કરાવ્યું. તેમને આ પ્રયાસમાં જલદી જય મળ્યો અને ધીમે ધીમે પારસી ગૃહસ્થો પોતાના ઘરની સ્ત્રીઓને ઘરના એક ખુણામાં ગોંધી રાખવાની રસમને નુકસાનકારક રૂઢીના બંધનમાંથી મુક્ત થયા. આના પરિણામે આજે એવો વખત આવેલો આપણે જોઈએ છીએ કે કોઈપણ મિજલસમાં, કોઈપણ મીજબાનમાં કે કોઈપણ જાહેરસભાની હિલચાલમાં પારસી સ્ત્રીઓના મોટા ભાગની હાજરી હોય છે. પારસીઓના દાખલા ઉપરથી હિંદુઓમાં પણ તેની સારી અસર થવા માંડી છે.

મી. કાબરાજી દરેક પ્રસંગે "જે કાંઈ કરવું તે બરાબર વિચાર કરીને કરવાની" ભલામણ કરતા હતા તેમ "રૂઢીઓ જે જે બંધનો આવ્યાં છે તે દરેક ઉત્પન્ન થતી વખતે ક્યા હેતુ સમાવેલો હતો? તે હેતુ હાલ તે રૂઢીને વળગી રહેવાથી જળવાય છે કે કેમ? અને જો જળવાતો ન હોય તો પછી તે બંધનમાં શા માટે બંધાઈ રહેવું? દેશ અને સમય-અનુકૂળ ક્યા ક્યા છે અને તે રસ્તે શા માટે ન જવું?" વગેરે ઉપયોગી મુદ્દાઓ ઉપર મગજ અને તર્કશક્તિ વાપરી વિચાર ચલાવતા હતા અને સમય-કાળને અનુસરીને જે વધારે યોગ્ય-વધારે લાભકારક-વધારે જરૂરનું તથા અનુકુળ જણાય તે પ્રમાણે કરવા લોકોને ઉપદેશ કરતા હતા. સ્ત્રીકેળવણી સ્ત્રીસ્વાતંત્ર્ય, તથા બીજા સુધારા માટેની પોતાની લડાઈ સામે થનારાઓ ઉપર તેમણે આ સુધારૂપી કિલ્લાના આશ્રયથી વિજય મેળવ્યો હતો. હરકોઈ મનુષ્ય આ કિલ્લાના આશ્રયે રહી પોતાનાં કામો કરે તો તે અવશ્ય ફતેહમંદ થાય.

હિંદુઓના સહવાસથી, હિંદુઓનું જોઈને પારસીઓમાં પણ બાળલગ્નનો દુષ્ટ રીવાજ ઊંડાં મૂળ ઘાલી બેઠો હતો, અને તેથી જેમ હિંદુઓમાં થાય છે તેમ તેમના કુટુંબોમાં પણ ઘણા શોચનીય બનાવો બનતા હતા. આ નિંદ્ય રીવાજને કાયદાથી અટકાવવા સમયે સ્વર્ગસ્થ શેઠ સોરાબજી શાપુરજી બંગાળી તથા બીજા કેટલાક પરોપકારી પુરુષોએ ચર્ચા ઊભી કરી હતી. તેમાં મી. કાબરાજીએ "રાસ્ત" દ્વારા મુખ્ય ભાગ લીધો હતો. આનું પરિણામ હાલ આપણે જોઈએ છીએ કે, બાળલગ્નનો રીવાજ તેમનામાં બંધ પડી ગયો, અને તેથી સંસારમાં થતી અનેક પ્રકારની ખરાબીઓ અટકી. આ સિવાય લગ્નમાં થતા હદપાર ખર્ચો, વેશ્યાના નાચ, કન્યાના માબાપને આપવું પડતું ભારે ખર્ચ, વગેરે પારસી સમાજ સુધારણાની અગત્યની બાબતો વિષે મી. કાબરાજીએ ચર્ચા ચલાવીને તે રીવાજોમાં સમયને અનુકુળ ઉચિત સુધારાઓ કરાવી, પારસી કોમમાંના વહેમ તથા ગ્રામ્ય રૂઢીના ઘણા બનાવો અટકાવવામાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

મી. કાબરાજીની જાહેર જીંદગીની શરૂઆતના સમયમાં પારસીઓમાં તેમજ હિંદુઓમાં અનેક પ્રકારના વહેમો, નુકસાનકારક રૂઢીના બંધનો, રીતરીવાજો અને ધર્મને નામે પ્રતિબંધો એવા સજ્જડ હતા કે તેને જડમૂળથી ઉખેડી નાખવા માટે બળવાન યોદ્ધાઓની શક્તિની જરૂર હતી. જુના વિચારના હિંદુઓ અને સુધારક હિંદુઓ વચ્ચે 'હિંદુ સમાજ સુધારા' ને નામે ભારે યુદ્ધ શરૂ થયું હતું. સુધારકશ્રી કરશનદાસ મૂળજીએ વલ્લભમતના આચાર્યોમાં વધી પડેલા પાખંડ તથા અનીતિને ઉઘાડાં પાડીને, વલ્લભમતાનુયાયીઓનું અજ્ઞાન વહેમ, વગેરે વિષે જોસવાળી ચર્ચા કરી તેમની આંખો ઉઘાડવાનો પ્રયત્ન આરંભ્યો હતો. 'કરશનદાસ જાતે વાણીઆ હતા પણ શુરવીર હતા.' સ્વધર્મીઓ-ઓરતીઓ-સ્વબંધુ ભગિનીઓને વહેમ અને પાખંડની બેડીમાંથી મુક્ત કરાવવા તેઓ આ મનોબળના નિશ્ચય તથા દૃઢતાથી ભયંકર લડાઈ લઈ જતા હતા. કરશનદાસની આ લડાઈમાં શેઠ મંગળદાસ નથુભાઈ, શેઠ લખમીદાસ ખીમજી, ડાક્ટર ભાઉ

# હીંદુ સ્ત્રીકેળવણી અને સંસાર સુધારાની લડતોની કેટલીક નોંધ.

લખનાર—બાઈ વિદ્યા રમનભાઈ નિળકંઠ, બી. એ.



ગયા જમાનાના ઉપયોગી પુરૂષો એક પછી એક આપણી નજર આગળથી જતા રહ્યા છે. તેઓમાંના એક મી૦ કેખુશરો કાબરાજી હતા. તેમની આખી જીંદગી દેશસેવામાં ગઈ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એક જાહેર પત્રના અધિપતિ તરીકે તેમણે અનેક માર્ગે બજાવેલી દેશસેવા સર્વને જાણીતી છે. એ મહાન કાર્ય કરવાનું બીડું જેઓએ આરંભમાં ઝડપ્યું હતું તેઓને હાલના જેટલા માર્ગ સરલ નહોતા. ઘણી ઘણી મુશ્કેલીઓમાંથી નિકળવું પડતું હતું. અને આજ જે માર્ગ સરલ થયા છે તે એ વર્ગના મહાપુરૂષોના પ્રયાસનું ફળ છે. આપણને જે વાતો હાલ નજીવી લાગે છે તે દાખલ કરાવતાં દાખલ કરાવનારાઓને ભારે મહેનત અને જોખમ ખેડવાં પડેલાં બધા દેશોમાં એજ પ્રમાણે થાય છે

આ લેખમાં મી. કાબરાજીએ સંસાર સુધારક તરીકે જે મહાન કાર્ય કર્યું છે તેની સંક્ષેપમાં નોંધ લેવાનો ઉદ્દેશ છે. સંસાર સુધારાની હીલચાલની શરૂઆતથીજ તેઓ તેમાં આગળ પડતો ભાગ લેતા આવ્યા હતા. હિંદની તમામ કોમોમાં કેટલાક નુકશાનકારક રીવાજો છે તે દૂર કરી દેશની ઉન્નતિ કરવી એ સુધારકોનો મુખ્ય ઉદ્દેશ છે. બાળલગ્ન, જ્ઞાતિભેદ, વિધવાવિવાહનો પ્રતિબંધ, સ્ત્રીકેળવણીનો અભાવ, સમુદ્ર ગમનનો નિષેધ, સામાજિક શુદ્ધતા વગેરે હાનિકારક ચાલ ક્હાડી નાખવા જેવા છે એવું દેશનું હિત જાણનાર કેટલાક પુરૂષોના મનમાં લાગ્યું તે વખતે એવા દેશહિતેચ્છુ ગણ્યા ગાંઠ્યા હતા. અને તેમની સામે આખી પ્રજા હતી. પુરાતન કાળથી ચાલતા આવેલા કેટલાક રીત રીવાજ ખોટા છે અને તે [illegible] એ વાત તે કાળના સુધારાના વિરોધીઓના ધ્યાનમાં ઉતારવી એ સહેજ વાત નહોતી. આજે પણ સુધારાના વિરોધીઓ ઘણા છે. પણ તે વખતનો લોકમત ઘણો અજ્ઞાન હતો અને તેમને મન સુધારો તે ઉછાંછળા જુવાનીઆઓની મૂર્ખાઈ માત્ર હતી. તેવા વિકટ સમયમાં સુધારાના આગેવાનોમાં જે ઉત્સાહ હતો તેનો હાલ ખ્યાલ આપવો પણ મુશ્કેલ છે. એવા ઉત્સાહી સુધારકોની પ્રથમ હરોળમાંના એક મી૦ કાબરાજી હતા. અને તેમના તથા તેમના સાથીઓના પ્રયાસને પરિણામે પારસી કોમ આજે દુનિયામાં એક સુધરેલી પ્રજા તરીકે સ્થપાઈ છે. પારસીઓમાં પણ આજથી પચાસ વર્ષપર બાળલગ્ન, સ્ત્રીકેળવણીનો અભાવ, બીજી કોમો સાથે ભોજન વ્યવહારનો પ્રતિબંધ, લગ્ન મરણ પ્રસંગે અઘટિત ખર્ચ વગેરે હાનિકારક રીવાજો પ્રચાર પામેલા હતા પરંતુ એ સર્વ રીવાજ એટલી ઝડપથી નાશ પામ્યા છે કે એની હયાતી આટલા ટુંકા વખતપર હતી એમ માની શકાતું નથી. જેવા ઉત્સાહી સુધારક નરો એ કોમમાં થયા તેવીજ તે પ્રજા પણ ઝડપથી આગળ વધનારી હોઈ એટલે સુધારકોના પ્રયાસ વિજયવંત થયા.

જે પ્રમાણે પારસી કોમના હાનિકારક ચાલનો નાશ કરવાનો પ્રયત્ન મી૦ કાબરાજીએ કર્યો હતો તેજ પ્રમાણે મી૦ કરસનદાસ મુળજી સરખા હિંદુ સુધારકોની સાથે રહી હિંદુઓના રીવાજોમાં પણ મનમાનતો સુધારો કરવામાં પોતે પારસી હોવા છતાં કચાશ રાખી નથી. ગયા જમાનાના પારસીઓ, જેઓમાંના કેટલાક હાલ હયાત પણ છે તેઓ માટે એટલું કહેવું આવશ્યક છે કે હિંદુ અને તેમની વચ્ચે ગાઢો એખલાસ હતો. કાંઈપણ અંતર રાખ્યા વિના હિંદુઓ સાથે મળીને રહેતા અને તેમનામાં જુદાપણા જેવું કશું નહોતું. પારસીઓમાં ન ચાલતા એવા પણ હાનિકારક હિંદુ રીતરીવાજોને દૂર કરવામાં મી૦ કાબરાજીએ આખી જીંદગી પર્યંત પ્રયાસ કર્યા છે. આગેવાન હિંદુ સુધારકો મી૦ માધવદાસ રૂઘનાથદાસ, રા. બા. ભોળાનાથ સારાભાઈ, રા. સા. મહીપતરામ રૂપરામ, મી૦ કરસનદાસ મુળજી વગેરે સાથે તેમને ગાઢો સંબંધ હતો. મી૦ માધવદાસ રૂઘનાથદાસ સરખા આબરૂદાર ગૃહસ્થના પુનર્લગ્નમાં મી૦ કાબરાજીએ અત્યંત મદદ કરી હતી અને પુનર્વિવાહના કામમાં તે ખાસ લાગણી ધરાવતા.

આ પ્રમાણે સાંસારિક દરેક સુધારાના તેઓ હિમાયતી હતા. પોતાનાં પત્રોમાં તે બાબત ચર્ચા ચલાવતા અને વાત સમજાવવામાં તેમણે બાકી રાખી નહોતી. લોક મતના પ્રવાહને સીધે રસ્તે લાવવાનું સાધન વર્તમાન પત્રોનો સદુપયોગ કરી સંસાર સુધારાની મહાન સેવા તેમણે બજાવી છે. જે રીવાજ મનથી ખોટા લાગે તે દૂર કરી સારા રીવાજ દાખલ કરવાનું તેમણે બોલી બતાવ્યું છે

# હિંદુ સુધારકોનો ઉત્તેજક.

## લખનાર—મી૦ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા.



મર્હુમ મી૦ કેખુશરો નવરોજજી કાબરાજી સાથે મને પહેલ વહેલી ઓળખાણ સને ૧૮૭૭ માં થઈ હતી. અને ત્યાર પછી એઓના મરણ સુધી હું એઓના સંબંધમાં વધુને વધુ આવતો ગયો હતો. સને ૧૮૮૦ માં મારૂં પહેલ વહેલું દુનિયાની મુસાફરીએ નિકળવું થયું. તે વખતે મારા મિત્રોએ અને ગોરધન મહેર ઇચ્છવાને સામે એ મેળાવડો કીધો હતો. જેમાં એ મર્હુમે મને આગળ પડવાને અને ન્યાતના સંબંધી બંધી ન રાખવાની હિંમત પકડી એ મુસાફરીથી શું શું ફાયદાઓ હાંસલ થાશે તે એક છટાદાર ભાષણ કરીને દર્શાવ્યું હતું, અને આગેવાન ભાગ લીધો હતો. ત્યાર પછી મારા પ્રવાસથી પાછા ફર્યા પછી એટલે સને ૧૮૮૨ ની આસપાસ એઓએ તથા મર્હુમ શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ મને આગ્રહ કીધો, કે એ સફર દરમ્યાન મેં જે જે પારકા મુલકોમાં લોકોની રહેણી કરણી રીતિ નીતિ વગેરે જોયા તથા અનુભવ મેળવ્યો તે સઘળું માટે એક જાહેર જગ્યામાં ભાષણરૂપે દર્શાવવું કે જેથી તેના બીજાને લાભ થાય અને ઉત્તેજન મળે. એ સલાહ મુજબ તેજ સાલમાં મેં બાનુઓ અને ગ્રહસ્થોના એક મોટા મેળાવડા હજુર ફરામજી કાવસજી ઇનસ્ટિટ્યુટમાં મર્હુમ રાવબહાદુર ઓનરેબલ ગોપાળરાવ હરી દેશમુખના પ્રમુખપણાં હેઠળ એક ભાષણ આપ્યું હતું જેમાં એઓએ બહુજ ઉલટમંદ ભાગ લીધો હતો. અને હિંદુ ભાઈઓએ પરદેશ ન ફેરતા અને ન્યાતનો ડર ન રાખતા મારો દાખલો લઈ વિલાયત વગેરે સુધરેલા દેશોમાં પ્રવાસ કર્યો કે જેમ કરવાથી તેઓને પોતાને તેમજ દેશને લાભ થાય એવો બોધ દીધો હતો અને એટલુંજ નહીં પણ મકમ મન રાખી ન્યાતની ખપીના જુલમને આધીન થઈ પ્રાયશ્ચિત ન કરવું તથા એવા પ્રવાસથી થતા અનેક લાભો વિષે વારંવાર પોતાના 'રાસ્ત ગોફતાર' પત્રમાં કેટલાએક વિદ્વત્તાભરેલા લખાણો કીધાં હતાં, અને તેઓ જે જે હિંદુઓમાં જોઈતા સુધારા વિષે લખતા હતા તે ઘણાજ અસરકારક અને આજના વખતને અનુસરતું હતું. એઓ ભાઈ તરફથી એવા ચાલુ ઉત્તેજનને લીધે મેં બીજીવાર પણ દુનિયાની મુસાફરી માથે ઉપાડી હતી અને તેને લગતા જાણવા જોગ હેવાલો જે હું એમના ઉપર મોકલતો હતો તે સઘળા પોતે પોતાના પત્રમાં છાપી પ્રસિદ્ધતા આપતા હતા.

વળી અંગમજની ફરાગત સબંધી બાબતમાં પણ હું એઓના સમાગમમાં આવ્યો હતો. અને તેમાં પણ ભારે ધમ ખેંચી તેનાથી થતા ફાયદાઓ વારંવાર છાપા મારફતે તેમજ ભાષણો મારફતે એઓ દર્શાવતા હતા એટલુંજ નહીં પણ કેટલીક વાર ગામના જાણીતા 'મલો' તથા ઉસ્તાદોને જાહેરમાં ભેગા કરી તેઓ વચ્ચે હરીફાઈના અખાડાઓ કરાવતા હતા અને જીત મેળવનારને ઇનામો વગેરે અપાવતા હતા. કેટલાક વર્ષો સુધી આગળી “બોમ્બે જીમનાસ્ટિક ઇનસ્ટિટ્યુટ” ના એઓ સેક્રેટરી તથા પાછળથી સુપ્રિનટેનડંટ હતા. અને તેના કારોબારમાં ઉલટમંદ ભાગ લેતા હતા અને એ ખાતાને ચહડતી પડતી ઉપર લાવ્યા હતા.

હિંદુઓમાં પુનર્વિવાહથી થતા ફાયદા વિષે એઓએ ભારે લડત ચલાવી હતી અને મર્હુમ શેઠ માધવદાસ રૂઘનાથદાસ સાથે મળીને પુનર્વિવાહને ઉત્તેજન આપવા પોતાથી બનતું કીધું હતું અને દરેક એવાં લગ્નના પ્રસંગે પોતે જાતે હાજર રહી સામેલ થતા હતા. એ ઉપરાંત મહારાજ લાઈબલ કેસ વખતે મર્હુમ હિંદુ સુધારક શેઠ કરસનદાસ મુળજી તરફથી ભારે લડત ચલાવી હતી અને તેમના સુધારાના કામને મદદ અને ઉત્તેજન આપતા. વળી સ્ત્રી કેળવણીથી થતા લાભોના એક ચુસ્ત હિમાયતી હતા. ફ્રી રીડિંગ રૂમ અને લાઇબ્રેરીથી થતા ફાયદા એઓ સારી પેઠે સમજતા હતા અને એવી લાઈબ્રેરીઓ સ્થાપવામાં મને ઉલટ ને સલાહ આપતા હતા. આપણા દેશી લોકો જે રીતે પોતાના મરણ પામેલાનાં મુડદાંઓ અવલમંઝલ પોંહચાડે છે તે રીતિ એઓને પસંદ હતી નહીં અને તેમાં પણ સુધારો કરવાને ભારે ઉલટ પકડી હતી અને તેવા કામને માટે એક લોખંડની ગાડીની ભલામણ કરતા હતા. એવી અકેકી લોખંડની ગાડી એક હિંદુ ગ્રહસ્થે જુદી જુદી હાસ્પિટલો જેવીકે હિંદુ હાસ્પિટલ, જૈન હાસ્પીટલ, કપોળ વાણીઆ હાસ્પિટલ વગેરેને ભેટ આપી હતી તેની પોતે જાતે મુલાકાત લઈ જોઈ તપાસી આવ્યા હતા, અને તે જાહેર વપરાશમાં આવતી જોવાને ભારે ઉલટમંદ હતા.

થોડાં વર્ષની વાત ઉપર મુંબઈ સમાચારમાં એક હિંદુ ગ્રહસ્થે જાહેર કીધું હતું કે જે કોઈ ગ્રહસ્થ મર્હુમ શેઠ કરસનદાસ મુળજીના પગલે ચાલી એમની હિંદુ સુધારાની લડત સબંધી તરફેણમાં અસરકારક અને વખતને અનુસરતા લખાણો એક વર્ષ સુધી જાહેરમાં ચાલુ કરશે તે ફતેહમંદ નિકળનાર ગ્રહસ્થને રૂપીઆ એક હજારનું ઇનામ તેમના તરફથી આપવામાં આવશે. આ જાહેર ખબર તરફ એઓનું ધ્યાન ખેંચાયું અને તે મુજબ એઓએ પોતાના પત્રમાં હિંદુ સંસાર સુધારા સબંધી અસરકારક લખાણો ચાલુ કીધાં કે જેની હિંદુઓ ઉપર ભારી અસર થઈ હતી. અને એ રીતે તે ઇનામ જીતવાને એઓ ફતેહમંદ નિવડ્યા હતા. જો કે પોતે જાતે ચહડતી યુનિવરસિટીની કેળવણી સંપાદન કરવાને ભાગ્યશાળી નહીં નિવડ્યા હતા તોપણ એઓના વિચારો હમેશાં સુધારા તરફ હતા અને પોતાને જે વાજબી લાગે તે એકદમ કોઈની પણ દરકાર કર્યા વિના સ્વતંત્રપણે દર્શાવતા હતા અને ચાલુ અંત ને હેતુ પાર પાડવાને ચીવટપણેથી રાખતા હતા. એવો ખરેખર સુધારાના એક ચુસ્ત, સાચા પ્રમાણીક, અને હિંમતવાન હિમાયતી અને મિત્ર હતા.

(૧૦)

વીર તેં ધીરથી હાક વગાડી,
ઉંઘણની તજી ઉંઘ ઉડાડી,
જનને લીધા તેં જગાડી—કલમથી તેં કાબરાજી

(૧૧)

ચર્ચા ચતુરાઈની ચરચાએ,
ગુણના ગીત ગુણીજન ગાએ:
લેખ ભવાની લખારી-કલમથી તુજ કાબરાજી

( દોહરો. )

હિમતના હયપર ચડી, કલમરૂપી ધરી તીર—
કાગળ રણમેદાનમા, વિજય કીધો રણવીર

કલમ ચાલતી નથી હાથ ધ્રુજે છે. વાણીથી વદાતું નથી હૃદય ભેદાય છે મનની ગતિ અસ્થિર થઇ છે ગુજરાતી ભાષાના બગીચામાં સેલ કરતું, મધુર ગીત લલકારતું બુલબુલ આપણને શોક સાગરમા ડુબાડીને પરધામભણી ઉડી ગયુ છે. ગુજરાતી ભાષાનો મહાનયોદ્ધો કાગળરૂપી મેદાનમાં ઘુમીને, કલમરૂપી તીખાતીરથી વિજય મેળવીને, પરમપદ પામ્યો છે એ વિજોગથી કવિ-પંડિતોના હૃદય છિન્ન ભિન્ન થઈ ગયા છે, આંખમાથી અશ્રુપાત થાય છે,—ધીર ધરાતી નથી,—વીરપુરૂષના વિરહ-જ્વાળાની વેદના સહન થતી નથી ગુજરાતી ગિરવાણનો રસિક લેખક ગયો, કવિઓની કદર પિછાણનાર ગયો, વિદ્વાનોને વખાણનાર ગયો, સુધારાનો સાચો સાથી ગયો, પરમાર્થનો પહેલવાન ગયો, ગરીબોનો માળો લુંટાઈ ગયો અને અનાથની આશાનો સૂર્ય આથમી ગયો રસિકની રમુજતાનો જાણકાર ગયો હવે શું રહ્યું?—તેની મધુરી વાસના એ વાસનાની માધુર્યતાનું સ્મરણ કરીને આપણે દિલાસો લેવો એજ આપણા હાથમા ઉપાય રહ્યો છે

## મી કાબરાજીની પિછાન

હિન્દુ સુધારક મી૦ કરસનદાસ મુળજી લીંબડીના સદ્દરબાર પોલિટિકલ એજંટ હતા તેમના સબંધમા હું આવવાથી સારામા સુધારાના બીજ રોપાયા હતા મી૦ કરસનદાસ મુળજી મર્હુમ મી૦ કાબરાજીને વખાણતા ને ચાહતા હતા તે વખતથી હું પણ મર્હુમ મી૦ કાબરાજીને વખાણવા શિખ્યો. કવિ દલપતરામ મારા શિક્ષાગુરૂ હતા ને પ્રથમ પહેલું કાવ્ય મર્હુમ મી૦ કરસનદાસ મુળજીના સ્વર્ગવાસનું વર્ણન "કૃષ્ણવિરહ" ને નામે પ્રગટ કીધું તે પ્રકટ કરવા પહેલા મને ૧૮૭૫ મા હું મુંબઈ આવ્યો હતો અને મર્હુમ મી૦ માધવદાસ રૂગનાથદાસ, મી૦ લક્ષ્મીદાસ ખીમજી અને મી૦ કાબરાજીને મળીને પ્રસન્ન થયો હતો હું મી૦ કરસનદાસને વખાણનાર હતો અને સુધારા પક્ષની સ્નેહને માટે મારી લાગણી હતી. તેથી મને મર્હુમ સુધારો અંત કરણથી ચાહતા હતા. શેઠ સોરાબજી શાપુરજી બંગાલી પણ મને સુધારાના કવિ તરીકે ચાહતા હતા. તે પછીના એક ગ્રંથ "વિધવા વિલાપ" માં વિધવાઓના સંકટનું કરૂણાજનક ચિત્ર મેં કવિતામા પ્રકટ કીધું તેપરથી ખરા સુધારક મી૦ કાબરાજી મારાપર પ્રસન્ન થયા મર્હુમ હિન્દુ સુધારકોને ઉત્તેજન આપનાર અને તેમનો ઉમંગ વધારનારાઓમા મુખ્ય હતા. મારી "સર્પવિજય"ની ન્હાની કવિતાની પોથી પ્રકટ થઈ ત્યારે મેં જાણ્યું કે મિ૦ કાબરાજી એક રસિક લેખક અને બ્રિટિશ રાજ્યના એક ખરા ભક્ત હતા

## બ્રિટિશ રાજ્ય-ભક્તિ

મી૦ કાબરાજીમા સંપૂર્ણ હતી. દરેક તકે તે પોતાની રાજ્ય-ભક્તિ દર્શાવતા ને બીજા લખનારાઓને પણ રાજ્ય-ભક્ત થવાની શિખામણ દેતા હતા. મારા "સર્પ-વિજય" નો ( અસ્તોદય ) ગ્રંથ સ્વદેશાભિમાનના જોરસાથી ભરપુર છતા તેમા દરેક લીટીમા રાજ્યભક્તિથી ઝળકતી હતી તેથી મી૦ કાબરાજીને એ કવિતાનો ન્હાનો ગ્રંથ પસંદ પડ્યો, અને પોતાના માનીતા "રાસ્ત" મા વિગતવાર વિવેચન કરીને તેઓએ ન્યાય આપ્યો કવિતાની ચુંટણી પણ તેઓ અદ્ભુત રીતે કરતા હતા એક કવિ સિવાય બીજાથી નહિ બની શકે તેવી પિછાણ તેમનામાં કવિતાની હતી "સર્પવિજય" ની કાવ્યકલીમાથી નીચેનો દોહરો તેઓએ "રાસ્ત"ના વાચનારાઓ માટે ટાંક્યો હતો

( દોહરો )

"આવત નહિ અંગ્રેજ તો, તે કયમ વ્હેમ તજાત'
ભણી ગણીને ભામની, સુધરી થાય સજાત"

આવી રીતે ખરા લેખકોને વખાણીને ઉત્તેજન આપવાને મી૦ કાબરાજી સાવધાન હતા તેમના હૃદયમા દ્વેષ નહોતો પોતાના વિરૂદ્ધ પક્ષનો લખનાર હોય અને તેની વાણીમા વખાણવા સરખુ હોય તો તેઓ તુરતજ વખાણતા અને તેને આગળ પાડવાને તત્પર રહેતા હતા હિન્દુ સુધારકોને તેઓ કલમરૂપી ચાબુક મારીને ચેતાવતા હતા

## સંસાર સુધારાના સાથી

તરીકે મી૦ કાબરાજીને માન આપવાને માટે તૈયાર થયુ જોઈએ કવિ દલપતરામે પોતાની સ્ત્રીના સ્વર્ગવાસ વખતે, અને મારી માતુશ્રીના કૈલાસવાસ વખતે રોવાકુટવાના હડમા રીવાજને અટકાવવાની અમે ગુરૂ શિષ્યે પહેલ કીધી હતી તેથી પ્રસન્ન થઈને સુધારાના સહાયક મી૦ કાબરાજીએ "રાસ્ત ગોફતાર' મા એક અસરકારક "એડિટોરિયલ" લખીને જણાવ્યુ હતુ કે "જે માન મુંબઈ નગરીએ લેવું જોઈએ તે માન લીંબડીએ લીધું છે."

## એક નવલકાર

તરીકે મી૦ કાબરાજીએ ગુજરાતી ભાષામાં જે નામના કીધીછે તે પૃથ્વીના અંત સુધી જવાની નથી. ગુજરાતી ભાષામાં નવલ કથાઓની બહુ અછત છે, અને તેથી મી૦ કાબરાજીએ પારસી સંસાર સુધારાને લગતી નીતિબોધક નવલ કથાઓ લખીને એક નવલકાર તરીકે વાહવાહ કરાવીછે. એકલા પારસીઓજ નહિ, એકલા મુસલમાનોજ નહિ, એકલા હિન્દુઓજ નહિ, પણ તમામ વર્ણના દેશી વિદ્વાનો મી૦ કાબરાજીની નવલ કથાપર મોહની પામ્યા હતા. "દુખીયારી બચુ" ની વાર્તાએ મારા એક મિત્રની આંખમાંથી આંસુ ટપકાવ્યાં હતાં અને તે મેં તે વખતના "રાસ્ત ગોફતાર"માં એક લેખ પ્રકટ કરીને જણાવ્યું હતું. બીજાઓ કરતાં હું પોતે મી૦ કાબરાજીની નવલ કથા ઉપર આશક હતો. મારાપર તેમની અથાગ મમતા હતી, અને પોતાની દરેક નવલ કથા મને ભેટ મોકલીને તે સંબંધી મારા વિચારો જાણવાની ઇચ્છા રખતા હતા. એવા એક નોવેલિસ્ટના હાથથી મારી રચેલી "કુંવારી કન્યા" ની પ્રસ્તાવના લખાવવાનું મને માન મળ્યું હતું મારી નવલ કથા સ્વર્ગસ્થ મી૦ કાબરાજીને પસંદ પડવાથી તેઓએ તે હિન્દુ સંસાર સુધારાને લગતી નવલ કથાની પ્રસ્તાવના ઉલટભેર લખીને મને બીજી મારી મદદ અપાવી હતી.

### રાજગીત

સંબંધી ચર્ચા ચાલી ત્યારે મારો અભિપ્રાય મેં મોટી ખુશીથી મી૦ કાબરાજીને લખી મોકલીને તેનો ઉપયોગ કરવાની સૂચના કીધી હતી તે વખતે "ત્રિમાસિક ટીકાકાર" નામનું ચોપાનિયું મારા તરફથી પ્રકટ થતું હતું, તેમાં મેં રાજગીતની પ્રસંશા કીધી હતી. એ મહાન કામને માટે મી૦ કાબરાજીએ જે અથાગ મેહેનત લીધી હતી તેને માટે ગુજરાત આભાર નહિ ભૂલે. મી૦ કાબરાજીનું મોટું મન દરેક વખતે જોવામાં આવતું. દરેક શત્રુને માફ કરવામાં તેઓ ઉદારતાથી વર્તતા હતા.

## મી૦ કાબરાજી આ જમાનાના મહાન પુરૂષ હતા.

કવિઓ અને વિદ્વાનોને મદદ આપવાને તથા આગળ વધારવાને તેઓ નિરંતર સાવધાન હતા હિન્દુ ફડાકામારૂ સુધારકો ફડાકા મારવામાં પોતાનું કર્તવ્યકર્મ સમજે છે તેને બદલે મી૦ કાબરાજી બોલતા તેવું કરી બતાવતા. ખરા સુધારકોને તન, મન અને ધનથી મદદ કરતા તથા ગરીબાઇને વખાણતા. સત્યને ચાહતા અને એક ખરા યોગીની પેઠે દમન રાખીને દુનિયાનો રસ્તો કાપતા હતા. પોતાના કરતાં ન્હાનાને પણ પોતાની બરાબરનો જાણતા, ને મિત્રતાઇની ખરી દાઝ હૈડે ધરાવતા હતા. તેઓ સાચા હતા. સાચો સુધારો તેમને ગમતો હતો તેથી તેમના ઘણા દુશ્મનો હતા. મી૦ કાબરાજી કોઇની સાથે એકદમ મિત્રતાઇ બાંધતા નહિ, અને બાંધતા તે ગમે તે થાય પણ છોડતા નહિ. મારી સાથે લગભગ પચીસ વર્ષ થયાં સ્નેહ હતો પણ તે એક સરખો, સાચો, અને એક રંગી હતો. એવા પુરૂષના સ્વર્ગવાસથી મિત્રોએ પોતાનો સાચો મિત્ર ખોયોછે, સુધારાએ સાચો સુધારક ગુમાવ્યો છે, ને ગુજરાતી ભાષાએ પોતાના પ્રેમમસ્ત પુજારીને ખોયો છે. હરીઇચ્છા બળવાન છે મનુષ્યનો યત્ન ચાલતો નથી. વૈદોનું ગયું કારગત લાગતું નથી. સત્તા અને બળ જેની આગળ સમર્પણું તજી દેછે, એવા બળવાન મહાકાલના પંજામાં બુલબુલ પકડાઇને પરમધામમાં પરમ સુખ અને અખંડ શાન્તિ ભોગવવાને ઉડી ગયું છે. ત્યાં સંકટ નથી, ત્યાં શોક નથી. ત્યાં સર્વે સુખ છવાઈ રહ્યું છે. નિરંતર શાંતિ પ્રસરી રહીછે. એવા સદા સુખ-શાંતિથી દેદિપ્યમાન સ્વર્ગલોકને વિષે અમારો આત્મા, અમારૂં જીવન, અમારી આશા ને અમારૂં સર્વસ્વ વિરાજમાન થયું છે એ સુખરૂપ આત્માને પરમવિભુ પરમ શાન્તિ આપો એવી અમારી પ્રાર્થના છે.

( દોહરો. )

ગુણવંતી ગુજરાતના, બાગતણું બુલબુલ,
ઉડી ગયું આકાશમાં, પુષ્પનો બાંધી પુલ.

## સંતોષી ગરીબ માણસની મીઠી ઊંઘ.

સુખિયાં ગરીબની મીઠાશી ઉંઘ દે બતાવી,
ધીમે રાત્રે બિછાને પડીને તવંગરો,
છત્ર પલંગે હોય સાટિન સેજ બિછાવી સુખિયાં૦
ફિકર જંજાલે રંક ગરીબને ના સતાવી,
સંતોષ દીએ કુલ રંજને મારી હઠાવી,
નિંદ મીઠી મઢાવી, સંકટમાં સહાય આવી.
અહી તહી, જ્યાં ત્યાં, દમને તેને ઉઘાવી. સુખિયાં૦

કે૦ ન૦ કાબરાજી.

# માણસજાતની પેદાશથીજ સુધારો સરૂ થયોછે.

## ૧૯મી સદીનો એક સાચો સુધારક કેખુશરો કાબરાજી.

### લખનાર—ડાકટર જહાંગીર માણેકજી પેનટી.

સૃષ્ટી પેદા કર્યા પછી કુદરતને સુઝ પડ્યું હોય કે તેની સર્વ પેદાશોમાં એવી એક પેદાશ ઉત્પન્ન કરવી કે જે શું કામસુમાર પોતે સરજાયું છે તે સમજી શકે. ઝાડપાન, પ્રાણી અને મનુષ્ય સૃષ્ટીના સર્વ બનાવોમાં ઉત્તમ ગણાય છે, કારણ તેઓમાં જીવ છે. પણ જીવવાળા એ ત્રણ વર્ગમાં મનુષ્ય ઉત્તમ છે કારણ કે તેનામાં જીવ ઉપરાંત મન અથવા વિચાર શક્તિ છે. વિદ્વાનોના વિચાર પ્રમાણે, વનસપતી અને પ્રાણી પછી માણસને પેદા કીધુ છે તો તેમ પેદા કરવાનો હેતુ એમ હોઈ શકે કે જ્યારે એ બંને વર્ગ, જેમ કુદરતે સરજતી, તેડવી મુકી તેને તેજ હાલતમાં આ દુન્યામાં રહે છે અને પોતાની હાલતમાં પોતાની મેળે કાંઈ પણ ફેરફાર કરી શકતાં નથી, ત્યારે કુદરતને સમજવાની કોશેશ કરે, તેના કાયદાઓ, પેદાશોનો, શક્તિઓનો લાભ લે, જમાનાદર જમાનાદાર પોતાની હાલત, આસપાસગાત, આચાર વિચાર એમ સર્વમાં ફેરફાર કરતો રહે એવો એક સર્વ મનુષ્યનો પેદા કર્યો.

પહેલો મનુષ્ય, આદમ અને હવાને આ પ્રથ્વીપર પેદા થયાં ત્યારની હાલતને સાટે જેમ જનવિચાર છે તેમ, તેઓની અને પ્રાણીની હાલત વચ્ચે કાંઈ ફરક નહીં હતો. પણ પ્રાણીમાં નહીં ને [illegible]—તેવી એક ઉત્તમ શક્તિની [illegible] તેઓએ પોતાની મન અથવા વિચાર શક્તિનો ઉપયોગ કીધો એમ તેઓનું કામ [illegible] હોય કે નહીં. પણ ધીરેધીરેજ તેઓએ [illegible] કુદરતની [illegible] પેદાશો અને તેઓ [illegible] તેઓ પોતે પોતાને તેમજ કુદરતને [illegible] શક્તિ તે આગળની [illegible] શક્તિનો [illegible] ઉપ[illegible] પોતાની હાલતમાં ફેરફાર કરવાનો [illegible] અને તેવીજ તેઓએ [illegible] ઉપાય લીધા હશે. અને તે [illegible] હાલતમાં ફેરફાર થાને સુધારો [illegible]

[illegible] આપશે કે માણ[illegible] તેની હાલતમાં [illegible] ફેરફાર. [illegible]

[illegible]

અને તે માત્ર એક અટકળ છે એવું ગણીએ, તોપણ જે તવારિખી બનાવો આપણે વાંચીએ છીએ અને જોઈએ છીએ. હજારો વર્ષપરની નોંધો કદાચ અટકળ ભરેલી માનીએ તોપણ થોડાંક સો વર્ષ અગાઉના જમાનાઓની ખાતરીભરેલી નોંધો અને આપણી પોતાની નજર આગળ અનુભવતા બનાવો તપાસીએ તો, માનસ પોતાના મનના બળે પોતાની હાલતમાં કેટલોબધો ફેરફાર, સુધારો વધારો કરતો જાયછે તે જણાઈ આવેછે.

ત્યારે માણસ પોતાની સુજતથીજ બદલાતુ, ફેરફાર થતુ, સુધરતું જાયછે. એ ફેરફાર અને સુધારો તેની ચાલચલણમાં, આચારવિચારમાં, રીતભાતમાં, પેહેરવાશમાં, કેળવણીમાં, ધર્મમાં, સર્વ વાતમાં થતો આવેલોછે અને થાયછે, અને એ તેની ખાસીઅત અને ગુણ તેની સુજત, બનાવટ, તેના મન અને વિચારશક્તિને અનુસરતો, બંધબેસ્તો, ઘટતોજ છે.

પણ એ સર્વ બાબદમાં, પોતાની ચાલુ હાલતનો ફેરફાર, સુધારો વધારો કરવાની શક્તિની નવાજેશ દરેક માણસમાં કુદરતે એક સરખે દરજ્જેની મુકી નથી. તેમજ તે સુધારાના ફાયદા સમજવાની, તે બજા લાવવાની, તેપર અમલ કરવાની શક્તિ પણ જુદાં જુદાં માણસોમાં જુદી જુદી હોયછે એ માત્ર મનશક્તિના બળનો ફરકછે

જેમ દુન્યામાં સાચા પેગમબરો ગણત્રીનાજ થઈ ગયા છે કે જેઓએ ઈનસાનને ફાયદા કરે, માફક આવે, તેની હાલત સુધરે એવા ધર્મોનો ફેલાવો કીધો, તેમ લોકોની રાહરિતી, આચારવિચાર, કેળવણી એ સર્વમાં ભલો ફેરફાર કરનાર સુધારકો અને સાચા સુધારકો પણ ગણત્રીનાજ નીકળેછે. જરથોસ્ત, કાઈસ્ટ અને મહમદ જેવા મહાન પેગમબરો દુન્યામાં કેટલા થઈ ગયાછે? તેમજ ગેલીલીઓ, ગેલન, હારવે, ન્યુટન જેવા કુદરતી વિદ્યામાં મહાન ફેરફારો કરી નાખનારાઓ કેટલા થયાછે? એ દરેક પેગમબરને પોતાના જમાનામાં, અને દરેક વિદ્વાનને પોતાના વખતમાં પોતાના મહાભારત સુધારા અને શોધની સચાઈની ખાતરી કરવામાટે આખી દુનીઆની સામે લડત ચલાવવી પડી હતી. આજે શું છે? એજ પેગમબરોએ શીખવેલા ધર્મ સર્વથી ઉત્તમ ગણાયછે; એજ વિદ્વાનોએ શીખવેલી વિદ્યા સાચી ઠરેલીછે. જેમ ધર્મમાં [illegible] પેગમબરો [illegible] સુધારા કરનાર [illegible]

કરનાર, તે સુધારા પ્રમાણે ચાલનારને પહેલા ખમવું પડેછે પણ જેમ પેગમબરો અને વિદ્વાનોને આખેર ફતેહ મળી તેમજ સુધારકોના બાબમા થતું આવેછે, જે સુધારો તેઓએ બતાવ્યો, સરૂ કીધો, ચલાવ્યો તેજ સુધારો, તેજ ફેરફાર, તેજ વિચારની ખુબી માલમ પડતી જાયછે, ગમે તેની વિરૂધતા છતા તે દાખલ થતો જાયછે, અને આખેર તે એક સાધારણ રેવાજ થઈ પડેછે, કે જેથી જોકે તે સુધારકને વિરૂધતાથી કેટલું ખમવું પડ્યુ હતું તે વાત યાદ રહી જવા છતા, તેનોજ સુધારો કેવી રીતે પસ ંદ પાડ્યો તે વાતનો ભાગ્યેજ ખીઆલ રહેછે

પણ એ સુધારાઓ દાખલ થતી વખતે સુધારકોએ નહી વકી રાખેલા બનાવો બનવા પામે છે, નહી ધારેલી બદીઓ પેદા થાયછે, નહી સમજી શકાય એવી ખરા બીઓ નીકળી આવેછે એ જોકે સુધારા કરનારની અસલ નેમથી વેગળું છે, તોપણ સાથેસાથ નહી તુટી શકે એવી સાકળથી જોડાએલું એક વળુંછે

પેગમબરોનોજ દાખલો લેવો તેઓએ જે ખાલેશ, પાક અને ઇનસાનને ઇશ્વરી જ્ઞાન આપવા માટેજ જે સુધારા ધર્મમા દાખલ કીધા તે ક્યા ગયા? જે પવીત્ર નમથી તેઓએ આખી જીદગીની મેહેનત ખેંચેલી તે નેમ કેટલી પાર પડી? અલબતા તેઓએ શીખવેલા પાક ધર્મ ફેલાયા, પણ તે ધર્મની સાથે સાથેજ કેટલી બધી એવી વાતો ફેલાતી ગઈ કે જે તે મહાન આત્માઓની પવિત્ર નેમથી જુદીજ હતી તો શું તેઓએ ધર્મો ફેલાવવાજ નહી હતા? એમ કેમ કહેવાય? તેઓના પવિત્ર શીક્ષણનું તોલ જુદા જુદા માણસો પોતાની મનશક્તિ પ્રમાણે જુદી જુદી રીતે કરે, અને તેઓએ શીખવેલા નેક ફરમાનોનો ઉલટો ઉપયોગ કરે તો તેનો દોષ પેગમ બરોને કેમ લાગુ પડે તેજ પ્રમાણે વિદ્યાના ગેરઉપયોગ માટે તે વિદ્યા ફેલાવનારને અપજશ ઘટતો નથી તો સુધારકોના ફેલાવેલા સુધારાઓ સાથેસાથ જે બીગાડા થાય તેનો અપજશ સુધારકોને લાગે નહી

જેમ પેગમબરોએ શીખવેલા ધર્મોની નેમ પાક હોય છે તેમજ સુધારકોની નેમ ભલી હોયછે અને પોતાના વર્ગનું ભલું કરવા ચાહેછે પણ જેમ નેક ધર્મમા બદી ભેળાવાથી તે ધર્મની મતલબ કેટલીક વાર ઉલટી સમજ વામા આવે પણ આખેર તે આમેજ થયલી બદી ગાળી કહાડ્યા પછી તે ધર્મ તેની ખરી ખુબીમા વધારે પ્રકાશિત થાયછે તેજ પ્રમાણે દરેક સુધારો તેની સાથે દાખલ થયલી બદી દુર થયાપછી વધુ પ્રકાશિત વધારે જરૂરનો લાગેછે જેમ પેગમબરોને તેમજ સુધારકોને પોતાના દેશમા પોતાના જમાનામા પોતાના લોકોમા ખમવું પડેછે જેમ તેઓની સામે લોક લાગણી દુશમણી વિરૂધતા મજબુત હોય, અને તે છતા તેજ સુધારા ફેલાવા પામે તો તેના જેવી બીજી જીત કોઈ નહીં તે જીત મગવનાર તેજ ખરો જરી સાચો સુધારક, સુધો સરદાર, ખરો લોકપક્ષી એક સાચા સુધારકને દુશમનનો ડર નહી વિરૂધતાની બીક નહી જેણે સુધારા કરવો એ જીદગીની નેમ રાખી હોય તેના વિરૂધીઓ ઘણાજ હોયછે પણ જ્યારે તેજ વિરૂધીઓ પોતાના વિચારમા વળીને પોતે તેજ સુધારાઓ પ્રમાણે ચાલેછે ત્યારે તેમાજ સુધારકની ફતેહ અને તેના વિરૂધીઓની હાર મરૂ થાયછે તે મોટી

ફતેહ છે, ઘણી વખતે તે તેની જીદગીમા જોવ પામતો નથી, પણ દુન્યામા, તવારિખમા, ભવિષ્યમા તે યાદગાર નામ મુકી જાયછે

એક એક સુધારકનું એક એક કામ અગર તેની કીર્ત્તિ તવારિખમા જાગતી રાખવા માટે બસ હોય તો જે મહાન સુધારકના યાદમા આ યાદગારી અંક પ્રગટાયોછે તેના વિધવિધ સુધારાઓથી તેનું નામ અમર રહેશે એજ તેના અકાળ મરણમા આપણને એક સંતોષ છે સુધારકો થયાછે અને થશે પણ જે નરે પોતાનાજ નહી પણ પોતાની આસપાસના સઘળા ધર્મના લોકોના આચાર વિચારમા, છુગાપણામા, કેળવણીમા રીતભાતમા, અને રાજદ્વારી સુધારા દાખલ કરાવ્યા જેણે છાપામા, ભાષામા, સગીતમા, નાટકમા ધર્મમા, પેહેરવાસમા પરમાર્થીપણામા સગીન ફેરફારો દાખલ કરાવ્યા, અને તે સઘળુ કરવામા નેક નેમ અને પવિત્ર ઇચ્છા રાખી, અને તે બજાલાવ વાની હિમતવાન લડતો ચલાવી, તેવા નર દરેક જમાનો પેદા કરતો નથી

એ સઘળા ફતેહમંદ કામોની કીર્ત્તિ મી° કાબરાજી જેવા એક સાચા સુધારકને આપવા આજે તેમના દુશમણો પણ ના પાડી શકે નહી પોતે દાખલ કરીને ચલાવેલા સુધા રાઓની સાથે સાથે ચાલતી બદીઓ ઉઘાડી પાડતા જઈને પોતાના વિરૂધીઓ, જેઓ તે બદીની બદનામી સુધારાવાળાઓના સીરપર લાગુ પાડવા માગતા હતા તેઓને બતાવી આપ્યું કે સાચા સુધારકો પોતે સંપૂર્ણ નીતિ અને નમુનેદાર આચરણવાળાછે સુધારાના વિરૂધીઓ, આપણામા ચાલતી અથવા દાખલ થતી કાઈબી બદીની બદનામી ખોટી રીતે સુધારકોને માથે ઓળવવાની તજ વીજ કરવાની જે કોશેશો કરતા, તેમા તેઓએ અનેક વાર થાપટો ખાધેલી સઘળાઓ જાણેછે કારણ હમેશા સાબેત થતું કે જે બદીઓ સુધારાથી દાખલ થઈ એવું પુરવાર કરવાની કોશેશમા તેઓ ઉઘાડા પડતા, તે બદીઓ તો ખરેખર તેઓના પોતાનાજ વર્ગમા પેદા થયલી હતી

મી° કાબરાજીએ પારસીઓની ધર્મસબંધી હાલત સુધારવામા મોટો ભાગ લીધોછે રાહનુમા સભાના એક આગેવાન કારોબારી તરફે મી° કાબરાજીના ગસ્ત ગોફતારની મદદ બરાબર કહીએતો પારસી છાપા તરફની એકલીજ હતી અને છે રાહનુમા સભાએ દાખલ કીધેલા સુધારાઓ વરસોની વિરૂધતા છતા કેવા આજે પ્રસરી ગયાછે! તેના હડહડતા વિરૂધીઓમાના કેટલાઓ આજે એ સભાની શીખ પ્રમાણે નથી ચાલતા? એ સભાના કામોનો અને નેમોનો ઉલટો અર્થ પારસીઓમા અને પારસી છાપાઓમા ફેલાતો અટકાવવાને કાબરાજીની તીક્ષણ, તકરારી અને ખાતરી કરનારી કલમ હમેશા મદદગાર હતી બલકે કહી શકાય કે એવા હિમતવાન લેખકની મદદવગર ધર્મમા એ મડળીએ દુશમણીભરી વિરૂધતા છતા જે સુધારાઓ આજે ફેલાવી દીધાછે તેમ કરવાને એ મડળી એટલીબધી ફતેમંદ થતે નહી એ મડળીના શીક્ષણને પોતાના લખાણોથી ટેકો આપીને અને વિરૂધીઓની તકરારો તોડીને કાબરાજીએ બતાવી આપ્યું કે આપણે જે ક્રિયાકાંમોમાજ જરથોસ્તી ધર્મ આવી ગયલો સમ જીએ છીએ તે ખુલ્લો ભરેલો વિચાર હતો એ સબબ

ની અસરો આપણી બીજી ભાઈબંધ કોમોમા પણ કેટલેક દરજ્જે થયા વગર રહી નથી વળી આપણી રોજ મહાની ગણત્રીમા સુધારા કરાવવાને એઓએ સ્થાપેલી મંડળીનું કામ હજુ આજ આપણી સામે પુરૂં થયું છે

છુટાપણું સ્ત્રીઓમા દાખલ કરવાની પેહેલ મી૰ કાબરાજીએ પોતાના લખાણોથીજ નહી, પણ પોતાના કુટુંબમા ચાલુ કરીને આપણામા દાખલ કરાવ્યું પણ જેમ સ્ત્રીઓને ઘટતે દરજ્જે છુટાપણું અપાવવામા એઓ આગેવાન હતા તેમ એ છુટાપણું હદમર્યાદ રહે તેની એઓ બેહદ કાળજી ધરાવતા હતા નાટકો જોવા સ્ત્રીઓને દાખલ કરવા માટે કેવી સાવચેતીભરી સરૂઆત એઓએ કરાવી હતી કે, કોઈબી નાટકમા એકના મરદ તમાશાગીરને દાખલ થવાની બંધી હતી એજ બંદોબસ્તથી પાછળથી બીજી કોમોમા પણ સ્ત્રીઓમા નાટકમા અને ત્યારપછી મીજલસોમા સામેલ થવાનું સરૂ થયું પણ છુટાપણાનો અર્થ બેહદ છુટ નથી, તે માટે એઓએ કેટલા તીક્ષ્ણ લખાણો કીધા છે પોતાના કુટુંબમાની અથવા ઓળખાણમાની સ્ત્રીઓ માટીડાઓની સાથ વગર એકલી નાટકોમા, અને ચોક્કસ કરીને રાતની વેળાએ એકલી બહાર નહી જાય તેની એઓને ઘણી કાળજી હતી એજ શીખામણ એઓના લખાણોમાથી હમેશા મળતી, અને આપણી સ્ત્રીઓ દીવાળીની લાઈટ અને મેળા જોવા ભીડમા નીકળતી તે સામે એઓએ કેવા ઠપકાભરેલા લખાણો કીધા છે? આપણી સ્ત્રીઓને એવી ભડભડમા જતી અટકાવવા એક લખાણમા ગરીબ હીંદુઓના દાખલા આપેલા છે કે જેઓ પોતાની સ્ત્રીઓને એવી ગીરદીમા સાથના લઈ જવા કરતા ખાસા અથવા ઠેકાણામા લઈ જવાનું વધુ આબરૂદાર ધારે છે

મી૰ કાબરાજી પોતે યુનીવરસીટીની કેળવણીથી બેનસીબ, અને પોતાની મેળે કેળવાયલા હોવા છતા, આપણામા કેળવણીની ખામીઓ વિશે અને ચોક્કસ કરીને છોકરીઓને છોકરા બનાવનારી કેળવણીની સામે વિચારવંત લખાણો કરી ગયા છે આપણા જુવાનો યુનીવરસીટીની પરિક્ષાઓ પસાર કરીને બાપીકા ધંધાવેપાર ખીલવવાને બદલે વકીલ અને ડાક્ટરોની સંખ્યામા ઉમેરો કરતા જઈને સાહસીકપણું ખોતા જાય છે, અને માબાપો છોકરીઓને પણ તેવાજ અભ્યાસ કરાવી, પરિક્ષાઓ પાસ કરાવવાના ઉમંગમા તેઓની તંદુરસ્તીનો કચ્ચરઘાણ કરવા ઉપરાંત, સંસારીક કેળવણીથી તેઓ કેવી પછાત રહી જાય છે, એ સવાલો વર્ષોની વાટપર એઓએ લાંબો વખત સુધી ચરચાવી આપણી આંખો ઉઘાડી ત્યાર પછી, તેજ સવાલો બીજા વર્તમાનપત્રોએ અને લખનારાઓએ ઉપાડી લીધા તેની અસરની સરૂઆત કાંઈક થવા પણ માંડી છે

આપણી રીતભાતનો સુધારો મી૰ કાબરાજીએ ઘણીજ નહિ પણ પોતાને ત્યાના અવસરો વખતે કરીને બતાવ્યો છે લગ્નની અને નવજોતની મીજલસો જેવી હદે કરવી જોઈએ તેની ઘા ઘા હદમાંજ અને સગવડ સખવાય એવી કરીને, તથા પોતાને ત્યાના મરણો પછીની ક્રિયાઓ જેટલી અને જેમ કરવી જોઈએ તેમજ કરાવીને, એક સાચા સુધારકે શીખામણ આપવાનીજ નહી, પણ પોતાના વારી આવે કરી બતાવવાની પણ હીંમત ધરાવવી જોઈએ એવું હમેશા બતાવી આપ્યું છે સભાનો વિવેક જાળવવાની આપણ લોકોની ખામી એઓ છડેચોક બતાવી આપી કેટલીક વખત એવો અવિવેક કરનારાઓની સખત ખબર લેવાને મી૰ કાબરાજી ચુક્યા નથી સ્ત્રીજાતી તરફ માનની નજરથી જોવું, અને જાહેરમા તેઓ સાથે કેમ વર્તવું, એ વાત આજની કેળવણી પછી સઘળાઓ જાણે છે, પણ સ્ત્રીઓના છુટાપણાની હીમાયત કરીને, તેઓ તરફ ઘટતા માનથી વર્તવું એ આપણા દેશીઓને પહેલા ઉપદેશ કરનાર આપણા કાબરાજી અને તેઓનું રાસ્ત ગોફતાર હતા

કાબરાજી અને 'રાસ્ત ગોફતાર'' અને રાજભકિત આ ત્રણની એકેયતા અચુક હતી એક સ્વતંત્ર લખનાર હોવા છતા, એક ખરા દેશહીતકારી તરે પોતાના રાજ્યની અને પોતાના દેશીઓની, એ બનેની સેવા કરવી એ નેમ હમેશા મી૰ કાબરાજીની નજર સામે હતી લોકોના વહાલા થવા, જે સરકારે છાપાનું છુટાપણું બક્ષ્યું તેનીજ સામા લખાણો કરવા, અને લોકો પાસે વાહવાહ પોકરાવવી એવી કીર્તિના મી૰ કાબરાજી ભુખ્યા નહી હતા પોતાના હક માગવા, પોતાની જરૂરો સરકારને જાહેર કરવી, પોતાના દુખો સરકાર રૂબરૂ મુકવા પણ તે સભ્યતાથી અને વિવેકથી કરવું એવું એઓનું શીક્ષણ હતું સરકાર વિરૂધ લખવું પડે, કાંઈ ભુલ યા ખામી બતાવવી પડે તો તે કરવામા એવન જેવા ચીવટ કોઈ નહી હતા, પણ તે સભ્યતાથી અને રીતસર કરવું એ એઓનો મુદ્રાલેખ હતો રાજદ્વારી કાર્યોમા મધ્યમપણું જાળવવું એવી એઓની શીખામણોએ એઓ સામે ઘણા દુશમનો ઉભા કીધા, જેમની રાજકરતા તરફની અમર્યાદાભરી વર્તણુક, લખાણો અને ભાષણો મી૰ કાબરાજીએ જાહેર રીતે ધીક્કારી કહાડવાથી પોતે તેઓમા વધારે અળખામણા થયા પણ રાજદ્વારી બાબદમા એવોની સાચી નેમને ઉલટી સમજાવી મારવાની મી૰ કાબરાજીના દુશમનોની કોશેશ હમેશા નિષ્ફળ જતી એઓના પાકા વિચાર ઉપર લગભગ આખી પારસી કોમને અને તે સાથે આપણા મુસલમાન ભાઈઓને એટલો પુરતો ભરુસા હતો કે કોનગ્રેસવાળાઓની અનેક સમજાવટ છતા આટલા વર્ષો સુધી એ બને કોમનો પોતાની મંડળીમા તેઓ સામેલ કરી શક્યા નથી કોનગ્રેસની શરૂઆતમા મી૰ કાબરાજી તેની વિરૂધ નહી હતા, બલ્કે તેને ટેકો આપેલો હતો પણ એ મંડળી

કામ કરવાની રીતી, રાજકરતાઓ પારી શીપેલી અશક્ય માગણીઓ અને તે કરવાની રીતી, સરકાર વિરૂધ થતાં ભાષણો, અને તેમાં વપરાયલી સખ્ત ભાષા, એ સઘળું કાબરાજી જેવા એક દુરઅંદેશ લખનારને તેને ટેકો આપવાથી અળગ રહેવા માટે પુરતું હતું. કોનગ્રેસના સરૂઆતના કામથીજ માલમ પડ્યું કે તેની કામ કરવાની રીત દેશને કાંઇબી ફાયદો કરે એવી નથી. તેની એ ભૂલ બતાવનાર મી. કાબરાજી અને તેમનું રાસ્ત ગોફતાર પહેલું અને એકલુંજ હતું. અને વીસ વર્ષની કોનગ્રેસની હેયાતીમાં તેને દેશનાં લોકો માટે પોતાની સુબાખીત લડતોથી કયા સંગીન ફાયદા મેળવ્યા છે, તેનો હીસાબ હજી બાહેર પડ્યો નથી. મી. કાબરાજીનાં લખાણોની સચાઇ, પાછળથી જ્યારે એ મંડળના હીમાયતીઓએ કબુલ કરીને અને તે લખાણોનું વાજબીપણુ તેની પક્ષના વર્તમાનપત્રોએજ સ્વીકારવા લાગીને એ મંડળ ચલાવવાની રાહરીતીમાં ફેરફાર સુચવવા અને કરવા લાગ્યા ત્યારે લોકોની ખાતરી થઇ કે મી. કેખુશરોની વિરૂધતા કોનગ્રેસની પોતાની સામે નહી પણ તેને ચલાવવાની રૂઢી સામે હતી. એજ કારણથી એ મંડળના કામો સામે ટીકા કરનારા લેખકોની સંખ્યા વધતી જાયછે, અને જે પોષણ આપવાને મી. કાબરાજી એ મંડળને શીખામણ દેતા હતા તેજ ધારણે તેઓ પણ કરેછે. વર્ષમાં એક વખત લાંબાં ભાષણો કરીને આખું વર્ષ સુઇ રહેવામાં નહીં, પણ દેશને કાંઇપણ ફાયદા થાય એવાં કામો કર્યાથીજ કોનગ્રેસ કાંઇબી ઉપયોગી થઇ પડશે એવાં મી. કાબરાજીના તીક્ષણ લખાણોનીજ અસરથી, જે એકલું ઉપયોગી પગલું આજ સુધીમાં એ મંડળે લીધું છે— ઉદ્યોગહુનરનું પ્રદર્શન દરસાલ કોનગ્રેસની મીટીંગની સાથેજ ભરવાનું—તેવાંજ બીજાં કામોથી એ મંડળ દેશને ઉપયોગી થઇ પડશે એવી એ મહરૂમની ઇચ્છામાં આપણે ભાગ લહશું.

જેમ મી. કાબરાજી કોનગ્રેસની ભલી નેમના વિરૂધી નહી હતા, તેમ તેઓના દુશમણોના સમજાવ્યા પ્રમાણે હિંદી ખેરખાહ મી દાદાભાઈ નવરોજીના વિરૂધી પણ નહી હતા. મી દાદાભાઇના એક ચેલા અને લખાણનાર તરીકે હમેશા તેઓ એ બુજોર્ગ નરને વિશે વાત કરતાં જે માનભરેલી ભાષાવાપરતા તેજ મી કાબરાજીનો એ હિંદના દાદા તરફનો ઘાડો પ્રેમ બતાવી આપતી. પણ કાબરાજીના વિરૂધિઓની મતલબ કાંઇ એવી લાગતી દીશેછે કે મી દાદાભાઈ સિવાય બીજા કોઈ પારસીએ અને ચોકસ કરીન સર મનચેરજી ભાવનગરીએ પાર્લામેંટના મેમબર થવું એ એક ગુનાહ છે. જે પુરૂષો પોતાને રાજદ્વારીઓ, અને વળી લીબરલ પક્ષના રાજદ્વારીઓ કહાવે, અને મી દાદાભાઈ એક કાઉન્ટી તરફથી પોતાની ઉમેદવારીમાં નિષ્ફળ નિવડ્યા માટે સર મનચેરજીએ બીજી કાઉન્ટી તરફથી ઉમેદવારી કીધી, તે બાબે મી દાદાભાઈ સામે દુશમણી બતાવી એવો અર્થ ઉઠાડે, એવા સાંકડા વિચારના રાજદ્વારીઓથી દેશનું કેટલું સાર્થક થઇ શકે? એવા સાંકડા વિચારના મી કાબરાજી નહી હોવાથીજ, મી દાદાભાઈ લીબરલો તરફથી, કે સર મનચેરજી કનસરવેટીવો તરફથી ચુંટી કહડાઈને દેશને માટે કાંઇબી લાભો મેળવવા પામે એ મી. કાબરાજી જેવા એક રાજદ્વારી સુધારકની નેમ હોવાથીજ, જેમ મી. દાદાભાઇની વારીએ તેઓને, તેમ સર મનચેરજીની વારીએ તેમને ટેકો આપ્યો. અને તે ટેકાથી મી કાબરાજીએ, અથવા પાર્લામેંટમાં શરીક થઇને સર મનચેરજીએ પોતે દેશના લાભ વિરૂધ અત્યાર સુધીમાં કેટલું નુકશાન કીધું છે તે વાત આજ સુધી આપણા કોનગ્રેસીઆ મીત્રો પોતાની ખાલી વિરૂધતામાં જાહેર કરતા ભુલી જાયછે.

મી૦ કાબરાજીની હમેશાં લડત હતી કે આપણા રાજદ્વારીઓએ પાર્લામેંટની કોઇબી એકજ પક્ષથી દેશનું ભલું થવાની આશા રાખવી ફોકટ છે. લીબરલોની લાંબી કારકીરદીમાં આપણને કયા મોટા હકો મળ્યા કે જેવા કનસરવેટીવોના વખતમાં નથી મળ્યા તેનો હીસાબ બહાર પાડવામાં આવે તો કયા પક્ષનું પુછડું પકડવું વધારે લાભકારી ગણાય તે માલમ પડે. બાકી સર મનચેરજી પોતાનું કામ ચુપચુપ કર્યા જાયછે, અને તેઓની સેવાની કદર ધીમે ધીમે પીછાનવામાં આવે છે. તેઓને જેમ નુકશાન કરી શકાતું નથી, તેમજ મી૦ કાબરાજીની રાજદ્વારી નેમો દેશનાં ભલાં માટેનીજ હતી એ વાત પણ બદલી શકાવાની નથી.

મી૦ કાબરાજીના ૪૦-૫૦ વર્ષ સુધીના એક એડીટર તરીકેના કામો અને લખાણો એટલા તો જાણીતા છે કે તેમની તે સેવાઓ માટે લખાનથી બોલવું પડે એમ નથી. દેશી છાપાની આજની ચડતી હાલત અને આબરૂની સરૂઆત કરનાર જેમ મી૦ કાબરાજી હતા, તેમ તેની આબરૂને ઉંચામાં ઉંચી ટોચે પુગાડી, સૌથી વડા રાજકર્તા, લોર્ડ કરઝન તરફથી, પોતાની એડીટર તરીકેની કારકીરદીના અંત વેળા, દેશી છાપાને તેની હાલની ઉંચી પંક્તીએ લાવનાર તરીકે મુબારકબાદી મેળવનાર તેવન પહેલાજ હતા. એક સ્વતંત્ર લેખક માટે આના જેવી કીર્ત્તિ વધુ હોઈ શકે નહીં. એ બીના જેમ એવોની જાહેર કારકીરદીની ફતેહ તેમ એઓના દુશમણોની સરીઆમ હાર જાહેર કરેછે

દેશી છાપાની આજની ચડતી હાલત કરવામાં મી૦ કાબરાજીને ઘણા જાતી ભોગો આપવા પડ્યાછે અને ઘણી કોશીશો કરવી પડીછે. આવા એક તીક્ષણ લખનારથી ડરતા દેશી રાજવંશીઓ, દરબારીઓ, અમીરો અને તવંગરોએ એઓને પોતાની લાલચથી અનેકવાર લલચાવ્યા છતાં, અને સેંકડો નહીં પણ હજારોની રૈશ-

એ ખાનગીમાંજ નહીં પણ જાહેર પ્રસંશા રૂપે આપવાની માંગણી કરવા છતાં જે લેખકે પોતાના પવિત્ર ઓહદાની આડે પોતાના ખાનગી લાભોને આવવા દીધા નહી, અને સઘળી લાલચોને ઠોકરે ઉડાવી, તે, હાલતે ગરીબ છતાં કેવો મોટાં મનનો, સાચાં દીલનો, દૃઢ હીમતનો હોવો જોઇએ? પણ જેમ એવી લાલચોની સામે થઇને પોતાનું શુદ્ધ અંતઃકરણ સાબેત કીધુંછે, તેમ એથી આડે માર્ગે ચાલનાર લાંચીઆ, જુઠા, શીરૂરી લખનારાઓને ઉઘાડા પાડીને પોતાની તેવીજ હીમતવાન પ્રકૃતી સાબેત કરી આપીછે. પોતે ચલાવેલા લાઇબલ કેસોમાં જીત મેળવીને પોતાની કીર્ત્તિમાં જેમ વધારો કીધો, તેમજ જે એકુબ મુકદમામાં એઓની હાર થઈ તે હાર વખતે પણ લોકો તરફથી એઓનો થયલો ખરચ ભરી આપવાની ઉદાર માગણીથી લોક વિચાર મી૦ કાબરાજીની તરફ કેટલો મજબુટ હતો, અને પોતાના વિરૂધીઓને ઉઘાડા પાડવામા તે હાર છતાં એઓ કેટલા બધા ફતેહ પામ્યા હતા તે અચુક માલમ પડ્યું હતું. એક એડીટર તરીકે એઓનો લોકોમાં તેમજ સરકારમાંથી જેટલો વગ હતો તેને થોડે દરજ્જે પણ બીજાં કોઈ દેશી પત્રનો લખનાર પીછાન પામ્યો નથી.

મી૦ કાબરાજીએ ગુજગતી ભાષા જેવી રીતે લખવાની મહ કીધી હતી તેથી કાંઈ તદનજ જુદા, બદલાયલા, સુધારેલા આકારમાં પોતાની આખેરી વખતે તેને લાવી મુકી હતી. જે માણસ પોતાની આસપાસ સઘળે બાબદોમાં સુધારા કરવાનેજ પેદા થયો હતો, તે પોતાના ધંધાનુંજ સાધન, જે ભાષા, તે સુધાર્યા વગર રાખે એ તો બને નહીં. આજની અને ૫૦ વર્ષની વાટપરની ગુજરાતી એ બેનમાં આસમાન જમીનનો જે ફેર લાગેછે, તેને માટે મોટે ભાગે મી૦ કાબરાજી જેવા આંગ લખનારને આપણે આભારી છીએ. બધી તરફથી કહેવાયછે કે મી૦ કાબરાજીની હૈયાતીમાં એઓની બરોબરીઓ લખનાર નહીં હતો અને લાંબા વખત સુધી એક ચમકદાર લખનાર તરીકે એઓની જગ્યા ખાલીજ રહેશે, એ બાબદમા શક જેવું કાંઈ નથી.

પારસીઓમાં અને લગભગ સઘળા વર્ગોમાં સંગીતનો જે શોખ પેદા થયલોછે, તે શોખ ઉત્પન કરનાર મી૦ કાબરાજી હતા. કનઅણીઓના તાયફા અને ભવાઇના રાગોમાં પહેલાં જે મજાહ લોકો મેળવતા હતા તેનું બેઆનરૂપણું બતાવી આપીને, ગાયણ મંડળી ઉભી કરીને, શુદ્ધ સંગીતના જળસા અને ભાષણો કરીને, એજ શોખ આબરૂઇજતથી કેમ તૃપ્ત થાય તે એઓએ બતાવી આપ્યા પછીજ કુટુંબોમાં ગાયનનો શોખ ઘેર ઘેર પેદા થઈ હલકાં ગાણાંઓથી લોકો દુર રહેવા લાગ્યાં. પોતાના સઘળાં ફરજંદોને ગાયનની પુખ્ત તાલીમ આપીને આબરૂદાર અને વગવાળી મીજલસોમાં તેઓને ગાવામાં સામેલ કરીને દેશી ગાયનને એઓએ ચડતી આબરૂપર લાવી મુક્યું છે.

આપણામાં પેહેરવાસની ફેશનો છેલાં ૨૫ વર્ષમાં તરેહવાર બદલાઈ છે. ચોકસ કરીને આપણી સ્ત્રીઓમાં એ ફેશનના ખરચાલુપણા સામે મી૦ કાબરાજીની લડત બાથોબાથ હતી; અને જો કે આપણી સ્ત્રીઓ માથુંબાંનુ બાંધીને પોતાના વાળની ખુબસુરતી છુપાવેછે, માટે તે કહાડી નાંખવું જોઇએ એ એઓની મુખ્ય લડત હતી. અને પાઘડીને બદલે કાંઈ વધુ માફક આવે એવું પેહેરણ કરાવવા માંગતા હતા, તોપણ પોશાકની સાદાઈ જાળવી રાખવા માટે, તેના ખરચાલુપણા સામે, તેની ઘડીએ ઘડીએ બદલાતી ફેશનો સામે એઓના વિચારો ઘણા મજબુટ હતા. માથાંબાનાની છીટ હતી તે કહીનેજ નહીં પણ પોતાની દીકરીઓને તે બાંધતાં બંધ કરીને, પોતે જે કહેછે તેજ કરેછે એવું હમેશાની માફક સાબેત કરી આપ્યું. એ સીવાય ફેશનની શીમીઆરીઓ અને ખરચાલુપણાં સામે પોતાનો બળવાન અવાજ હમેશાં ચાલુ રાખીને એ શીમીઆરીઓથી આપણામાં દાખલ થયલી મુફલેસી અને દળીદ્રતા હર વખતે એઓ બતાવી આપતા.

આપણા નાટકો અને નાટકનો ધંધો જે આજની પંકતીએ પુગ્યોછે તેનું સર્વ માન એ નાટકની હાલત સુધારનાર મી૦ કાબરાજીને ઘટેછે. મી૦ કાબરાજીએ બેજન મનીજેહનો પેહેલો નાટક લખીને તખતાપર મુકાવ્યો તે વખત અગાઉના નાટકો અને આજના નાટકો વચેનો ફેરનો બનેનો અનુભવ ધરાવનારજ જાણે. પણ મી૦ કાબરાજીના ઉપલા અને બીજા ઇરાની અને હિંદી તવારીખપરથી ઉપજાવી કહાડેલા નાટકો જેવા ચડતી પંકતીના નાટકો ગુજરાતી આલમ સામે થોડાજ મુકાયા છે.

પરમાર્થ અને પરોપકાર એ પારસીઓનો ખગત ગુણ છે, પણ તેમાંથી ઘટતો ફેરફાર કરાવી તેની રીતમાં સુધારા દાખલ કરનાર મી૦ કાબરાજી હતા. પ્રાણીઓ ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળી સ્થાપણ કરવામાં એઓની આગેવાની હતી, તેમ પજાબમાં એક આંધળા અભ્યાસીને પોતાનો કાયદાનો અભ્યાસ ચાલુ રાખવા માટે જોઇતું ફંડ ઉઘરાવી આપનાર એઓ હતા; દુખ અને હાડેશામાં આવી પડેલાઓને ઘટતી મદદ કરાવવામાં જેમ એઓની આગેવાની હતી, તેમ સખાવતનો ગેરઉપયોગ નહીં કરવો જોઇએ, અને સખાવત કરવામા નાતજાત નહીં જોવી જોઇએ એવો એઓનો વિચાર હતો. સખાવત કીધાથી હરામખોરીને ઉત્તેજન નહીં મળે એવી રીતની સખાવત જોઇએ તેમ તે ગરીબાઇને વધારનારી પણ નહીં જોઇએ એવું મી૦ કાબરાજીનું કહેવું હતું.

માણસજાત તેની પેદાશથીજ સુધરતું આવ્યુંછે, પણ તે સુધારા ફેલાવવાની શક્તિ જુદાં જુદાં આદમીઓમાં જુદી જુદી હોયછે, એવું આપણે ઉપર કહ્યું. ૧૯ મી સદીના અર્ધા ભાગમાં અને ૨૦ મી સદીની સરૂઆતમાં થઈ ગયલા એક સામાન્ય સુધારક તરીકેજ માત્ર મી૦ કેખુશરો કાબરાજીની જીંદગી આપણે તપાશી છે. એઓની નમુનેદાર જીંદગીનો પુરેપુરો હેવાલ લખવાનું કોઈ વિદ્વાનને માટે રહેવા દઇશું, કે જે એઓની જાહેર કારકીરદીને એક અધીપતી, નોવેલીસ્ટ, નાટક લખનાર, ભાષણ કર્તા સભાઓ ઉભી કરનાર અને ચલાવનાર દાખલનો પુરેપુરો હેવાલ પ્રગટ કરે કે જે બીજાંઓને ભોમ્યા તરીકે ઉપયોગી થઈ પડે.

આ સર્વ હેવાલમાં એક ગુણ જે મી૦ કાબરાજીમાં સર્વોપરી હતો તે હમેશાં નકલ કરવા જેવો છે, કે દરેક સુધારકે સુધારા કહીનેજ નહીં પણ કરીને બતાવવા જોઇએ.



# સ્ત્રી સુધારાનો અઠંગ હિમાયતી.

## લખનાર—ભાઈ ખુરશેદભાઈ પેસ્તનજી ડાકતર.



મર્હુમ શેઠ કેખુશરૂ નવરોજજી કાબરાજીની જીંદગીનાં વૃત્તાંત માટે આવા એક અંકમાં એક લખનારને જેટલી જગા મળી શકે તેટલી જગ્યામાં એવા મહાભારત લેખક અને ઉપયોગી શહેરીની જીંદગીનો અહેવાલ લખવાની કોશેશ કરવી મિથ્યા છે. જે લખનારે ૫૦ વર્ષ સુધી એક અઠંગ લેખક તરીકે જીંદગી ગુજારેલી, અને તે લખનારનાજ શબ્દોમાં બોલું તો જે ધણીનાં લખાણોની લંબાઈનું માપ માઈલોના હિસાબમાં લઈ શકાય, તેવા એક લખનારની જીંદગીના અહેવાલને માત્ર એક માસિક ચોપાનીયાંનો વધારાનો નાનકડો અંક તે કેમ ઈનસાફ આપી શકે? મર્હુમ મી૰ કાબરાજીની જગપ્રસિદ્ધ નામના કાંઈ માત્ર એમની એક લેખક તરીકેની કારકીર્દિમાંજ સમાઈ રહેતી નથી, પણ એક લખનાર લેખે પોતાની કોમની અને જાહેર પ્રજાની, પોતાના દેશની અને શેહેરની, પોતાના પત્રમાં અને તેની બાહેર જે જગજાહેર સેવાઓ બજાવીછે, તે એટલી બહોળી છે, કે તે વિષે કંઈક ગ્રંથોની હારમાળા સેહેલાઈથી ઉપજાવી શકાય. તે છતાં એ વિષય ઉપર જાહેર પ્રજા પાસે લેખો લખાવવાની નેમ ઘણી પસંદ કરવા જોગ એમ છે કે તેથી માત્ર જુદા જુદા લખનારાઓના વિચારોજ જાણવાનું નહીં પણ જુદા જુદા વિષયો ઉપર તેમનું મત મેળવવાનું બની શકશે. મર્હુમ મી૰ કાબરાજીનાં લખાણો ખાસ બાનુઓ માટે પ્રગટ થતાં એક ચોપાનીયામાં એક બાનું લખનારના હાથમાં જો કોઈ પણ વિષય સહુથી વધુ અનુકુળ ગણી શકાય તો તે સ્ત્રીસંસાર સુધારા સંબંધી એમની સેવાઓ છે. આગળા જમાનાની પારસી સ્ત્રીઓની સ્થિતિ તેમની હાલની સુધરેલી હાલત સાથ સરખાવતા વિસ્તારીને વર્ણવવાની જરૂર નથી. દરેક કુટુંબની વૃદ્ધ વયની માતા કે મમાઈ બપાઈ હાલની ઉછરતી ઓલાદની તેમની દીકરીઓનાં મનપર તે વિષે હું કે કોઈ પણ લખી શકે તે કરતાં વધુ ખુલાસાવાર અજવાળું નાખી શકશે. તે છતાં ટુંકમાં બોલતાં આગળા વખતની પારસી સ્ત્રીઓની જીંદગીનો ચિતાર દોરવો તે હાલના વખતના હિંદુઓની રાહરસમોને વિસ્તારવા બરાબર થઈ પડશે. આપણી હિંદુ બેહેનપણીઓમાં જે કેટલીક રીતિ નીતિઓ હાલ આપણને અચંબો પમાડનારી દીસેછે અને આજની સુધરેલી આંખે તપાસતાં બાઝી પસંદ કરવા જેવી દીસતી નથી, તેજ રીતિ નીતિમાં ઉછરેલી તે વખતની પારસી બાનુઓને ચિતારવા બરાબર થઈ પડશે. હિંદુ અને બીજી પરદેશીઓની સાથે કાંઈક સદીઓના રહેવાશને લીધે પારસીઓની રાહરસમો ઘણી રીતે બદલાઈ જઈ આગળની ઈરાની અને ખાસ જરથોસ્તી તરીકેની તેમની અસલ્યાતેસંઃ વખતના વહેવા સાથે ઘણો ફેરફાર થયો છે. હાલનો એક ઈરાની જેમ એક જરથોસ્તી છે તેમ પારસીઓ પણ જરથોસ્તીજ છે. તે છતાં તેમની બન્નેની વચ્ચે સંસાર સંબંધી જે ફેરફારો નજરે પડેછે, તે પારસીઓના એક બીજીજ જુદદીન કોમ સાથના ચાલુ સમાગમને લીધેજ છે. અલબત્તાં કોઈ હિંદુઓના સંબંધમાં આવીને પારસીઓએ તેમની ખામીઓનીજ નકલ કરી નથી, પણ તેમની ખુબીઓ, તેમના કેટલાક ચહડતા ગુણો અને રાહરસમો પણ અખત્યાર કરેલાંછે, તે છતાં હાલની હિંદુ સ્ત્રી અને એક પારસી સ્ત્રીની સ્થિતિમાં જે આસમાનો મોટો તફાવત જોઈએ છિયે તેનો સબબ શોધવા દૂર જવાની જરૂર નથી પારસી સ્ત્રીઓએ કેળવણીનો લાહવો ચાખ્યોછે, જેથી તેમની હિંદુ બેહેનપણીઓ કેવળ બેનસીબ રહીછે; પણ કેળવણીનાં એ રૂડાં ફળો ચાખવાથી તેઓ કમનસીબ રહીછે તેમાં તેમની તકસીર ગણાશે નહીં. પારસીઓના સુભાગ્યે તેમને જે જાતના સાચા અને ખરા સંસારસુધારકો મળ્યા તેવા રાહબરો મેળવવામાં હિંદુ કોમ નિષ્ફળ નિવડ્યાથી તેમની આજની અને કંઈક સદીઓની દશામાં જીવ જેવો તફાવત આપણ જોતાં નથી. સ્ત્રીકેળવણીના એવા ખરા હિતાર્થીઓએ પારસી સંસારના સુધારા-વધારાના સવાલને કેટલે દરજ્જે પોતાની અંગીત ફર્જ દાખલ માની લીધો હશે તેનો ખ્યાલ જે હાડમારી, તાનાજાણી અને સતાવણી વચ્ચે કામ લઈ તેઓએ તન, મન અને ધનના બળથી પોતાની રૂડી નેમને સફલ ઉતારીછે તે ઉપરથી સહેજ આવશે. એવા એક ખરા સુધારક લેખે પારસી કોમમાં મર્હુમ મી૰ કાબરાજીનું બહાદુર નામ અમર રહેશે. "રાસ્ત ગોફતાર" પત્રના બાવીસ વર્ષના અધિપતિપણા દરમ્યાન જે જે સંસારસુધારાઓ કરવાનું એમને ફાળે પડનું હતું, તેટલા સુધારા-વધારા પારસીઓમાંજ શું પણ બીજી કોઈ પણ દેશી કોમમાં કોઈપણ સુધારક તેને અરધે હિસ્સે પણ બજાવી શક્યો નથી. તેનો સબબ સહેલથી સમજાય એવો છે. દરેક સંસાર સુધારકમાં જ્યાં સુધી જાતી હિંમત અને પાકદાનત તથા સચ્ચાઈ હોય નહીં ત્યાં સુધી તેના શબ્દોની કે લખાણની કશી પણ રૂડી અસરો થઈ શકે નહીં. બલ્કે આપીને નહીં પણ ઘણું કરીને બતલાવનારો જેટલી

અસરકારક રીતે લોકોમાં પોતાના વિચારોનું વાજબીપણું બતલાવી શકે તેટલું શાળા માનપાનના લોભથી મોજ મજા કરનારા બહુઓલાઓમાંથી થઈ શકતું નથી. ત્યારે એવા જાતીભીમાન ધરાવનાર અને પ્રજાનું હિત ખરેજ હૈડે ધરાવનાર પ્રજારક્ષકો ઘડીમાં કાંઇક જેટલા ઓછા હોય તેમાં નવાઈ શી? કઈક જમાનાઓના ચાલુ વપરાશથી જડ ઘાલી બેઠેલા વહેમોને દૂર કરવા જેટલી પણ હિંમત ધરાવવાનું કંઈ સર્વેની સૂરતમાં હોતું નથી, અને લોકોના આચાર વિચારોથી ઉલટા ચાલી પોતાને ખરો દીસતો હોય એવો રાસ્તીનો માર્ગ અખત્યાર કરી નિંદા કે અદાવતની પરવા નહીં કરવા જેટલી હિંમત કોઈ સર્વેમાં હોતી નથી. અને તેથી જોકે પોતાની જુવાનીના અને પાછલા વખતમાં મી૦ કાબરાજીને ઘણીએ મુશ્કેલીઓ અને ગીભત વચે કામ લેવું પડ્યું હતું, તો પણ તે વેળાની ચાલુ તકરારની ગરમાગરમીના મમતથી નિરાળા હાલને સમયે એમનું બજાવેલાં કામ ઉપર અપક્ષપાતપણે નજર ફેંકતાં એટલું તો ચોકસ ઘીસે છે કે સંસાર સુધારામાં પારસીઓએ જે આગળ પગલાં ભરેલાં છે તેમાં એમની અને એમના પત્રની ચાલુ લડતને તેઓ ઘણે દરજ્જે આભારી છે. એ સઘળા સુધારાઓ સંસાર અને ધર્મ સબંધી મોટા મોટા સવાલોની બાબતમાંજ હતા એમ નથી, પણ ઘરસંસારી દરેક ન્હાની મોટી બાબતો જેવી કે પહેરવાસ, પોશાક, ચાલચલણ, વાતચીત વગેરે પરેશી નજરે ઘીસતી સાધારણ અને નજીવી બાબતો ઉપર પણ તે વખતના પત્રો અને મુખ્ય કરી મી૦ કાબરાજીની કલમથી લખાતાં "રાસ્ત ગોફ્તાર" તથા "સ્ત્રી બોધ"માં લખાણો પ્રકટ થતાં આ લખનારને યાદ છે. આગળા વખતમાં ધર્મને નામે જે કુચાલ તથા વહેમો પારસીઓમાં સાધારણ થઈ પડ્યા હતા તેની સામે મી૦ કાબરાજીએ તથા એમના બીજા સાથીઓએ જે બાપીબાય વડત ચલાવી હતી તેટલી મજબૂતાઈથી જો કામ લેવામાં આવ્યું નહીં હોત તો આજના સુધરેલા વખતમાં પણ તે ખોટા ઘણા કુચાલો એમના એમ ઉભા રહ્યા હોત. લોમડાના ડીમાક ઉપર જે નાલાયક તથા નાપસંદ કરતા જોગ દેખાવો આગળ તદન સાધારણ હતા તે રફતે રફતે નાબુદ થતા પામ્યા છે. બાજદરૂનને નામે મુરદાને સમયે દેખાદેખીથી જે કાલાફુલીના ધીરવારીભરલા મોટા મોટા ખરચો ચાલુ હતા તેમાં પણ હાલ ઘણે દરજ્જે સુધારો થયો છે. સંસારી ગહમ્બરોમાં બાજલગનનો અટકાવ, એકીબારી, સ્ત્રીઓનું મર્યાદાભરેલું છુટાપણું વગેરે બાબતોને લગતી દરેક લડતમાં એમને લખેલા ભાગ વિશેષ ધ્યાન ખેંચે છે. પણ ઉપર જણાવ્યા મુજબ મોટી બાબતોની ચારવણી કરવામાં ન્હાની સંસારી બાબતોને વીસારી દેવામાં આવી હતી નહીં. એકજ દાખલો લઈએ તો પારસી પોશાકમાં આગળ અને હાલમાં કેટલો ફેરફાર થયો છે, તેનો કાંઇક ખ્યાલ "સ્ત્રી બોધ" ચોપાન્યાનાં બાહેરનાં પુઠાં ઉપર પારસી કુટુંબનું જે ચિત્ર આજ વર્ષોથી છપાતું હતું તેમાં ચિતારેલા પોશાક ઉપરથી આવશે. એ ચિત્ર સાથે જે પોશાકમાં પારસી બાનુઓ અને બાળકોને સજ્જ થયલાં જોવામાં આવતાં હતાં તે તો તે વેળાના સુધરેલા પોશાકમાં આરાસ્તે થયલાં એક કુટુંબનો દેખાવ છે, તો જોકે હાલની ફેશનની શોખાઈની નજરથી જોતાં તે પોશાક ઘણુંએ અસભી અને હસવું આવે એવો લાગશે. એ સુધરેલા પોશાકની શરૂઆત પારસીઓમાં થવા લાગી તેની આગમચ બુટ મોજાં પહેરવાનો ચાલ નહીં હતો, અને સ્ત્રીઓએ બુટ-મોજાં પહેરવાં એ ચાલુ રસમનો એક નહીં માફ થઈ શકે એવો ગંભીર અનાદર લેખવામાં આવતો. તેજ પ્રમાણે આખું કપાળ બંધ થઈ જાય તથા આંખનાં ભવાં ઢંકાય ત્યાં સુધી માથુંબાનું બાંધી, મોહડું કદરૂપું કરવાની જાણે ફરજ નાખવામાં આવતી હતી તો એવા એવા ન્હાના પ્રકારના અને નજીવા જેવા ફેરફારોની ચારવણી વહીક વર્તમાનપત્રોની મારફતે તે જમાનામાં ચલાવવામાં આવતી હતી, અને એવા સર્વે ન્હાના મોટા સુધારાની ચારવણીમાં મરહુમનો ઘણાં મજબૂત અને મોટા હાથ હતા, જો કે એ સર્વે બાબતમાં સુધારાને નામે પાછળથી અતેક થવાથી નવી બદીઓ જન્મ પામવા માંડી તેથી કાંઈ આગળા સુધારકોનું કામ વગોવવાની અગત્ય નથી. સુધારાની સાથે સાથે એ પ્રમાણે નવા નવા કુચાલ તથા નઠારા રીવાજો તો જન્મ લેવાનાજ પણ તેને દૂર કરવાને નવા સુધારકોની કે નવા સુધારાઓની જરૂર છે. દાખલા તરીકે પહેરવાસની બાબતમાં હાલ જે લખલૂટ ખરચો તથા શોખાઈ જોવામાં આવે છે તે બાબતો ઉપર ચુનંદાઓ તેને ઘટતે વખતે કરવામાં મરહુમે પાછલા વખતમાં મજબૂત લખાણો કરેલાં હતાં. બાનુઓએ હાથે મોજા પહેરવાની સામે મરહુમે જે રમુજી અને મશ્કરીભરેલાં લખાણો કરેલાં હતાં તે તેમના પત્રની દરેક બાનુ વાંચનારીને યાદ હશે. તેજ મીસાલે પારસી મરદોના જામા પીછોડીની તરફેણ જેટલી મજબૂતીથી મરહુમે કીધી હતી તેટલી તો કોઈ જુના વિચારના અગરચી પારસીએ પણ કદી કીધી નહીં હશે. એ ઉપરથી માલમ પડશે કે દરેક બાબતમાં ખસ આંખ મીચીને ધમધોકાર નવા નવા ફેરફારો કરવાજ જવા, એવો સુધારાનો અર્થ એઓ ઉઠાવતા નહીં હતા. જે ચાલ પોતાની અસલ્યતમાંજ સારો દીસતો હોય તેની તરફદારી કરવામાં અને જ્યાં કોઈ જુનો ચાલ ફેરવવાનો અને તેને બદલે કાંઇક નવી રસમ દાખલ કરવી જરૂરની હોય ત્યાંજ તે દાખલ કરવામાં મરહુમ ખરો સુધારો લેખતા હતા. અને જોકે હાલ આપણે પોતાને એક સુધરેલી કોમ તરીકે ગણીએ છીએ, તે છતાં આપણામાં ઘણી એવી શહગમો અને રીતિ નીતિ ચાલુ છે, જેની ચાલુ મુજાહેમત થવી જોઈએ છે. પણ આગળા વખતના તે હિંમતવાન લેખક મરહુમ મી૦ કાબરાજી, તથા તેમની તેજી કલમ તે બળ લાવવાને આજે હૈયાત નથી એ દલગીરીભરેલું છે. વખતના વહેવા સાથેજ તેમની યાદ અને પીછાન વધતી જશે અને એમની કદર હાલના કરતાં પણ વધુ બુઝાશે.

# એક ખાનગી મિત્રાચારીની કેટલીક યાદ.

## લખનાર– શમ્શુલ-ઓલમા, એરવદ જીવણજી જમશેદજી મોદી, બી.એ.



જાહેરમાં હું જે કાંઈ પહેલવહેલો શબ્દ બોલ્યો હતો, તે મારા મરહુમ મિત્ર શેઠ કેખુશરો નવરોજજી કાબરાજીનાં પ્રમુખપણાં હેઠલ બોલ્યો હતો. ૧૮૮૦ ના માર્ચની એક સાંજ મને યાદ છે, કે જ્યારે ફરામજી કાવસજી ઇનસ્ટિટ્યુટના દિવાનખાનામાં એઓના સાથ, "જ્ઞાનપ્રસારક મંડળી"ના તે વખતના સેક્રેટરી શેઠ કાવસજી દાદાભાઈ નાઓરોજીવાળાએ મારી ઓળખાણ કરાવી હતી. એ મંડળીના સરનશીન સાહેબ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજી તેનાં ભાષણોમાંથી કવચીતજ ગેરહાજર રહેછે, પણ તે દિવસે તેઓએ યુનિવર્સિટીના એક સભામાં હાજર થવાનું જરૂરત ધાર્યું હતું, જેથી તેઓની જગ્યાએ પ્રમુખપદે શેઠ કાબરાજી બીરાજ્યા હતા તે સાંજે એ મંડળી સનમુખ મારૂં પહેલવહેલું ભાષણ હતું. તે પહેલવહેલું ભાષણ હતું. એટલુંજ નહીં પણ જાહેરમાં એકપણ શબ્દ હું કોઈ વખત બોલ્યો હોઉં તો તે તેજ સાંજે હતો. વાયુચક્રશાસ્ત્ર અથવા હવા વિષેની વિદ્યા એ મારો વિષય હતો, અને તે વિષય હવાનાં દબાણ (Atmospheric Pressure)ના સંબંધમાં અખતરાં સાથે મેં રજુ કીધો હતો. ભાષણ તમામ થતાં, એક નવા ભાષણકર્તા તરફે—કુદરતી વિદ્યાની બાબતમાં એક અધારનાન ભાષણકર્તા તરફે—મેહેરબાનીની રાહે મી. કાબરાજીએ જે ઉત્તેજનના શબ્દો કહ્યા હતા, તે શબ્દોનો પડઘો જાણે આજે પણ મારા કાનમાં વાગે છે; કારણ એક નવા ભાષણકર્તા તરફે સાંભળેલા તે થોડાક ઉત્તેજનના શબ્દોએ મને ઘણી ઊલટ અને ધારણ આપી હતી. તે એટલે સુધી કે તે વાતને જો કે આજ નજદીક ૨૮ વર્ષ થયાં છે, તો પણ મેં ત્યાર પછી એક પણ વર્ષ મારૂં તે માનીની મંડળી તરફથી ભાષણ આપ્યા વગર ખાલી જવા દીધું નથી. તેઓના તે વખતના માયાળુ ઉત્તેજનના શબ્દો હું આજે ઉપકાર સાથે યાદ કરૂંછું હું આજે તેઓના શોકજનક મરણ બાદ તે યાદ કરૂંછું એટલુંજ નહીં, પણ તેઓની હૈયાતીમાં પણ મેં એક વખત જાહેરમાં એજ મંડળી સનમુખ હેરાનના જુસ્સા સાથે યાદ કર્યા હતા, કે જ્યારે તેઓ યુરોપથી પાછા ફરતા પછી, લંડન શેહેર બાબેના તેઓના એક ભાષણ વેળા મરનશીનની ગેરહાજરીને લીધે પ્રમુખપદ લેવાની મારી વારી આવી હતી. નવા ભાષણકર્તાઓને અને લખનારાઓને હિંમત આપી બાહેર પાડવાને આ મહા ગ્રહસ્થે પોતાની જબાન અને કલમથી ઘણું કર્યું છે.

"જ્ઞાનપ્રસારક મંડળી" પછી બીજી મંડળી જેમાં એઓ સાથે હું વધારે સબંધમાં આવ્યો હતો તે 'જરથોસ્તી લગ્નોની મોતબરી જાળવનારી મંડળી" હતી. એ મંડળીની સ્થાપનાની આગમચ તેઓએ પારસી નીતિની બાબત ઉપર કેટલાક લખાણો પોતાના "રાસ્ત ગોફતાર"માં કરવા માંડ્યા હતા મારા એક ભાષણમાં જણાવેલા વિચારો ઉપરથી મને બોલાવી તે બાબે કેટલીક વાત કરી લગ્ન બાબે થોડાક વિચારો પોતાના પત્ર માટે લખવાને મને એનતેમાસ કીધી, તે ઉપરથી 'ગોફતાર'ના તખ્તનુમ હેઠલ મેં લગ્ન બાબેના થોડાક પુરાણા વિચારો રજુ કીધા હતા. એ બાબતના સબંધમાં એઓ સાથે થતી વાતચીતે અને "જરથોસ્તી લગ્નોની મોતેબરી જાળવનારી મંડળી"માં તેઓએ લીધેલા ભાગે અને તેને લગતાં તેઓએ આપેલા ભાષણોએ એઓ બાબેનાં એક વિચારે મારા મન ઉપર છાપ મારી હતી કે જે છાપ બીજી બાબતોએ પછવાડેથી વધુ મજબૂત કર્યો હતો. તે આ કે બીજા સબબો સાથે તેઓની જબાન અને કલમે જો એક માર્ગ ધર્યો હોય, અને તે માર્ગથી જો તેઓએ ધારેલાં પરિણામથી જુદાજ પ્રકારનું યા હદ બાહરનું પરિણામ આવતું હોય, તો તેઓ પોતાની જબાન અને કલમને તે હદબાહરનાં પરિણામને પાછું હદમાં લાવવા કાજે વાપરવા માટે બનતી કાળજી રાખતા હતા. બાળલગ્નોની વિરૂધ તેઓએ પોતાની જબાન અને કલમ પુરા જોરાથી ચલાવી હતી, અને તેવાં લગ્નોને અટકાવવા માટે એક કલમ જેટલું કરે તેટલું કીધું હતું પણ જ્યારે તેઓએ જોયું કે મામલો બીજે છેડે જાય છે અને લાયક વખતનાં લગ્નોએ સમારમા જે જગ્યા રોકવી જોઇયે તે જગ્યા તેઓ રોકતાં નથી, ત્યારે તેઓએ પોતાની જબાન અને કલમ તે હદબાહેરનાં મામલાને હદમાં લાવવાને ફરી વાપરવા માંડી. અને હદબાહેર ગયલા મામલાને હદમા લાવવા માટે લગ્ન સાથ જોડાયલા મોતબર રીવાજો અને રસમને જોઇતું વજન આપ્યું વેહેમો અને ખોટા ખ્યાલોને દૂર કરવાને જેટલું તેઓએ કર્યું હતું, તેટલુંજ પુરાણા મોતબર રીવાજો, જેમાં ઘણુંક રૂડું અને ભલું છે, તેનો ઘટતો ખુલાસો આપવાને કર્યું હતું આ નીરસ (prosaic) ગણાતા જમાનામાં, સુધારા અને વધારાના રોહમાં ભુંડાં સાથ કેટલુંક ભલું તેમજ કેટલુંક રસીક યા કવિતામય (poetic) પણ ધમડાઈ જાય છે, તે સામે આ લગ્નની મોતેબરી જાળવનારી મંડળીની સ્થાપના સાથેજ તેઓએ લડવા માંડ્યું. એઓ એ બાબે બોલી અને લખીને બેસી રહ્યા નહીં, પણ મને યાદ છે કે એ અરસા બાદ થોડેક વર્ષે એઓની એક ભત્રીજીની શાદીના હંગામે મારી ઓફિસમાં મારી મુલાકાતે આવી મને એનતેમાસ કીધી હતી કે આપણી બાનુઓના નાજુક હાથે લગ્નની જે રીવાજી ક્રિયાઓ થાયછે તેનો ઈંગ્રેજીમાં ટુંક ખુલાસો લખી આપવો. તેમ કરવામા આવ્યું અને હું ભૂલતો નહીં હોઉં તો તેઓએ ત્યાં નોતરેલાં પોતાના મેહમાનોને, ખાસ કરી બીજી કોમવાળા મેહેમાનોને તે છાપેલો ખુલાસો આપ્યો હતો.

આવી બાબતોમાંથી કાબરાજીએ પાછળથી લીધેલો માર્ગ, કેટલાકોની નજરમાં, તેઓના આગળા માર્ગથી ઊલટા પ્રકારનો લાગ્યો પણ તેમ ખરેખર નહીં હતું કોઈ નબળી પ્રકૃતિનો માણસ તેમ નહીં કરે ઉપર મુજબનો કોઈ સાર કાહાડે તેની ધાસ્તીથી યા તેવા વિચારથી શરમાઈ તેવો ધણી તેમ નહીં કરે પણ "સચ્ચાઈ માટેની હિંમત" જે જાણે તેઓનો મુદ્રાલેખ હતો, તે હિંમતથી તેઓએ તેમ કર્યું. પોતાની

# મર્હુમ મહાન પુરૂષ શેઠ કાબરાજી.

## એક હીંદુ બાઈનો શોક.

### લખનાર—બાઈ માણેકબાઈ કાહાનજી ધર્મસિંહ.



વિયોગથી વ્યાકુળ થયેના ચિત્તને એમના વિષે શું લખવું તેની સૂજ પડતી નથી કોઈ પણ જાહેર માણસ જ્યારે આ પાપી જગત છોડી પવિત્ર પરમેશ્વરના ધામમા ચાલ્યુ જાય છે, ત્યારે તેનું દુ ખ સર્વને એક સરખુ થતું નથી પરતુ તે થાય છે એ તો નક્કીજ છે ન્હાના કે મોટા, જાણ્યા કે અજાણ્યા તે દૈવી મનુષ્યનો શોક કરેછે, પરતુ "જેટલું મળણુ તેટલુંજ બળણુ ' એ કહેવત પ્રમાણે મેળાપીને તેનો વધારે સતાપ થાયછે એક કોમળ હૃદયનો કવિ તો જુદાઇના દુ ખને અસહ્ય ગણી ઈશ્વરપ્રત્યે કહે છે કે "સજ્જનનો મને સમાગમ કરાવ નહિ અને સમાગમ કરાવ તો વિયોગ કરાવ નહિ ' દાના દુશમનો અને શાણા સજ્જનો તો મરણ બાદ, ગમે તેના વિરોધી મનુષ્યોનું પણ વાકુ બોલતા નથી તેઓ તો દિન પ્રતિ દિન નિશ્ચય કરતા જાય છે કે ઘટમાળની ગતિ પ્રમાણે આપણે પણ મોડુ વહેલુ એક દિવસ મરવાનુંજ છે, અને તેજ સુવિચાર ધારણ કરી બનતા લગી કોઈ સાથે બગાડતા નથી, અને કળા કુશળ મનુષ્ય જેમ નિ સાર કોલસા અને ડામરમાથી પણ સાકર બનાવે છે, તેમ સારગ્રાહી થઈ જ્યા ત્યાથી ગુણ તેજ ગ્રહણ કરે છે.

શેઠ કેખુશરો નવરોજજી કાબરાજી એક ખરેખરા નરરત્ન હતા એમનુ ઉજ્વળ ચરિત્ર વિચારવાનેજ દૈવયોગે મને અનાયાસ તક મળી હતી કેમકે રાજદ્વારી કે ગભીર સમારી વિષયોમા ઉતરવા જેટલો મને અવકાશ મળ્યો નથી ભાગ્યશાળી આ ચરિત્રનાયકના સિદ્ધાત પ્રમાણે દૃષ્ટિ તેવી સૃષ્ટિ અથવા બીજા બોલમા કહીએ તો જગત કેવુ તો કે આપ જેવુ, એ પ્રમાણે આપણે સાર વસ્તુ મૂકી, એક મૃત મનુષ્યના અનત ગુણ મૂકી દોષદૃષ્ટિ શા માટે કરીએ? આપણે ક્યા સપૂર્ણ છિયે? દરેક મનુષ્ય ભૂલ ચૂકથી ભરપુર છે તથાપિ શેઠ કાબરાજી વિષે તો હુ ખાતરીપૂર્વક કહુ છુ કે તેઓ પૂર્ણ સદાચારી સસ્કારી, નીતિમાન, દયાળુ અને પૂર્ણ પરગજુસ્વભાવના હતા એમના પવિત્ર હૃદયની છાપ જ્યારે મેં બાળપણે આશરે ૧૨ વર્ષ ઉપર "દુખિયારી બચુ નામની એમની એ ધાત વાર્તા વાચી, ત્યારથીજ પડી પણ તેમને જોવા, મળવાની તક મળી નહોતી એ પછી મિસિસ રૂખકાબાઈને ત્યા વ્યાખ્યાન માળા શરૂ થઈ, તે અરસામા એટલે ત્રણ વર્ષ ઉપર સસાર સુધારા વિષે મારૂ વ્યાખ્યાન હતું તે વેળા શેઠ કાબરાજીની પહેલીજ મુલાકાત થઈ મુખમુદ્રા મનુષ્યના અત કરણની એક આરસી છે એમ મેં સાભળ્યું હતું, તે શેઠ કાબરાજીના મુખપૃષ્ટ પર સ્પષ્ટતાથી દેખાઈ આવ્યુ થોડા દિવસ બાદ અમો તેમને ઘેર મળવા ગયા પોતાની લીલી વાડી જેવી વિશાળ કુટુંબની ઘરામા અમને આસન આપ્યુ પુત્ર પુત્રીઓના આનદી, ઉદાર અને મિલનસાર સ્વભાવથી તથા ઘણા નજીકના અને જુના સગા મળ્યા હોય તેવુ દિલ ખોલી ઘણી વાતોના ખુલાસા કર્યા તેમની પવિત્ર પુત્રિઓએ પોતાના પિતાજીની રચેલી કવિતા સભળાવી ત્યારે મેં પણ કેટલીક કવિતાઓ રજુ કરી, તેથી પરસ્પર પૂર્ણ સતોષ થયો પ્રતિષ્ઠિત સ્ત્રી-પુરૂષોને અને તેમા પણ માત્ર વિદ્વાન વર્ગને મળવાનો અમારો સ્વભાવ તે અગાઉનોજ હતો મહાપુરૂષ મલબારી, મહદેવ ગોવિંદ રાનડે, મણીભાઈ જસભાઈ, મિસિસ એની બિસટ, મનસુખરામ સૂર્યરામ વગેરેને તે અગાઉ મળ્યા હતા, એટલે કાબરાજીને મળવુ અમને સુગમ લાગ્યુ અને તેમના સરળ સ્વભાવે ઉપર કહેના સુજનોની પેઠે પોતાના થોડા સમયના સમાગમથી ઘણો સતોષ આપ્યો, સ્ત્રીકેળવણીની કાબરાજીની હિલચાલ અને સમારસુધારાનો તેમનો પ્રયત્ન સ્તુતિપાત્ર લાગ્યો અને ત્યારથી તેમના વિચારો જાણવા સાભળવાની ઈચ્છા થઈ મારા ભાષણ વિષે તેઓએ પોતાના પત્રમા અભિપ્રાય આપતા કિમતી સૂચનાઓ કરી હતી, પણ રૂબરૂ તે વિષે કશી વાતચિત થઈ નહોતી યુરોપનો પ્રવાસ કરી આવ્યા બાદ તેમણે પોતાના અનુભવ સાધના વ્યાખ્યાનો નેટિવ જનરલ લાયબ્રેરીમા આપ્યા તે ઘણા ખરા મેં સાભળ્યા હતા તે સિવાય જૈન ધર્મની હિમાયતમા અને જાન વરોપર ગુજરતા ઘાતકીપણા ઉપર એમણે કલકત્તા ખાતે કરેલી હિલચાલ એક ભાષણમા સાભળી નવાઈ લાગી હતી એમની વાણીમા નૂતનતાજ માલમ પડતી ગમે તેવા જાણીતા

વિષયપર પણ તેઓ નવુંજ કહેતા. તેમનો અનુભવ અને અભ્યાસ, એ ઉપરથી કેટલાં પરિપક્વ હતા તે સહેજે સમજી શકાતું હતું તે બાદ ફ્રેંચબાનુ મિસ મેના, જેમણે પારસી સંસારની પ્રાચીનતા વિષે ઘણી સરસ શોધખોળ કરેલી છે તે પોતાની માતા સાથે મુંબઈ આવતાં અમો તેમની મુલાકાતે ગયાં એ વેળા શેઠ કાબરાજીને અને તેમનાં દીકરી જમાઈને આવેલાં જોઈ અત્યંત આનંદ થયો ઘણા હિંદુ સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓએ પણ આ પ્રસંગે ભાગ લીધો હતો કાબરાજી કેવળ ખોટા સુધારાથી અને નકામી રચનાથી કેટલા વિરુદ્ધ છે, તે જાણવાની આ પ્રસંગે પ્રત્યક્ષ તક મળી પોશાક, રીતભાત અને આચાર વિચાર વિષે વિવેચન ચાલતાં મિસ મેનાએ આપેલો અભિપ્રાય કાબરાજીએ અમને ગુજરાતી ભાષાંતર કરી કહી સંભળાવ્યો અને અમો પરસ્પરના પ્રતિનિધિ અથવા દુભાષિયા થઈ તેમણે એક મધ્યસ્થ અને સહાયકની ગરજ પૂરી પાડી હતી.

ત્યારબાદ કરસનદાસ મૂળજીની જયંતીનો આશરે બે વર્ષપર મેળાવડો થયો. સભાપતિની ખુરશીપર શેઠ દામોદર ગોવર્ધનદાસ સુખડવાળા હતા. મ૦ મંગળદાસની કન્યાશાળામાં આ સભા મળી, તેથી મેં ધાર્યું કે કેળવાયેલી બાનુઓનો અને મિ૦ કરસનદાસના ખાસ મિત્ર કાબરાજીનો મેળાપ થશે અને કેટલુંક જાણવાનું મળશે પરંતુ કંઈ અડચણને લીધે કાબરાજી આવી શક્યા નહતા આ પ્રસંગે થયેલાં ભાષણો સાંભળી મારા મનમાં કાબરાજીની કદરદાની નજરે આવી. પોતે એક પારસી છતાં હિંદુ સંસાર સુધારા માટે કેટલો બધો શ્રમ કર્યો છે, રાસ્ત પત્રમાં લેખો લખીને, ભાષણો આપીને અને નાટકો દ્વારા હિંદુ સંસારની કેટલી સેવા બજાવી છે, તે વિષે મેં પણ બે બોલ કહ્યા કેમકે હિંદુ તરીકે કરસનદાસે પોતાની કોમની હિમાયત કરી હતી પણ કાબરાજીએ તો પારસી છતાં અને તેમના પ્રત્યે જુના વિચારના હિંદુઓ વિરુદ્ધ છતાં, કરેલી પહેલ અને હિંમત સ્તુતિપાત્ર હતી કોઈપણ દેશકલ્યાણના કામમાં કે જાહેર સભામાં કાબરાજીની હાજરી ન હોય એ અશક્ય. શરીર અશક્ત થયું છતાં ઝુલતા હાથીની પેઠે તેઓ ઘણી સભાઓમાં જોવામાં આવતા એમનાં મરણની થોડાજ અઠવાડિયા અગાઉ માસ્તર પ્રાણજીવનદાસ કહાનદાસને માનપત્ર આપવા સભા મળતાં છેલ્લા જોયા હતા. કોઈપણ ગરીબ કે દુખી માણસનો તેમને અભાવ ન હોતો ગરીબનું કામ કરવાને અને મન દઈ મદદ કરવાને હાજર, તાપ કે વર્ષાદની દરકાર કર્યા વિના જાતે દોડી જતા અને વધારે ખૂબી તો એ હતી કે મદદ કરતાં છતાં જાણે કશું કર્યુંજ નથી, તેમ નિરભિમાન અને મૌન સેવી પોતાનું કર્તવ્ય ગણી કરે જતા હતા હાતમ દિલ અને અમીરી ગુણ એમનામાં જન્મથી જન્મ્યાં હતાં, એમ કહું તો કંઈ વિશેષ ન કહેવાય.

એમનાં લખાણમાં શબ્દચાતુર્ય જેવુંજ અર્થમાધુર્ય પણ અનુપમ હતું. હિંદુ વિદ્વાનો પણ તેમની શુદ્ધ ભાષાની અને પવિત્ર ભાવનાની ગણના કરતા અને પારસી લેખકોમાં પ્રથમ નંબરે મૂકતા હતા, તે વાસ્તવિક હતું ભાષણની છટા ગભીર, મનોરંજક અને જ્ઞાનભંડારથી પરિપૂર્ણ હતી એમના લખાણ અને ભાષણમાં ઉપર કહ્યું તેમ ઘણું નવું અને જાણવાજોગ મળી આવતું હતું

માટીના માનવી! સ્થૂલદેહ રૂપે તારે પણ એક દિવસ આ જગત છોડી ચાલ્યું જવું છે, માટે પરોપકારી કામો અથવા તારી પોતાની જાત પ્રત્યેની, ઈશ્વર પ્રત્યેની અને તારા પોતા પ્રત્યેની પવિત્ર ફરજો બજાવી, કિંમતી વખતનો ઉપયોગ કર કાબરાજીના પવિત્ર ચરિત્ર ઉપરથી તારે ઘણું શિખવાનું છે. અમર કોઈ રહ્યું નથી કે રહેવાનું નથી એ નિશ્ચયપૂર્વક માની, સારાં કામો કરી લેવામાં આળસ કરીશ નહિ પરોપકારી કાબરાજી સ્થૂલ શરીર તજી આપણાથી જુદા પડ્યા છે, પણ તેમની સુવાસ ખરું કામ સદા જળવાઈ રહેશે ફુલ સુકાઈ ગયું પણ સુવાસ રહી ગઈ, તે પ્રમાણે એ ભાગ્યશાળી નર પુત્ર પુત્રીઓનો રૂડો પરિવાર મુકી સ્વર્ગે સિધાવ્યા છે. સ્ત્રી વર્ગે એક ભલો ભ્રાતા અથવા ગુણી પિતા ગુમાવ્યો છે! એમનો દાખલો લઈ આપણે ધીર, ગંભીર અને ઉદ્યોગશીલ થવા જેવું ઘણું શિખવાનું છે ઈશ્વર! એમના પવિત્ર આત્માને શાંતિ આપો



# મર્હુમ શેઠ કેખુશરો નવરોજજી કાબરાજી.

## વિરહ કવિતા.

લખનાર—મી. વલ્લભદાસ પોપટશેઠ.



(શિખરિણી છંદ.)

દિશાઓ શી ઝાંખી ? દિનમણિ[1] ડુબ્યો શું તિમિરમાં[2] ?
સમુદ્રો શા ગાજે ? દુખરવ[3] કરે શું રૂદનના ?
ગુણજ્ઞાની કે જ્ઞાની ! જગત જેના મોહ કરતા,
ગયો ક્યાં એ આજે, કૈખુશરો તે કોવિદ[4] સખા ? ૧

મહા જંગી જોદ્ધો, કલમ કસવે એકલ શુરો;
વસીને મુંબઈમાં, વિધવિધ વિવાદે જય કર્યો;
નથી જોડી જેની, ગુર્જર[5] ગિરમાં લેખ લખવા,
ગયો ક્યાં એ આજે, કૈખુશરો તે કોવિદ સખા ? ૨

ગરીબાઈમાંથી, ઉગી નિકળીને સ્વાશ્રયિ[6] થયો,
દિપાવ્યો ધંધાને, અધિપતિતણો ટેક જબરો;
લખ્યા ઉંચા લેખો, દુખમય રિવાજો દૂર થવા,
ગયો ક્યાં એ આજે, કૈખુશરો તે કોવિદ સખા ? ૩

કર્યા ગ્રન્થો તારા, અવિરલ દિસે આ સમયમાં;
સદા એ સાહિત્યે, અવિચલ[7] રહેશે અવનીમાં,
મિનારાઓ મોટા, નહિ નહિ ટકે કાળ વિતતા;
ગયો ક્યાં એ આજે, કૈખુશરો કોવિદ મમ સખા[8] ? ૪

૨

(રાગ પરજ)

સુધારાનો સિંહ સિધાવ્યો રે, જેણે મહાજંગ મચાવ્યો રે ટેક

જંગ મચાવ્યો કુધારાની સાથે, કેખુશરો રણધીર,
ચાળીશ વર્ષની લાંબી લડાઈ, કલમે લડ્યો શુરવીર—સુધારાનો૦ ૧

મેદાન મુંબઈનું લડવાનું, લેખકનો અધિકાર,
"રાસ્ત" અને "સ્ત્રી બોધ" બજાવ્યો, વરતાવ્યો જેજેકાર—સુધારાનો૦ ૨

રાસ્તની રાડ પડે રણમાં જ્યાં, ધ્રુજે અરિના[9] હાડ,
પુંઠે ખમે ઘા થાય પલાયન, રોપે ગુફાને ખાડ—સુધારાનો૦ ૩

૧. સૂર્ય ૨. અંધારૂં ૩. દુઃખના ઉદ્ગાર ૪ પંડિત મિત્ર ૫ ગુજરાતી ભાષામાં ૬. આપકમાઉ. ૭. કાયમ. ૮ મારો મિત્ર ૯ શત્રુ

નર્કના ઘોર કરે જ્યાં ગભીર, સસલા શિયાળવાં દૂર,
કલમ કસે જ્યાં એવી રીત ત્યાં, નહિ કોઇની મગદૂર—સુધારાનો૦ ૪

ઘરડા બુઢ્ઢાના ઘરમાં વસેલી, દુષ્ટ રૂઢી દુખદાય,
ખૂણે ખાચરેથી ખોળી સંહારી, જેને ન દેવ સહાય—સુધારાનો૦ ૫

પાર નહીં હરીફાઈ તણો જ્યાં, દોસ્ત શિકે દલગીર,
થાય કદી મન તોય મુંઝાય ન, એવો એકલવીર—સુધારાનો૦ ૬

લક્ષ્મી ન જાજ્રી વિશેષ ન વિદ્યા, પદવી ન કોઈ પ્રકાર,
વિરલ બુદ્ધીબળ દિલગુર્દો દૃઢ, હિંમતના હથિયાર—સુધારાનો૦ ૭

તારી કલમની તેજી ન દેખું, ગુર્જરી ભાષામાંય,
કુકડ બાની અનુપમ શૈલી, મોઘા હવેથી હાય!—સુધારાનો૦ ૮

પારસી નહિ પણ પૂરો રૂપી તું, નમ્ર નિખાલસ દિલ,
રાખ રખાવટ નહિ ગમનારો, સાહમભાવ સુશીલ—સુધારાનો૦ ૯

નવરોજજી ફરદુનજી ને વળી, સોહરાબજી સાહસીક,
તેની જોડે તું જઇને બિરાજ્યો, પામ્યો પદવી અધીક—સુધારાનો૦ ૧૦

મિત્ર અમારા દેશ સુધારા, કરતા મચેલા જેહ,
સ્વર્ગ સિધાવ્યે મરણ કથાઓ, લખવી પડેલી તેહ—સુધારાનો૦ ૧૧

મહિપત[2], દલપત[3], માધવદાસને, નર્વદ[4], બંગાળી[5] મિત્ર,
કેખુશરોને છેવટ ખોતા, કાળ દિસે વિપરીત—સુધારાનો૦ ૧૨

૩

( રોળા છંદ )

કયખુશરો મનમિત્ર, સુમીત્રતના મુજ સાથી,
ઘણા વર્ષની પ્રીતિ, પિછાણું બાળપણાથી,
ગુર્જરી ભાષાવિષે, કલમ કસનારો સારો,
તું સમ આજે નથી, પત્ર મધ્યે લખનારો ૧

ગંભીર દલીલોભર્યાં[6], ગમ્મતમાં થતા લખાણો,
હતી કોની મગદૂર, વિચારે ઉતરે સામો?
પૂર્ણ રીત પામેલ, પ્રભુની દિવ્ય પ્રસાદી,
શક્તિ અનુપમ ભવ્ય, કલમ હુન્નર ઉસ્તાદી ૨

જળા જળા કરી રહી, રાસ્ત કીર્તિ ગુજરાતે,
દેશી છાપો ખીલ્યો, વધ્યો મુંબઇમાં આજે,
અધિપતિના આચાર્ય, ઘણા વર્ષોનો અનુભવ,
જેથી થયો તું થકી, વિવિધ દર્શનનો ઉદ્‌ભવ ૩

સંગીતનો શોખીન, કળા કવિતા રસ પીધો,
દુહિતાઓ સગાત—કરી જલસા જરા લીધો,
ગાયન મંડળી સ્થાપી, ઉથાપી વહેમી વિચારો,
સભ્ય જનો સામેલ—કરાવી કર્યો વધારો ૪

---

૧. નાથ કુંવો ૨ મહીપતરામ રૂપરામ ૩ નવલરામ લક્ષ્મીરામ આ બનેની મરણ કવિતા બુદ્ધિપ્રકાશમાં આ લેખકે આપી હતી ૪ દલપતરામ કવિની માસીક મજાહમાં તથા ૫ સોહરાબજી બંગાળીની કવિતા "જ્ઞાનોદય"માં આ લેખકે લખી હતી ૬ દીકરીઓ

નાટ્યશાસ્ત્રનો જાણ , નાટકોનો લખનારો ,
ખેલ કરાવી ખૂબ , શરૂઆતજ કરનારો ,
સ્ત્રી બોધે નોવેલ , લખ્યા જાઝા મઢીયાતા ,
એક એકથી સરસ—શિખામણને રસ પાતા ૫

પારસી ઘર સંસાર ઉપર અજવાળું નાખે ,
વાચે જો સ્ત્રીવર્ગ , ખચીત સુધરે રસ ચાખે ,
'સુની', "ગુલી" ને "બચુ," "ભીખા ભરભરિયા" બારે ,
"દારાશા" ને "જરી," શિરિન' સુધરી સંસારે ૬

ઇત્યાદિક અગણીત , કથાઓ બહુ ઉપયોગી ,
ઘણો મેળવ્યો લાભ, બન્યા જે તેના ભોગી,
ઉદ્ધત લેખન કદી રાજ્ય સામે લખતા પણ,
પુખ્ત ટીકાઓ કરી, ધરીને દિલમા ડહાપણ ૭

"કુરાન", "પારસીનીતિ" વિદ્વતાપૂર્ણ વિવેચન,
લેખન બળ અદ્ભુત, વિરલ શૈલીના દર્શન,
રવિવર્માની જેમ, હુબેહુબ ચિત્રણ શક્તી,
વાચનારને હૃદય, ભજૂકે તદ્રૂપ ભક્તી ૮

વાર્તા, નાટક અને, "રાસ્ત 'મા વિષય લખીને,
ગુજરાતી સાહિત્ય વધાર્યું સરસ રીતે તેં,
જીદગી આખી ગાળી, લખાણોને લખવામા,
કાળ વ્યતિત તેં કર્યો, કલમ બહાદુરી કસવામા ૯

કર્યા ભાષણો સરસ, સુધારો સઘળે કરવા,
અબળાઓને મદદ, ઘણી દીવી દુખ હરવા
રાજ્ય, ધર્મ, સંસાર, સુધારવા વાતો કીવી,
કલમ કસી દેશને, ઘણી ઘણી મદદો દીવી, ૧૦

હિંદુ સુધારક સાથ, મથન કરતો તું કેડે,
નર્મદ[1], માધવ[2] કૃષ્ણ[3], મિત્રમંડળમા જોડે
નહિ પદવી ન ધનાઢ્ય, તથાપિ મોટાઓમા,
વગવાગો તું થયો, કલમ બળથી લાખોમા ૧૧

---

૧ કવિ નર્મદાશંકર લાલશંકર ૨ શેઠ માધવદાસ રૂગનાથદાસ ૩ મી૦ કરસનદાસ મૂળજી



# સ્વર્ગસ્થ સુજ્ઞ કેખુશરો નવરોજજી કાબરાજી.

## મુસલમીન સુધારાને એમની મદદ.

### લખનાર—મી૦ કરમઅલી રહીમઅલી નાનજીઆણી



જન સમૂહના હિત અર્થે એક માનવી કેટકેટલું બજાવી શકે છે તેનું ઉત્તમ દૃષ્ટાંત વિધ વિધ બુદ્ધિબળ ધરાવનાર સાક્ષર કાબરાજીના જીવન ચરિત્ર ઉપરથી મળે છે. નિયમિત રીતે તથા બહોળીથી વર્તમાનપત્ર ચલાવવું, માસિક પ્રગટ કરવું, મ્યુનિસિપાલિટીનું કાર્ય ખંતથી કરવું, જાહેર સભાઓમાં ભાગ લેવો, સંગીતના મેળાવડા કરવા, નવી નવી રસિક વાર્તાઓ રચવી, ફ્રીમેસનરીની ઉંચ પદવીઓ ભોગવી મેમ્બરોને પોતાના જ્ઞાનનો લાભ આપવો, ઇત્યાદિ ઇત્યાદિ એક પુરુષ કરી શકે એ બુદ્ધિના પ્રાબલ્યનો ચમત્કાર ગણી શકાય. શેઠ કાબરાજી એક ઉમંગી સુધારક હતા. પોતાની કોમના એટલુંજ નહિ પણ હિંદુઓ તથા મુસલમાનોને પણ બહુ વાર માર્ગ દર્શાવતા હતા. મહમદિયન કેળવણીને ઉત્તેજન આપવા ગુજરાતમાં જે પહેલું કોનફરન્સ મર્હુમ શેઠ અબદુલ્લા મેહેરઅલી ધરમસીના પ્રમુખપણા તળે ભરાયું હતું તે સંબંધમાં તેમણે સારી સલાહ આપી કોનફરન્સને ઉમંગ સહિત ધન્યવાદ આપ્યો હતો તે વાંચી ઓનરરી સેક્રેટરી તરીકે સેવકને તેમજ એ હિલચાલમાં ભાગ લેનારા બીજા અનેક જણને પરમ સંતોષ ઉપજ્યો હતો. એજ જનરલ રીડિંગ રૂમમાં એમણે કિંમતી ભાષણો આપી કયા કયા સુધારાઓ કોમને લાભકારક છે તે અસરકારક રીતે દેખાડ્યું હતું. મુસલમાન કોમની ઉન્નતિ માટે જે કાંઈ યોજનાઓ બહાર પડતી તેનો ઉમંગથી અભ્યાસ કરી પોતાના પુખ્ત અનુભવનો લાભ આપવા સદા તત્પર રહેતા. ગાયન કળામાં તો એઓ એવા પ્રવીણ હતા, તથા એ વિષયના એટલા તો શોખીન હતા કે ઇલાકાના તાનસેન કહીએ તો અતિશયોક્તિ ગણાય નહિ. ગ્રંથકાર તરીકે એમની કીર્તિ ફક્ત ઇલાકામાંજ નહિ પણ જંગબાર, મસ્કત, કૈરો ઇત્યાદિ દૂર દરાજ સ્થાને ફેલાઈ ગઈ હતી. એમનાં લખાણ મધુર તેમજ આનંદ આપનારાં છે. એમનું જાણીતું નાટક 'નિંદાખાનું' જે વખતે પ્રગટ થયું તે સધીમાં એવો જોગ બન્યો કે મુંબઈ શેહરના એક ચોપડી વેચનારની દુકાન ઉપર કામ પ્રસંગે હું વીસ મિનિટ બેઠો હતો, આટલા ટુંક વખતમાં એ પુસ્તકની ખાહેશ ધરાવનારા ડઝનથી વધારે શખ્સો એ નાટક ખરીદવા આવ્યા હતા, અને પુસ્તક તુરત હાથમાં આવે એવી આતુરતા બતાવતા હતા. સાધારણ રીતે લોકોની માન્યતા એવી હતી કે નાટકોમાં જે ગાયનનો ભાગ આવે છે તેથી જ વાંચનાર મોહ પામે છે. હવે આ નાટકમાં જોશો તો એકે ગાયન નથી છતાં વાંચવા ચટપટી ઉભી થતી હતી એનું કારણ એમની રસીલી લેખણજ હતી. એનો વસ્તુ (પ્લૉટ) નામાંકિત નાટકકાર શેરિડનના "સ્કૂલ ફૉર સ્કેન્ડલ" ઉપરથી રચાયલો છે, પણ લખાણ તથા રચના એવી રીતના છે કે અસલ લેખ અંગ્રેજીમાં છે એવો ભાસ વાંચનારને બિલકુલ થતો નથી. એમની વાર્તાઓ પણ બહુ લોકપ્રિયતાને પામેલી છે. "બુદ્ધિધારી બચુ" તથા "ગુણી ગરીબ" નીતિ તથા સદાચરણ રૂપી ખજાનાના દ્વાર ખુલ્લા કરી મુકે છે. જેમને રમુજનો ભંડાર જોઈતો હોય તેમને "ભોલો દોલો"-ના પાના ઉથલાવવા ભલામણ કરવામાં આવે છે. એ ઉપરાંત બીજી પણ એમની રચેલી બોધ આપનારી વાર્તાઓ છે પણ તે દરેકનું વર્ણન આ સ્થળે આપી શકાય તેમ નથી. સુધારક તરીકે સમાજી બદીઓ અટકાવવા એમણે ભગીરથ પ્રયત્ન કર્યા છે. અત્રે ફક્ત એકજ બાબત લઉં તો ફેશનની ફીશયારીઓ પરના એમના લખાણો મને યાદ આવે છે. તે સંબંધમાં માગ રચેલા "સોને વાહલું શું?" એ નામના નિબંધમાંથી નીચલો ઉતારો બસ થશે.

"સુખનો સ્તંભ. અસલના ભોળા લોકો એમ માનતા અને કદાચ હાલ પણ કેટલાક માનતા હશે કે પારસમણિ નામનો એક પત્થર થાય છે. તેમાં એવો ગુણ રહેલો છે કે ત્રાંબુ, પીતળ ઇત્યાદિ કોઈપણ હલકી ધાતુ લઈ તેનો સ્પર્શ કરાવ્યાથી સોનું બની જાય. આવી વસ્તુ જગતમાં હો કે ન હો, પણ હું એક એવો ઉપાય જાણું છું જે વડે ત્રાંબામાંથી રૂપું થઈ શકે. એ ઉપાય સુખનો એક સ્તંભ છે. એ ઉપાય કાંઈજ નહીં પણ કરકસર છે. જરૂર હોય તેના કરતાં વધારે ખરચ ન કરવો. ગરીબ તેમજ મધ્યમ સ્થિતિના માણસોને એ ઉપયોગી છે એટલુંજ નહીં પણ

ધનાઢ્ય લોકો કરોડપતિ કે લક્ષાધિપતિ જરા તસ્દી લઈ જુએ કે તેમને ત્યાં દર વરસે કેટલા હજારનો નકામો ખરચ થાય છે અને નકામો ખરચ હોય તે બચાવે તો તેમાંથી પરોપકારનાં કેવાં ઉત્તમ કાર્યો થઈ શકે. મારે જણાવવું જોઈએ કે યુરોપિયન લોકો કરકસરની બાબતમાં બહુ ઓછુ સમજે છે, અને તેની અસર હિંદ ઉપર થવા લાગી છે. પોશાકની ફેશનનો દંડ એટલો બધો વધી ગયો છે, કે ઘણુ કરીને દર મહિને બે ત્રણ વાર ફેશનની ઢબ પારિસમાં બદલાય છે. વળી ઘણું કરી એમ બને છે કે પચાસ સાઠ વર્ષે તેને તે તજી દીધેલી ફેશન ચાલુ થાય છે. ફેશનની ફિશીઆરીએ બહુ ખરાબી કરી છે, હાલમાં હિંદુસ્તાન મધ્યે મુંબઈ એ ફિશીઆરીનુ મથક થઈ પડ્યુ છે અને ત્યાંથી દેશાવરો ખાતે તેને વગર વાહને ચઢાવવામાં આવે છે. પારસીઓમાં તેનો પગ પેસારો અતિશય થઈ ગયો છે અને બીજી જ્ઞાતીઓમાં પણ ધીમે ધીમે તેનો પ્રસાર થાય છે. આ ટીકા સ્ત્રી પુરૂષો બન્નેને લાગુ પડે છે. પણ સ્ત્રીઓને જરા વધારે લાગુ પડેછે. મી૰ કેખુશરૂ નવરોજજી કાબરાજીએ પોતાના ભાષણમાં ફેશનની ફિશીઆરી ઉપર જે પ્રહાર ચલાવ્યો છે તેથી ફક્ત પારસી કોમ નહીં પણ આ ઇલાકામાં વસતી બીજી કોમો ઉપર પણ તેમણે ઉપકાર કર્યો છે. જુના ટકાઉ રંગો તજી દઈ નવા કાચા રંગો જેવા કેવા કે ફીરોઝી, પોપટી, ચાકલેટ, આઈસક્રીમ અને રાતરોશની વપરાવા લાગ્યા છે. સુરતી તથા અમદાવાદી ગજીઆણી, ટકાઉ, શોભિતી તથા પાકા રંગની આવે છે તેનો મુંબઈગરા ભાવ પુછતા નથી આઠ વરસ સુધી જવાબ આપે એવા ઘટ ઘાટપોતનું માન હવે ઘટી ગયુ છે. આવી રીત ચાલ્યાજ કરે છે અને તેનો ક્યારે પાર આવશે તે પરમેશ્વર જાણે.

'Maidens like moths are ever caught by glare'

'પતંગીઆંની પેઠે નારીઓ પણ તેજથી અંજાઈ જાય છે.' પણ તેમને મવેળાએ ચેતવણી આપી હોય તો સારૂં કે એ તેજની પાછળ આગ સતાયલી છે. લગ્ન તેમજ મરણની કેટલીક ક્રિયાઓ પાછળ જે હાલ ખરચ થાય છે, તે કેટલે દરજ્જે વાજબી છે એ વિચારવા અને તપાસવા યોગ્ય છે."

ઉપર જે જે બદીઓ વિષે મેં ફક્ત ઇસારો કરયો છે, તે દરેક વિષે મર્હુમ શેઠ કેખુશરોએ સંખ્યાબંધ આર્ટિકલો લખી હતી અને તેના પરિણામમાં ઘણીક કાશીનો, ઘણીક બદીઓ હાંસીમાં આવી તે તે વખતે બંધ પડી ગઈ હતી. હવે કોઈ કોઈ વાર એમના વિચારોથી જુદા થવું પડ્યું, તોપણ ઘણી ખરી બાબતોમાં તેઓ સન્માર્ગ સૂચવતા હતા અને જે સુધારો સૂચવતા તે શુદ્ધ અંતઃકરણથી સૂચવતા એમ તો નક્કી પણે કહી શકાય. છેવટે, એમના પવિત્ર આત્માને પરવરદિગાર શાંતિ આપો એવી દુવા ચાહુ છું.

### ગઝલ.

ગઝલ—અગર આંતુર્કે શીરાઝી બ દસ્ત આરદ દીલે મારા—

ગઝબ ગુઝર્યો લુટાયો હુ અહા મારો ગયો હીરો, નહીં મારો નહીં તારો હતો તે હિંદનો સાચો.
ગયો બુલબુલ ઇલાકાનો સુધારાનો ખરો સાથી, ન દેખે જે ખરી યારી અકલનો તે અજબ કાચો.
અરે મુજ પ્રિય પપીઆ ગયો ઊડી બધુ બીડી, રશિકોને રૂડા રાગો સુણાવે કો બતાવે કો.
દરદને તેં પિછાણીને દવા આપી કડુ લાગી, કટારી ગમ્ત રમતી રહી ગવાયો કો કપાયો કો.
બદીને કાપવા કોશીશ કામરાજી ભલી કીધી, ભલી લાગે બુરી લાગે ફરજ તારી અદા કીધી.
અહો એવો કળાવાળો મળે મુલક મધે કોઈ, ફરમ પુરમદ રશીકે મન કુજા દીદી દીદી.



# કિસ્મત સ્થાપનારી કેળવણી.

## લખનાર—બાઈ મેહરબાનુ ફીરોઝશાહ એડનવાળા



જંગલી અને સુધરેલા માણસોમાં જે મોટો તફાવત હસ્તી ધરાવે છે તેનો મુળ પાયો માત્ર એક શબ્દમાં સમાઈ રહે છે,—કેળવણી

કેળવણીનો માત્ર એકજ વાક્ય માણસો વચ્ચે એક જબ્બર તફાવત ઉભો કરી શકવાની જાદુઈ ધરાવે છે સુધારાની એક મજબુત જામીનગીરી અથવા બરાબર કહિયે તો, સુધારાને લાંબો કાળ નિભાવનારી જામીનગીરી તે નિશાળો અને મોટી મોટી પાઠશાળાઓજ માત્ર છે એમ સમજવું નહિ, કેમ કે એ ખાતાઓ, દલગીરી સાથે કહેવું પડે છે કે, માણસને સુધારાની ઉંચ પાયરીએ ચઢાવવાનો ગુણ ઘણો ઓછો ધરાવે છે. પોતાની તેમજ પારસી કોમને સુધારવાની સાચી ઇચ્છામાં ધરાવતો એકજ હિંમતવાન મરદ એવી ઘણી ઘણી પાઠશાળાઓ અને શિક્ષણ-સ્થળો ઉપર મોતબરી ભોગવે છે, તે વિગત આપણે લેખકોના રાજા મર્હુમ શેઠ કેખુશરો નવરોજજી કાબરાજી જેવા સાચા સુધારાના ઇચ્છાસુ ઉત્તેજક ઉપરથી પુરેપુરી સાબિત થયલી જોઈશું

અજ્ઞાની અંધારૂં ટાળી જ્ઞાનની રોશની ફેલાવવામાં એ લોકપ્રિય મર્હુમ નરનો એકજ હાથ અને એકલું કેળવાયલું ભેજું બહુ બહુ નિશાળો જે પરિણામ વર્ષો સુધી ન નિપજાવી શકે તે નિપજાવવા પામ્યા છે

એક માણસ ઉપર જેમ તેમ કરીને ઠસાવેલું જ્ઞાન બહુ ટુંક વખત નિભશે અને તેની ચાલચલણ ઉપર તે જ્ઞાનની અસર ઝાઝી થશે નહિ નિશાળો અને પાઠશાળાઓના જ્ઞાન કરતાં વધારે લાભકારક જ્ઞાન તે માણસની ચાલચલણ ઉપર નિસરાવ અસર કરી શકે તેવું જાતિમાન જાગવવાનું ભાન કરાવવું તે છે પોતાની તરફેણ અને ટેવો ઉપર ધ્યાન આપતાં રહેવું પોતામાં શારીરિક અને માનસિક નિર્મળ ગુણો વધારવા તેજ ખરૂં જ્ઞાન તેજ ખરી કેળવણી છે, જે વડે માણસ પોતાનું કિસ્મત સહેલાઇથી સમારી શકે છે જ્ઞાનની બારી મગજમાં ખુલતાંજ એક અમુલ્ય મણ કરતાં વધુ મોજ મજાહ મેળવવાનું સાધન તે જ્ઞાનની ચોખી હવાના તલબગાર માણસને મળે છે

જાતિ ગુણોની અથવા નેક ગુણોની ખિલવણી કર્યાથી દુનિયામાં મહા સુખ સાથે મરે નહિ તો લાંબો કાળ નામ ખરૂં મળી જવાય છે જગતનાઓ અજ્ઞાન અને જડ બુદ્ધિના માણસજાતના ખરા સુખ અને શું શું ઉપજાવે છે તે તેની કુદરતની રસિકતા ઉપરથી જોવાનું અને જાણવાનું છે. તે કામ મનશક્તિ ખિલવ્યાથી થઈ શકે છે

હાસલ કરેલું જ્ઞાન વખતના વહેવાથી ભુલાઈ જશે સઘરેલી દોલત ઘસડાઈ જશે મોભો અને સત્તા ઉંધા વળશે પરંતુ ચાલચલણની નિર્મળતા અને સ્વમનશક્તિનો ખિલવેલો ખજાનો તે કાંઈ આવી દુનિયાદારીની નાશવંત દોલત નથી કે તમને છોડી જાય

એ ઠેકાણે પણ મર્હુમ મી૦ કાબરાજીની જિંદગી એક મજબુત પુરાવો રજુ કરે છે એઓએ દુનિયાઈ માનમતા સત્તા કે મોભાની દરકાર ન કરતાં માત્ર એ મનનો ખજાનો એકઠો કરવાની પાક નેમ રાખી અને એજ તેઓનો નેક હેતુ તેમણે છેલ્લે સુધી સાચવ્યો

અજ્ઞાનતા એ નાદનું વિખ છે તે વિનાશનું મૂળ છે અજ્ઞાનતા એ વેહમ ક્રુરતા અને બદીની માતા છે એ બુરાઈના અંધકારને માત્ર કેળવણીનો રોશન દિવોજ તોડી—દુર કરી, આપણા મનમુખ કવિઓ અને માઓરો જે દુનિયાના મીઠા સુખી સ્વપનાઓના ખ્યાલો કવિતા રૂપી યા અલંકારિક શબ્દોમાં લખી ગયા છે, તે પ્રદર્શિત કરી શકે

આ પોહળી સૃષ્ટી ઉપર વસતાં આપણું દરેક માનવીને માથે દુનિયામાં પોતાનો ભાગ ખરી લાયકાતથી બજાવી નેકીનો લાહવો સમાજે મેળવી જવાનો જોખમ સુંપાયલો છે આપણા વડવાઓ જે ભલાઈનો બી વાવી ગયા છે તેને આખી જિંદગીભર નેકીનું પાણી પાઈ પોષીને મોટા ઝાડ કરવાની આપણી ફરજ છે એ ઝાડોને પાકા તૈયાર થતાં અગાડી તેઓ દુનિયાને મીઠા અને સ્વાદિષ્ટ ફળો પુરા પાડે તેવા કરવા જોઈએ વળી આપણી પુંઠે આવતા આપણા બાળકોને માટે એવો નિર્મળ વારસો મેલી જવો છે કે જેમાં એક રજકણ ભાર ભુલ કે મેલ હોય નહિ

જાણીતું છે કે માણસજાત પેદા થતી ચીજોમાં સર્વથી શ્રેષ્ઠ ચીજ છે, તેમજ તેને રહેવું અને થવું જોઈએ તેને જન્મ શિરાજ આપવામાં આવી છે, તેને બુદ્ધિ મોટી આપવામાં આવી છે, તેને સર્વથી વધુ હોશ ઉંચ બક્ષવામાં આવી છે, અને તે ઉપરાંત તેને કુદરતને પહોંચવાની અક્કલ, અને લાંબી જિંદગી વાપરવામાં મળી છે

માણસજાત આ ધર્તિના ખરા હકદાર માલિક છે, તેની સત્તા એ હદની છે, કે તે જે ગમે તે કરી શકે છે. સર્વ ચીજ તેના તાબામાં હેઠળ છે છતા તે બાપડો કેવો બિચારો કેટલો અસંતોષિ દરેક કામ કરતા જતા કેટલો ડર ખાઈ જનારો છે આ દુનિયામાં બીજાઓ કરતા માણસને ઘણી ઓહળી સત્તા આપવામાં આવી છે, છતા તે જન્મતા વાર કેવો દુર્બળ, કેવો લાચાર એવો રડતો હોય છે ! જે જગ્યા ઉપર તેને જોડવામાં આવે છે તેથી તે કેટલો અજાણ્યો બીણો જીવડો હોય છે આ બાબાતરયામાંથી, તેને માટે આ ધર્તિ ઉપર નિર્માણ કરેલા કાર્યો બજાવવાને તેને કેટલા બધા વખતની મહેનત મગે છે વાજબી રીતે શિખી કેળવાઈને પોતા માટે ઓટી યતા કામો હાર પાડના માટે તેને ઘણાક વર્ષોની નાની મુદત મુદત પૂરી પાડવામા આવી છે

એવા એક અજાણ અજ્ઞાન જીવડાએ પોતાના હવે પછીના કિસ્મતને સમાર્ગે દોરવવાને, પોતાના ભવિષ્યને સહેલ રસ્તે મેળવા માટે કેળવણી લેવાની જરૂર છે પણ તે કઈ કેળવણી ? નિશાળોમા ચોપડીઓના પાઠ મોહડે કરવાની ? નહિ પણ પોતે તે કુદરતના પિતાથી કવી હાલતમા મેળાયા છે, પોતે કવી તરેહની જીંદગી નિભાવશે તો પાર પડશે, પોતાની સખાવતો કે હાજતો કયે રસ્તે ધોબાવવી અને કયે માર્ગે રેડવી તે સમજવાનું પૂરૂં ભાન કરાવનારી કેળવણી માણસ જાતને ખાસ જરૂરની છે ભુતકાળ વર્તમાનકાળને લાવશેજ, તેમ વર્તમાન કાળની પુઠે ભવિષ્યકાળ આવ વાનોજ એ કાળો એક બીજાની પુઠે હોવા છતા જેમ કદીપણ ભેગા થઈ શકતા નથી, તેમ દરેક બેળામા ઉઠેલા પેના પવન જેવા નઠારા ખ્યાલોને ભેગા કરવાને એક માણસ અમર જીવી શકનાર નથી

ભુતકાળમા અજ્ઞાનતાનો દોર ઝાઝો હતો, અને તેથી તે વખતે ઘણે ભાગે કંગાળ રીબતી જિંદગીઓ વધુ હતી અજ્ઞાન જીવડાઓના ભેગા થવાથી કંગાળ કમ કમ કરતા ટોળાઓની કલમો બનતી હતી ત્યારે વર્તમાનકાળના માણસો ભૂતકાળના માણસોથી દરજ્જામા સરસ ખરા કલમોને નામે વિદ્યા હુન્નરની ટોળકીઓ એકઠી થતા માંડી, ત્યા વાચવું લખવું દુનિયાના સમાચાર જાણતા એક બીજાને પોતાના જ્ઞાનમાંથી લાભ આપવા ઉપરાંત હવે પછીના આવતા વખત માટે ભવિષ્યકાળની ઓલાદોને માટે સારા દાખલા બેસે તેવા કામો કરી જવાની—જાણે શિખેના કેહવાયા એટલે—વર્તમાન કાળનાઓને માથે એક પવિત્ર ફર્જ આવેલી છે

ખુશી ખુરમી માત્ર એક ઓળો છે બસી મુંજાઈ ગઈ તો સઘળું દુઃખ રૂપે પેસા માત્ર તકોબરી છે, અને સત્તા તે લાનમની દોરી છે, પણ ઉપર કહ્યુ તે જ્ઞાન આ અને આવતી દુનિયાનું સુખ હાસલ કરવાને જે કિસ્મત છે તેની ચાવી છે

બિલના મગજના નાદર વિચારો અજ્ઞાનોને મન ઘેલી ગાંડી બકબક છે, પણ એજ બિલવેના મગજના ગોહે રોથી મોટી મોટી મહેનતનો હાથ કરી શકાય છે, કે જે કામ તન કસીને, મન મેલી હાડકા રગડીને ગમે તેવી મેહનત કરનારને પણ અજ્ઞાનતા વચ્ચે કદીપણ આવી મળતું નથી

જે કોઈ સચાઈને હુડી કાહડવા ચાહે છે, તે ખરી ભરોસાદાર મોટાઈ શાળાનો ચેલો છે અને જે પોતે પોતાને પીછાની શકે છે તે પોતાના કિસ્મતને પોતાને ગમે તેમ ચલાવી શકે છે તે પોતાના કિસ્મતનો પોતે માલિક છે એવી એક શાળાનો મહાન ચેલો તે મહુંમ શેઠ કેખુશરો કાબરાજી હતા કે જેઓએ પોતાની જાતી અક્કલ અને ખતથી પોતાના કિસ્મતને ખરે માર્ગે દોરવી સખાબધ નેક કામો પરકોમ તથા હમકોમને માટે બજાવી પોતાનું નામ અમર કીધું છે, અને જેમની ઉમદા કોરોરો અને ફતેહમંદ કાર્યોના ફળ ચાખતી હિંદુસ્તાનની પચરંગી પ્રજાઓ તેમના ઉપકાર તળે સદા દબાયલી રેહેશે



## મુશકેલી હોય તોજ ફતેહ હોય

### બેહાગ—ખ્યાલ

ફતેહ કાગળની ફુલવાડી
મુશકેલી મગેરે—ફતેહ૦
મુસિબત ટાળવે ફતેહનો બજે ડંકો
ફતેહ ના ગણાય સવર જગેરે
કે૦ ન૦ કાબરાજી.



# વર્તમાનપત્રકારનો ધંધો-મી. કાબરાજીની પ્રશંસા.

લખનાર-મી૦ ભગુભાઈ ફતેહચંદ કારભારી.



મરહુમ શેઠ કેખુશરો કાબરાજીની મને જાતી ઓળખ માત્ર બે વર્ષનીજ હતી, પણ તેમના લખાણથી આજ વીસ વર્ષ થયા હું તેમને ઓળખતો હતો. તેમના લખાણ ઉપર હું એટલો બધો ફીદા હતો કે દેશાવરમાં જ્યારે હું નિશાળમાં ભણતો હતો ત્યારે પેહલાં "રાસ્ત ગોફતાર" દર સોમવારે જોવાની અને વાંચવાની તક લેતો હતો. જો વર્તમાન પત્રમાં કેવી રીતે લખવું જોઇયે, તેમાં કેવા પ્રકારના લેખ હોવા જોઇયે વગેરે શિખવાની અને અનુકરણ કરવાની મને તક મળી હોય તો તે મરહુમની કલમથી લખાતા "રાસ્ત ગોફતાર" પત્રથીજ હતું.

શેઠ કાબરાજીની લખવાની ઇબારત ઘણી સાદી હોવા સાથે તેમનું એક એક વાક્ય હમેશાં ઘણુંજ કિમતી હતું—દરેક શબ્દ કાંઈ મતલબ વિનાનો હતો એટલુંજ નહિ પણ ગમે એવો ગંભીર વિષય તેઓ ઘણી સાદી ભાષામાં અને અજાણ્યા માણસને સમજ પડે તેમ લખતા હતા—તે સાથે લખાણ ટુંકું હોવાથી વાંચવું કંટાળાભરેલું થઈ પડતું નહોતું.

છેલ્લા દાયકામાં તેમના હાથે લખાયેલા "પારસી નિતિ" (Parsi Morals)ના વિષયો જે લાંબી મુદત સુધી "રાસ્ત"ની કટારોમાં લખાયા હતા તે લેખ ઘણાજ કિમતી હતા, અને જો મરહુમના સ્ફુટ વિષયોનું એક પુસ્તક પ્રગટ કરવામાં આવે તો આ વિષયને પેહલું સ્થાન આપવાનું વાજબી ગણાય. આ વિષયોએ પારસી સમાજ અને રીત રીવાજ ઉપર ઘણુંજ સારૂં અજવાળું પાડેલું જણાય છે, અને તે એટલા તો ઉપયોગી છે કે હરકોઈ કોમવાળા જો ધારે તો તે વિષયોનો તે ઉપયોગ કરી શકે એમ છે. આ પછી તેટલાજ બલકે તેથી વધુ ઉપયોગી વિષય "રાસ્ત ગોફતાર"માં દાખલ થયા હોય તો "રાસ્ત ગોફતાર"ની જુબિલી વખતે લખાયેલા મુંબાઈ શહેરની તવારીખના સબંધમાં છે. આ વિષયો એટલા બધા ઉમદા છે કે તેનું ખાસ એક પુસ્તક પ્રગટ કરવાની જરૂર છે, કેમકે તેના અભ્યાસથી આપણને વધુ શિખવાનું મળે છે. હાલના વખતનું મુંબઈ શહેર તે વખતે કેવી સ્થિતિમાં હતું, લોકો કેવા હતા વગેરે ચિત્તાકર્ષક અહેવાલ તે વાંચવાથી મોજ જણાઈ આવે છે.

રાજકીય બાબતમાં મરહુમના વિચારો પાછલા દાયકામાં ફર્યા હતા પણ તે ફેર એવો હતો કે જે અમન કાયદાને ધિક્કારનાર નહોતો એટલે કોન્ગ્રેસની જરૂર નથી એમ તેમનું કહેવું નહોતું પણ કોન્ગ્રેસ અને તેના કરતા કારવાનાઓએ અમુક ફેર કરવો જોઇયે એ સબબથી હતું. તેમના વિચાર મુજબ તેને ઉતારી પાડવાના નહોતા પણ તેને મજબુત કરનારા હતા. ગમે તેમ પ્રજા તેમના સબંધમાં સમજે પણ જે તેમની દલીલ હતી તે કોઈ રીતે નાપાયાદાર હતી નહિ. આદમ જાતે ગધેડાનું પૂછડું પકડ્યું તે પકડ્યું તે કહેવત ઉપર વળગી રેહવાનું નથી પણ જો પોતાને ભૂલ જણાય તો તેને તુરતજ તે સુધારવી જોઇયે, અને તેજ ડહાપણ ભરેલું છે. અલબત્તા કોન્ગ્રેસના સબંધે તેમના વિચારો વિરૂદ્ધ હતા તેથી તે બીજા જાહેર કાર્યોને મદદગાર નહોતા એમ કહેવું ખરેજ ભૂલભરેલું છે. તેમની પ્રજા સેવા ઘણીજ કિમતી હતી.

મુંબઈના 'શેર મેનિઆ" વખતે જ્યારે હજારો લોક ખુવાર થયા હતા અને જે વખતે સટોડીઆઓ ઉજળું એવું સુખ જોતા હતા, તે વખતે જો પ્રજાને ખરાબ થતા બચાવવા કોઈએ પ્રયત્ન કર્યો હોય તો તે મી૦ કાબરાજી અને તેમનું પત્ર "રાસ્ત"જ હતા. આ બધી પરપોટા કંપનીઓ છે અને તે જોતજોતામાં બેસી જશે તેની આગાહી આ ગ્રહસ્થેજ કરી હતી. તે વખતના તેમના લેખ વર્તમાન પત્રના અભ્યાસીએ ખાસ અભ્યાસ કરવા જોગ છે. તે વખત આવી પરપોટા કંપનીઓએ મરહુમને અનેક લાલચો આપી હતી જે ઉપર મરહુમે કાંઈ પણ દરકાર રાખી નહોતી, અને તે તમામ લાલચો ઉપર ફીદા નહિ થતા પ્રજા રક્ષણ કરવામાંજ પોતાના લેખોની કિંમત જાણી મરહુમે હજારોને ખાડામાં પડતા બચાવ્યા હતા, જેનાથી બચેલા આજે પણ મરહુમનો ઉપકાર માને છે.

જે વખતે સ્ત્રી કેળવણી શું તે કોઈ જાણતું નહોતું તેવા સમયમાં સ્ત્રી કેળવણીની હિમાયતી કરનારા લેખો લખી એકલા "રાસ્ત ગોફતાર"ને તેમણે દીપાવ્યું નહોતું, પણ જે વખત વર્તમાનપત્ર અને પારસી કોમની સ્થિતિ તદન બાળપણવાળી હતી તેવા સમયમાં "સ્ત્રી બોધ" જેવા માસિકને પણ તેમણે દીપાવ્યું હતું એટલુંજ નહિ પણ ઉપયોગી ચિત્રો જે વખતે ચિત્રકળા પણ અજાણમાં હતી તેવામાં આપી "સ્ત્રી બોધ"ને વધુ ખેંચાણકારક બનાવ્યું હતું. આ વખત પછીજ કન્યાશાળાઓ નિકળેલી છે, અને આજે સ્ત્રી કેળવણીથી એકલી પારસી કોમજ સુખી નથી પણ બીજી કોમોમાં પણ સ્ત્રી કેળવણીએ થોડો ઘણો પ્રવેશ કર્યો છે અને આ કેળવણીથી અનેક કુટુંબો સુખી થયેલા નજરે પડે છે. અલબત્તા બીજી કોમોમાં પારસી કોમ કરતા પણ સ્ત્રી કેળવણીનો પ્રસાર ઘણો ઓછો છે, તેના કેટલાક કારણો છે. એક તો કન્યાશાળાઓ ઘણે સ્થળે હોતી નથી તેમજ હિંદુઓમાં બાળકીઓને ન્હાની ઉમરે

પરણાવવાનો રીવાજ હોવાથી કેટલાક મૂર્ખ માબાપો પોતાની દીકરીઓને ભણાવતા નથી પણ રાંધણ વગેરેનું કામ સાસરે જઈ કરે અને સાસુ તેના વખાણ કરે તેવી મતલબે માત્ર ઘરનુંજ કામ તેને શિખવે છે પણ સમજુ માબાપો તો પોતાની દીકરીઓને ભણાવવામાજ ડહાપણ સમજે છે, અને ભલે કેટલાક સુધારાના શત્રુઓ એમ સમજતા હોય કે સ્ત્રી કેળવણીના પરિણામ વિપરીત છે, પણ આ તેમનું કહેવું બીલકુલ મૂર્ખતાભરેલું છે, અને આવા હિમાયતીઓને આપણ પુછીશું કે ભણેલી સ્ત્રીઓ કરતા અભણ સ્ત્રીઓમા શું અનીતિનું પ્રમાણ કાંઈ ઓછું છે? બલકે ભણેલી સ્ત્રીઓની સંખ્યા ઘણી ન્હાની છે અને આવી ન્હાની સંખ્યામા કદાચ એકાદ બેના સંબંધમા ખોટું બોલાય તો શું આખી કોમ બગડેલી ગણાય? પણ અભણ સ્ત્રીઓમા જેમ તેમની સાથે પરણનાર પુરૂષોનો સંસાર બગડેલો માલમ પડે છે—કેટલાક પુરૂષો એક ઉપર બીજી સ્ત્રી પરણે છે વગેરે જે બનાવો બને છે, તે ભણેલી સ્ત્રી સાથે પરણનારના સંબંધમા બનેલું આપણને જણાતું નથી અને તેથી કેળવણીના બીજ રોપનાર તરીકે પ્રથમ માન શેઠ કાબરાજી અને મર્હુમ કરસનદાસ મુળજીનેજ ઘટે છે

પ્રજા અનુકરણ કરનાર છે તે વાત તો નિસંદેહ છે કેમકે આજે પારસી કોમમા જે બાંધણ વગેરે કપડાનો ફેરફાર જોવામા આવે છે, તે શેઠ કાબરાજીને ત્યાંથીજ શરૂ થયેલો છે શરૂઆત વખતે ઘણીજ ચર્ચા ચાલેલી પણ આ સુધારાએ આજ એટલુંબધું રૂપ પકડ્યું છે કે એકલી પારસી કોમમા સ્ત્રીઓએ કપડાનો ફેરફાર કર્યો છે એમ નથી પણ કપોળ, ભાટીઆ સુરતી જૈનો વગેરે જાણીતી કોમોના બૈરાઓ પણ સુધરેલા કપડા પેહરવા લાગ્યા છે, અને આ અનુકરણ કરનારની મોટી સંખ્યા અભણ સ્ત્રીઓની પણ છે અને તેથી શું આ પરિણામ સ્ત્રી કેળવણીનું નહિ કહેવાય? અલબત્તા હિંદુ અને જૈન બ્હેનો ભલે કપડામા સુધારો કરે પણ કેળવણી વિનાનો આ સુધારો કાગડાને મોરના પીછમા સજ્જ કરવા જેવો છે સમજુ માણસોના વિચાર પ્રમાણે તો ભણતર વિનાની જીંદગી ફોકટ છે કા તે પુરૂષ હોય કે સ્ત્રી હોય ખરે સ્ત્રી કેળવણીનો ફેલાવો કરનારનો દરેક કોમે અવશ્ય આભાર માનવોજ જોઈએ

મિલોમા ચાલતા ઘોટાળા બ્હાર પાડનારા લખાણો પ્રકટ કરવાનું માન પણ મર્હુમનેજ ઘટે છે થોડા વર્ષ ઉપર મિલના કોઈ અનુભવીની કલમથી મિલ મેનેજરો અને તેના એજંટો તેમના શેરહોલ્ડરો સાથે કેવી બાજી રમે છે તે સબંધી અનેક લખાણો પ્રકટ થયા હતા અને તેના પરિણામે શેરહોલ્ડર ઉપર ઘણી સારી અસર થઈ હતી એટલુંજ નહિ પણ કેટલીક મિલો બંધ કરવામા આવી હતી આ વિષયો એકલા વર્તમાનપત્રમાજ છપાઈ અટક્યા નહોતા પણ તેના અંગ્રેજી ભાષાંતર સાથે ચોપાનીઆના આકારમાં તે પ્રકટ થવાથી તેની વધુ સારી અસર થઈ હતી

આવી રીતે રાજા પ્રજાની સેવા બજાવવામા મર્હુમે એક વર્તમાનપત્રકાર તરીકે પોતાની અદા ફર્જ બજાવી હતી

મ્યુનિસિપાલિટીના પ્રજા તથા સરકારના કોર્પોરેટર તરીકે તેમણે ઘણી સારી સેવા બજાવી છે મર્હુમની આ કારકીર્દીની તપાસ કરવાની મને તક મળેલી નહિ હોવાથી એ વિષે કાંઈપણ વિસ્તારીને લખવાને હું અશક્ત છું

મર્હુમ હિંદુ સુધારાના સંબંધમા સારો ભાગ લેતા હતા તેઓએ પ્રેસિડન્સી સોશ્યલ એસોસિએશનના ઑનરરી સેક્રેટરી તરીકે કામ કરવાનું માથે લીધું હતું, પણ અફસોસની વાત છે કે મર્હુમની દેહ તે સંબંધમા કામ કર્યા પેહલાજ પરલોક ગમન થઈ તેઓ ભાગ્યેજ મુંબઈમા થતા પુનર્લગ્નમા ગેરહાજર રહેતા, બલકે પોતાની હાજરી આપી તેઓ પુનર્લગ્નના પૂર્ણ હિમાયતી છે એમ બતાવી આપતા હતા

વર્તમાનપત્રકારની ફર્જ કાંઈ જેવી તેવી નથી આ ફર્જ કેવળ પરમાર્થની છે અને પરમાર્થ કરતા ઘણાના દુશ્મન થવુ પડે છે તેનો તે ધંધો કરનારાજ સારી પેઠે જાણે છે દ્રવ્ય મેળવવાની ભાગ્યેજ આશા આ ધંધામા રાખી શકાય, પણ આટો ફાકી કામ કરવાનું હોવાથી ભલ ભલા પણ આગળ જતે થાકે તેમા નવાઈ નથી કેમકે આવા ધંધો કરનારા આપણે ઘણા જોયા છે કે જેઓ શરૂઆતમા ઉત્સાહભરે કામ કરી છેવટે કંટાળી બીજે ધંધે વળગેલા છે દાખલા તરીકે મર્હુમ નર્મદાશંકર, મહીપતરામ, કરસનદાસ વગેરેના નામો બસ છે પણ મર્હુમ શેઠ કાબરાજીએ તો તે એક પોતાની જિંદગીનુંજ કાર્ય છે એમ સમજી પોતાનું વલણ છેક બાળપણથીજ વર્તમાનપત્રકારના ધંધા તરફજ લગાડ્યું હતું, અને મરતા સુધી તેજ ધંધો તેમને અંગીકાર કર્યો હતો ઇંગ્લાંડ જેવા સુધરેલા દેશમા ૪૦ વર્ષ સુધી લાગલાગટ એકજ વર્તમાનપત્રના અધિપતિ તરીકે વર્તમાનપત્રકાર તરીકે કામ કરનાર ભાગ્યેજ જણાય છે તો હિંદુસ્તાનમા તો ક્યાથી હોય? અત્યાર સુધી એક પણ તેવો દાખલો હોય તો તે મર્હુમનો એકલાનોજ છે

એકજ ધંધા તરફ દ્રઢતાથી રહે તો તેને પૈસો મળે છે પણ આ ધંધામા પૈસાને બદલે આબરૂ મળે છે, જે મર્હુમે પુરેપુરી મેળવી હતી—આ ધંધાના સંબંધમા વાત કરતા તે વખતો વખત કહેતા હતા કે તે મારનારો ધંધો છે (Killing profession) અલબત્તા વર્તમાનપત્રકારને આખા દેશની ફીકર હોય છે, અને તે ફીકરના ઉંડા વિચારમા ગયા તે ભાગ્યેજ ઉંચા આવે છે

મર્હુમ પોતાનો ફુરસદનો વખત કાંઈ નકામો ગાળતા નહોતા તેઓ નાટકની હિલચાલોમા ભાગ લેતા હતા એટલુંજ નહિ પણ પ્રથમજ સારી નાટકશાળા સ્થાપવાનું અને નાટક લખવાનું માન પણ તેમનેજ ઘટે છે નાટકોમા સ્ત્રી ખેલાડીઓની જરૂર જણાવનાર પણ મર્હુમજ હતા અને

# કોણ ગયો ?

લખનાર–મી૦ દા૦ એ૦ તારાપોરવાળા.

(મનહર.)

નર નામદાર ગયો, સાહિત્યનો સાર ગયો,
સાક્ષર શૃંગાર ગયો, પાર ગયો પ્રેમનો;
લેખક ઉદાર ગયો, પંડિતોનો પ્યાર ગયો,
અમીરી ઉચ્ચાર ગયો, તાર ગયો તેમનો;
ભાષાનો ભંડાર ગયો, દાના દોસ્તદાર ગયો,
વાણીનો વિહાર ગયો, ક્ષાર ગયો ક્ષેમનો;
દિલનો દેનાર ગયો, જાનનો જુહાર ગયો,
દાદીનો દિદાર ગયો, હાર ગયો હેમનો.

(પરજ.)

અરે લેખક ક્યાં છે એવો રે,
જડે કાબરાજી જેવો.—(ટેક)

સાક્ષરમાં તું શ્રેષ્ઠ હતો રે, લેખકનો સરદાર;
લેખણથી લેખ લાખ લખ્યા કૈં, જેનો પમાય ન પાર ! અરે લેખક૦ ૧.

સંસાર કેરો સત્ય સુધારક, તારક દુષ્ટ રિવાજ;
તારે જવે હવે કોણ રહ્યો અહીં જ્હેમ વિહારક આજ ? અરે લેખક૦ ૨.

ધન્ય કલમકસ ! નિત્ય કસી તેં કલમ સુધારા કાજ;
થાય ધરોધર તારીફ તારી, કુપુશરો બહુ આજ. અરે લેખક૦ ૩.

આજ નથી કોઇ પારસી એવો, પૂરી શકે તુજ ખોટ;
સાહિત્ય કેરા સાગર માહે લાગી ખરેખર ઓટ. અરે લેખક૦ ૪.

કલમ રહી કોણ પારસી એવી, રંગીન ને રસદાર ?
હાથ ન આવે તારી હથોટી, ખોટી ગણું તકરાર. અરે લેખક૦ ૫.

હાટે ને વાટે એક ઝપાટે કકળે અરે કૈંક લોક;
સત્ય સ્વતંત્ર હતો એક શેહરી, શેહર ભૂલે કયમ શોક ? અરે લેખક૦ ૬.

હુન્નર કેરો મોટો હિતેચ્છુ, સંગીત આશ્રયકાર;
સ્ત્રી-શિક્ષણનો સત્ય સહાયક, સંગીતનો સરદાર. અરે લેખક૦ ૭.

ગાયક તું ગુણવંત હતો એક, પાયક સંગીત પૂર;
સ્વર્ગ સિંહાસન આસન માંડી, દોસ્ત ! થયો કેમ દૂર ? અરે લેખક૦ ૮.

ઓગણીસેં-ચાર પચીસ એપ્રિલ, આવી ઉભો જમદૂત;
સત્ય સુધારક સ્વર્ગ સધાવ્યો, ભાગ ભજી અદભુત ! અરે લેખક૦ ૯.

કલમ રહી કેમ કંપી અરે તું ! નાખી નીચે કેમ નોક ?
જગત્-પ્રવાસ પ્રવાસિ કરી, જન વાસિ થયો પરલોક ! અરે લેખક૦ ૧૦.

મુંબઈ શોક કરે તુજ માટે, હાટે પડી હડતાલ ;
તુજ સમ કીરત વિરલાજ ખાટે, વાટે નથી એ વ્હાલ ! અરે લેખક૦ ૧૧.

તાજ મહેલથી તૂટીજ પડશે, પડશે કુતુબ મિનાર ;
અખંડ તારા ગ્રંથ તણો થોક રહેશે અમર યાદગાર. અરે લેખક૦ ૧૨.

એક સમે-હાય મેલાપ છેલ્લો ! જ્યારે થયો મુજ સાથ ,
ઉત્તમ પ્રેમ અપૂર્વ બતાવ્યો, હેતે ધરી મુજ હાથ: અરે લેખક૦ ૧૩.

" કાવ્ય રસીક ખરેજ રચોછો, કરજો હમેશ પ્રયત્ન ;
કદર બૂજે કે બૂજે નહીં કોઇ, તોય ન તજશો યત્ન ! " અરે લેખક૦ ૧૪.

એમ કદર કરનાર ગયો ક્યાં ! આજ ઉઠી તું, હાય !
હે સર્વેશ્વર ! આપજે એને, ત્યાં પણ તારી છાંય ! અરે લેખક૦ ૧૫.

[ દોહરો . ]

કલમ કરે શું કામ તે, પુરો દેવા ખ્યાલ ;
તું જન્મી ઝડકી ગયો, વડું અમારૂં વ્હાલ.

